## પ્રેમભક્તિ-ગ્રન્થમાળાનાં

# નવીન ગ્રન્થો અને આવૃત્તિઓ

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧૭, શકુન્તલાનું સંભારણું ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર: પ્રથમ કાંડ, યુગપલટો ( ૩જી આવૃત્તિ ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર: દ્વાદશ કાંડ, મહાસુદર્શન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્‌બોધન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૨, સંસારમન્થન ( ૨ જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૬, ગીતમંજરી | ૧૯૨૮ |
| ૨૭, જહાંગીર-નૂરજહાન ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૮ |
| ૨૮, કુરુક્ષેત્ર: ચતુર્થ કાંડ, યોધપર્વણી | ૧૯૨૮ |
| ૨૯, કુરુક્ષેત્ર: પંચમ કાંડ, પ્રતિજ્ઞાદ્વન્દ્વ | ૧૯૨૮ |
| ૩૦, કુરુક્ષેત્ર: એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ |
| ૩૧, કુરુક્ષેત્ર: દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ |
| ૩૨, શાહાનશાહ અકબરશાહ | ૧૯૩૦ |
| ૩૩, પાંખડીઓ | ૧૯૩૦ |
| ૩૪, સંબોધન | ૧૯૩૦ |
| કુરુક્ષેત્ર: દશમ કાંડ, કાળનો ડંકો | ૧૯૩૦ |

## હવે પછી છપાશે

૧, કુરુક્ષેત્ર: તૃતીય કાંડ, નિર્ધાર

૨, ઉપનિષદ્ પંચક, સમશ્લોકી

૩, ધર્મમન્થન

ઇન્દુકુમાર, અંક ૩ જો, સમર્પણ

# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | | પ્રથમ આવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧ | કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૦૩ |
| ૨ | રાજસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩ | વસન્તોત્સવ ( ૩જી આવૃત્તિ ) | ૧૯૦૫ |
| ૪ | કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો ( ૨જી આવૃત્તિ ) | ૧૯૦૮ |
| ૫ | ઇન્દુકુમાર, અંક ૧ લો ( ૩જી આવૃત્તિ ) | ૧૯૦૯ |
| ૬ | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો ( ૬ઠ્ઠી આવૃત્તિ ) | ૧૯૧૦ |
| ૭ | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી ( ૨જી આવૃત્તિ ) | ૧૯૧૦ |
| ૮ | જયા-જયન્ત ( ૪ થી આવૃત્તિ ) | ૧૯૧૪ |
| ૯ | મેઘદૂત, સમશ્લોકી ( ૩જી આવૃત્તિ ) | ૧૯૧૭ |
| ૧૦ | ઉષા ( ૫મી આવૃત્તિ ) | ૧૯૧૮ |
| ૧૧ | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨ | રાજર્ષિ ભરત ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૨ |
| ૧૩ | પ્રેમકુંજ ( ૨જી આવૃત્તિ ) | ૧૯૨૨ |
| ૧૪ | પ્રેમભક્તિ-ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫ | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬ | વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |

प्रेमभक्ति-ग्रन्थमाळा

બાદશાહનામું, ૩

# શાહાનશાહ અકબરશાહ

---

ન્હાનાલાલ દલપતરામ કવિ

---

दिल्हीश्वरो वा जगदीश्वरो वा

વિ. સં. ૧૯૮૬ ઈ. સ. ૧૯૩૦

કીંમત ત્રણ રૂપીઆ

ઇતિહાસ એટલે રાજર્ષિઓનું ધર્મશાસ્ત્ર.
પૃથ્વીના રાજર્ષિઓ! પધારો;
ત્હમને ઓળખાવું ત્હમારો રાજરાજર્ષિ.
ઇતિહાસમાં બીજું ઇબાદતખાનું નથી;
ઇતિહાસમાં બીજો અકબરશાહ નથી.
કોઇએ ભાળ્યો પોતાનો ભાગ્યદેશ?
કે દીઠો પોતાનો મુખચન્દ્ર?
અકબરશાહની અમૃતાક્ષરી વાંચશે
એને ઇતિહાસના અક્ષરો ઉકલશે.
આવો, કહું અકબરી યુગનો રાજયોગ;
આવો, કહું એ આજાનબાહુની વાર્તા.
જગતના રાજર્ષિઓને કાજે એ
ત્રિકાળના રાજમન્ત્રો લખી ગયો છે.
આર્યાવર્તના સિંહાસને
પ્રાચીન યુગને અજવાળી ગયા
ભરતદેવ ને ધર્મરાજા;
અને અર્વાચીન યુગને સોહાવે છે
અશોકદેવ ને અકબરશાહ.
ઇતિહાસ કે કવિતા કે કીર્તિગાથા
એવો ઉચ્ચરતા નથી કો રાજર્ષિને.
માનવ ઇતિહાસનો એ માનદંડ હતો.
સિંહ શો તે શૂર હતોઃ
સિંહ શો હતો દિલનો દિલદરિયાવ.
આર્યાવર્તનો પરધર્મી એ આર્યરાજર્ષિ,
ભારતવર્ષનો ઓરમાન પૂત
હતો સગા સપૂતોથી સવાયો.
ગાન્ધારથી માંડી ગંગાદ્વારની પાર

ને કાશ્મીરથી ગોદાવરી ઉતાર
ગાજતો એનો વિજયડંકો.

હિન્દુઓ ત્ય્હારે ઇસ્લામની સમશેર હતા.
જગતે જાણ્યું મુગલાઇનો ભાણુ ઉગ્યો.

એના સન્મિત્રો યે મહાનુભાવ હતા,
એના દુશ્મનો યે મહાનુભાવ હતા.

અજબ હતી એની હારજીતની શેતરંજ.
પરાજિતને ગૌરવવન્તા કીધા એણે;

હરાવેલાને રાજસ્થંભો સ્થાપ્યા એણે;
મહિમાખંડિતને મહિમાવન્તા વિચરાવ્યા એણે.

જીતેલાને એટલા કો શાહે અપનાવ્યા નથી,

જીતેલાથી એટલા કો શાહ જીતાયા નથી.
પૃથ્વીની પ્રજાપ્રજાના રાજમન્દિરોમાં,

જગતની આઘેઆઘેની જલકુંજોમાં,
ભવવનની ભૂલભૂલામણીઓમાં
ગરવો ગજાવ્યો એણે ભારતમહિમા.

દેશદેશના સાહસિકોનાં નયનઝરણાં
ભારતની ભૂમિ ભણી વાળ્યાં એણે.

જગતલક્ષ્મીનું કાળજાનું ધામ
હિન્દ માણવા પછી યૂરોપ ચ્હડયો.

ચિતોડવિજેતા એ મહાનુભાવ ફકીર

મુગલાઇનો હતો ભાગ્યવિધાતા બ્રહ્મા.
પ્રારબ્ધનો લાડીલો હતો,

પુરુષાતનની પ્રેરણા હતો.
વીરત્વે મુગલાઇનો અર્જુન,
ડહાપણે મુગલાઇનો ભીષ્મ,

ઇનસાફે યુગયશસ્વી નૌશીરવાન,

ધાર્મિકતાએ ઉત્તરાવસ્થાનો અશોકદેવ,
રાજનીતિએ કૃષ્ણચન્દ્રનો જાણે શિષ્યરાજ:
ઇસ્લામી સંસ્કૃતિનું અમરફળ હતો એ.

એ પયગમ્બર ન હતો;
પયગમ્બર થવાના એને હતા કોડ.
ન્યાય કરતાં, ધર્મઋચાઓ ઉચ્ચરતાં
ધર્મસિંહાસને બેસતો નહિ એ;
ધર્મસિંહાસનને પગથિયે ઉભતો.
મુગલાઈના રાજમન્ત્રોનો મહામન્ત્રી હતો.
'ગાયને ગોવાળ પોષે ને દૂહવે
એમ રાજવીઓ ! પોષજો-દૂહોજો પ્રજાગૌને;'
ભારતના સંસારવિધાતાએ એ ભાખ્યું છે.
એવા હતા અકબરશાહ
પ્રજાના ગોધણના ગોવાળ.
ખેડૂતને કહેતો એ સામ્રાજ્યના ભંડારીઓ.
આજે યે રાજમન્ત્રીઓ ઉપાસે છે
રાજા ટોડરમલ્લની રૈયતવારીને.
હિન્દુઓ ત્ય્હારે ઇસ્લામના સિપેહસાલારો હતા.
એ રાજર્ષિએ આલેખ્યાં છે
મુગલાઈના મહાભારતનાં
ભીષ્મપર્વ ને શાન્તિપર્વ.
ભવિષ્યના ભાગ્યલેખ વાંચતો,
ભૂતના અનુભવશબ્દ સાંભળતો,
વર્તમાનના સીમાપ્રાન્તોથી પર તે સંચરતો.
વિચારક, સુધારક, સમુદ્ધારક;
જાણન્દો, પરખન્દો, પોષન્દો, સૂફી;
સાધુ-સન્ત-ઓલિયાનો કોડીલો;
ગેબના પડદા પાછળનાં
જગતસત્યોને ઝંખનારો ને ઝાંખનારો:
શાહોનો એ આદર્શ શાહાનશાહ હતો.
મહાવિજેતા, વિદ્યાવ્યાસંગી,
સામ્રાજ્યનો સંસારનો સદ્ધર્મનો
રાજદુર્ગોનો સ્થાપક ને ઉત્થાપક,

ખુદાઇ સત્યોનો પરમ શોધક,
અગાસી જેવા ઉઘાડા દિલનો
હતો મહાશય જલાલુદ્દીન મહમ્મદ.
ફૂલફૂલનો એ મધુકર હતો.
હિન્દુઓ એને હિન્દુ કહેતા,
જૈનીઓ એને જૈની કહેતા,
ઝરથૂસ્તીઓ એને ઝરથૂસ્તી કહેતા,
નાઝરીનીઓ એને નાઝરીની કહેતા.
એ હતો ગેબનો ગેબી,
એ હતો પૃથ્વીનો પરમહંસ,
એ હતો ખુદાઇ જમાતનો ન્હાનો જોગી.
પ્રજાઓનો ધર્મોનો સાહિત્યોનો સંસ્કૃતિઓનો
આયુષ્યભરમાં આદર્યો 'તો એણે
સર્વસમન્વયનો જાણે રાજસૂય યજ્ઞ.
અફ્લાતૂનને પડયાં હતાં સ્વપ્નાં
ફિલસુફ કે રાજરાજર્ષિનાં:
અફ્લાતૂનનું સ્વપ્નું અકબરશાહે સાચું પાડયું.
ઇસ્લામનો ઉદારભાવ મહાસામન્ત,
રાજર્ષિ ભરતનો બાલઅવતાર,
ગજરાજોનો ગોવાળ, પાણીપતનો ખેલન્દો:
રાજવીઓનું રાજશાસ્ત્ર હતો એ.
સૂરજમાળામાં સૂરજ એક છે:
ઇતિહાસના રાજવીવંશે અકબરશાહ એક છે.
વસન્તનો ગુલઝાર પ્રફુલ્લે
એવો પ્રફુલ્લ્યો હતો અકબરી યુગ.
અને એનો નવરત્નદરબાર !
મહારથીઓ એને માંડવડે મહાલતા,
ધર્મધુરન્ધરો એને મહેલે ઝળહળતા.
કુંજમાં મોરલા ટહુકે એવા
અકબરી કુંજમાં કવિઓ ટહુકતા.

મીરાં, તુલસી, સુરદાસઃ
વૃન્દાવન, વારાણસી, દ્વારામતી
ભર્યાભર્યાં ગાજતાં વૈષ્ણવી સન્તવૃન્દોથી.
વનરાજોનો ને ગજરાજોનો
એ અંકુશધારી હતો.
ઇબાદતખાનાનો અધિષ્ઠાતા હતો.
વીર ત્હેવા દાનેશમન્દ,
જ્ઞાની, ત્હેવા ધર્મનિષ્ટ, ત્હેવા રસરસિયા,
સંસારના મહામૂલા શણગાર
ને બ્રહ્મતીર્થના તીરથવાસી યાત્રીઓ
હતા એ રાજસભામાંના રાજરત્નો.
નદીઓનાં એ હોડકાં ન્હોતા;
સૌ હતા સાગરના સફરી જહાજ.
દાનેશમન્દોને સિપેહસાલાર નીમ્યાં,
વિદ્યાવન્તોને રાજામહારાજા કીધા,
કલાવિશારદોને ખાનખાનાન સ્થાપ્યા,
ઇલ્મનાં ગોહરોને વઝીરાતો દીધી.
ચન્દ્રકાન્તોમાં ચન્દ્રદેવ શો એ શોભતો,
સૂર્યકાન્તોમાં સૂર્યરાજ શો ઝગમગતો.
એણે સંભળાવ્યો જગતને
ઇસ્લામનો ઉદાર સન્દેશ.
એણે અમૃતના આંબા વાવ્યા,
અમૃતફળ માણ્યાં ને મણાવ્યાં પરિવારને.
જગતના રાજવીકુળને એણે ઉજ્જવળ કીધું.
મણિઓ માંડીમાંડીને ઝવેરીઓ
મુગટમાંના મન્ત્રો લખે છે.
એવા આલેખાયેલા હતા
જગતમણિ જેવા રાજસૂત્રોથી
એના મુગટમાંના મહામન્ત્રો.
અકબરશાહ એટલે
જગતની બાદશાહમાળાનો મેર.

એવો હતો મુગલાઇનો રાજરાજર્ષિ.
એવી હતી એની રાજયોગની લીલા.
દુનિયાના ઇતિહાસવિશારદો !
વૃથા ઉથલાવશો મા ઇતિહાસનાં પાનાંઓને.
ઇતિહાસમાં અકબરશાહ હતો
**एकमेवाद्वितीयम्.**
પ્રતાપે એ સુર્ય હતો,
કુમાશે એ ચન્દ્ર હતો.
એનાં વર્ચસ્ ને એનાં અમૃત
ઉભય જગતે માણ્યાં છે.
યુગસત્યો યુગ કાજેના છે,
યુગધર્મો યે યુગ કાજેના છે:
યુગ ઉતર્યે આથમી જાય.
પરમ સત્ય ત્રિકાલાબાધિત છે,
પરમ ધર્મ ત્રિકાલાબાધિત છે.
સર્વસમન્વય ને સર્વકલ્યાણ
ત્રિકાળનાં સત્યો છે.
અકબરશાહે સર્વયુગના ધર્મ ભાખ્યા છે,
અકબરશાહ સર્વયુગના રાજર્ષિ હતા.
જગત્પ્રજા, જગત્સાહિત્ય, જગતપાર્લમેન્ટ,
જગત્ધર્મ, જગતસંસ્કૃતિના સ્વપ્નદ્રષ્ટાઓ !
કવિઓ ! ફિલસુફો ! રાજરાજેશ્વરો !
સર્વસમન્વય વાંછો છો ને ?—
વિશ્વસરિતાઓનો મહાસંગમ ?
તો જાવ સીક્રીની શારદાપીઠે,
તો જાવ સિકન્દરાની યાત્રાએ:
પઢો એનાં જીવનશાસ્ત્ર,
ને ભોગવો જહાનની સિકન્દરી.
સિક્રી ને સિકન્દરા છે

રાજર્ષિઓનાં રાજતીર્થ.
હોલવાતા હોમાગ્નિનાં કેસરકુંકુમ સમાં
સીક્રી ને સિકન્દરાનાં ખંડેરો આજ
પૃથ્વીના રાજમહેલોને તિલક કરશે.
સર્વસમન્વયનો મહાઉપાસક
એવો હતો એ રાજયોગી
રાજરાજર્ષિ અકબ્બરશાહ.
રાજકુળનો એ રાજમુગટ હતો;
ત્હમારો હતો એ રાજશણગાર.
અને ત્હમને જ સમર્પણ હો,
જગતના ઓ મહાભાગ રાજર્ષિઓ !
આછી-અધૂરી, ભવ્ય ને મધુરી,
એ મહાનુભાવની આ મહાકથા.
કલ્યાણનામ રાજર્ષિઓ !
પ્રભાતે પ્રભાતે પોતે આરાધતો એમ
એ રાજયોગીની મહાનુભાવિતાને
ગાયત્રીમન્ત્રે સદા આરાધજો
ને સર્વસમન્વયની પ્રેરણા પ્રાર્થજો.
બે નેત્રો સમા, બે પાંખો સમા,
અકબ્બરશાહના બે હતા જીવનમન્ત્રોઃ
સર્વસમન્વય ને સર્વકલ્યાણ.
પૃથ્વીની પ્રજાપ્રજાને રાજમન્દિરે,
ઇતિહાસને સિંહાસનસિંહાસને
એ રાજમન્ત્રો સ્થપાશે,
વસુધા ત્ય્હારે વસુઓથી છલકાશે,
માનવજાત ત્ય્હારે કલ્યાણતીર્થ નિહાળશે.
**તથાસ્તુ ! તથાસ્તુ ! તથાસ્તુ !**

# પ્રસ્તાવના

લોકોક્તિ કહે છે કે ઇશ્વરની અંગુલિ ઇતિહાસ લખે છે. લોકોક્તિના એ પરમ સત્યના શબ્દો છે.

ઝીન્દગીની સફળતાનો મન્ત્ર એ છે કે બહારથી પુરુષાર્થ ઉલાળો ઉધાડે અને અન્દરથી પ્રારબ્ધ ઉલાળાને દાબી ન રાખે તો બારણાં ઉધડે. પુરુષાર્થ ને પ્રારબ્ધનો સમન્વય એ સિદ્ધોની સિદ્ધિ ને જીવનનો જય. અકબરશાહ એટલે પ્રારબ્ધે રક્ષેલો ને પુરુષાર્થે શણગારેલો શાહાનશાહ.

કીન કહે છે કે ઇતિહાસની રાજવહીમાં મુગલવંશ જેવો મહારાજવીઓનો રાજવંશ નથી. સ્લીમેન કહે છે કે કવિઓમાં જેમ શેક્ષપીઅર કવિશ્રેષ્ટ, એમ રાજવીઓમાં અકબરશાહ રાજવીશ્રેષ્ટ છે. ફ્લોરા સ્ટીલ કહે છે કે સ્વપ્નદ્રષ્ટાઓનો અકબરશાહ મુગટમણિ થઈ ગયો.

કુતલઘ પુલાદ એને છાનું બાણ મારે ત્હો યે એ ઉગરે. શરવૃષ્ટિની વચ્ચે કન્દહારના કોટકાંગરેથી એને એના કાકા લટકાવે ત્હો યે એને એકકે શર અડકે નહિ. અન્ધારામાં એ ગોળી મારે ત્હો યે તે ગોળી ચિતોડગઢના સેનાધીશ જયમલને જઇને વાગે. સીસુ ખૂટયે સુલ્તાના ચાંદ સોનારૂપાની ગોળીએ સ્હામી ઉભે તો અહમદનગરવાળા જ સુલ્તાનાનો વધ કરે. સાબરમતીની રેતીમાં ગુજરાતીઓની જ હજારો હવાઇઓ ગુજરાતીઓને સંહારે. મહીન્દરીને કાંઠે સરનાળનાં કોતરોમાં ભેખડો એની ઢાલ થાય, ને રાજા માન ને રાજા ભગવાન એની સમશેરો બને. પ્રારબ્ધ ને પુરુષાર્થની બન્ને પાંખે અકબરશાહ ઇતિહાસના આભમાં ઉડતા.

અકબરે પહેલી વયમાં મહામાનવતા દાખવી એટલી બીજી વયમાં યે કેટકેટલાક દાખવે છે? ૧૪ ની વયે એણે પાણીપત જોયું; ૧૮ ની વયે એ સ્વતન્ત્રશીલ બાદશાહ થયો; ૨૦ ની વયે રણસંગ્રામમાં બન્ધીવાન પકડવાની એણે બન્ધી કીધી; ૨૧ ની વયે ધર્મતીર્થોના

માથાવેરા રદ્દ કીધા; ૨૨ ની વયે જજિયા વેરો માફ કીધો; ૨૬ ની વયે એણે ચિતોડ જીત્યું; જગબત્રીસીએ ગ્હડેલી પહેલી પચ્ચીસી પૂરી થતાં-થતાંમાંનાં એ એનાં મ્હોટપ ને પરાક્રમ. ઉપનિષદ ખરૂં ભાખે છે કે પહેલી પચ્ચીસી એટલે ઝીન્દગીની વસન્ત.

કાલીદાસે લખ્યું છે કે બાલ ભરત સિંહણબચ્ચાનાં દાંત ગણતો. ઇતિહાસ કહે છે કે ૧૪ વર્ષનો અકબર પાણીપતમાં હાથી ખેલાવતો. જીવનભર અકબરશાહે તો મહારથીઓના હાથીઓ ખેલાવ્યા છે.

કહે છે કે હુમાયુનશાહ જ્યોતિષ જાણતાઃ મહાન ખગોળશાસ્ત્રીઓ સંગાથે શેરમંડળની અગાશીમાં બેસીને નક્ષત્રોના ને રાશીઓના સન્દેશ વાંચતા. હુમાયુનશાહભાખી એક ભવિષ્યવાણ તો અજવાળાં જેટલી ઉજળી નીવડી છે. અકબરશાહની જન્મવધાઇ આવી, ત્હારે હુમાયુનશાહે કસ્તુરીપુટ ફોડીને સ્વજનમંડળમાં કસ્તૂરી વ્હેંચતાં કહ્યું હતું કે આ કસ્તૂરીની સુગન્ધ જેવી બાલ બાદશાહની સુગન્ધ જગતમાં મઘમઘી રહેશે. ઇતિહાસ આજ સાક્ષી પૂરે છે કે હુમાયુનશાહ સાચા જ્યોતિષી હતા.

માનવીની નિરનિરાળી ભાષાઓમાં અકબરશાહ વિશે લખાયા છે એટલા ગ્રન્થો, કદાચ એક નેપોલિયન શિવાય, અન્ય કો મહીપતને માટે ભાગ્યે લખાયા હશે. નીચે લખ્યા ગ્રન્થો વાંચ્યા–વિચાર્યા વિનાનો અકબરી યુગનો અભ્યાસ અધૂરો ગણાય.

૧ અબુલફઝલકૃત અકબરનામું ને આઇને અકબરી. કહે છે કે બુખારાનો શાહ અબદુલ્લા 'Was more afraid of Abul Fazl's pen than of Akbar's arrow.'

૨. હોલ્ડનકૃત મુગલ બાદશાહો.

૩. ઇગ્લાંડના રાજકવિ ટેનીસનકૃત Akbar's Dream.

૪. લિમ્બર્ગ બોવરકૃત ડચ ભાષાની કાદંબરી અકબર. એ ડચ કાદંબરીના ઇંગ્રેજી ભાષાન્તરનું ગુજરાતી ભાષાન્તર તે ઇરાવતી. સર વિલિયમ હંટર કહે છે કે એમાં The poetical aspects of Akbar's character may be found.

૫. જર્મન કાઉન્ટ નોએર (Noer) ના પુસ્તક કેસર અકબરના બે ભાગ.

૬. શમ્સુલ–ઉલૂમા મોલાના મહમ્મદ હુસેન 'આઝાદ' કૃત દરબારે અકબરી.

૭. શ્રી બંકિમચન્દ્ર લાહિડીકૃત અકબરચરિત્રનો સસ્તા સાહિત્ય મંડળે પ્રગટ કરેલો ગુજરાતી અનુવાદ મહાન સમ્રાટ અકબર.

૮. સ્વામી રામતીર્થનો લેખ અકબરદિલી.

૯. કર્નલ મેલીસનકૃત અકબર. Rulers of India Series. સર વિલિયમ હંટર એને An admirable popular account of Akbar's reign કહે છે.

૧૦. લેન–પૂલકૃત મધ્યયુગનું ભારત--Mediæval India: Story of Nations Series.

૧૧. હેવેલકૃત અકબર: An Aryan King.

૧૨. ફિરિશ્તાકૃત હિન્દનો ઇતિહાસ.

૧૩. સર હેનરી ઇલિયટકૃત ઇતિહાસમાળાના ભાગ ૫ ને ૬.

૧૪. કીનકૃત હિન્દનો ઇતિહાસ અને મુગલાઈની પડતી.

૧૫. બેઇલીકૃત ગુજરાતના સ્થાનિક ઇસ્લામી રાજવંશો.

૧૬. હિન્દી કવિતાકૌમુદી, ભાગ ૧ લો.

૧૭. કર્નલ ટોડકૃત રાજસ્થાન } આ બન્ને અકબર વિરોધી
૧૮. બિદૌનીકૃત મુન્તખબ્બુત તવારીખ } લેખકો છે, પણ દાના છે.

૧૯. લોર્ડ એલ્ફિન્સ્ટનનો હિન્દનો ઇતિહાસ.

૨૦. ફ્લોરા સ્ટીલની નવલકથા A Prince of Dreamers. (આ બન્ને અકબરી યુગને ન્યાય આપવા મથે છે, સફળ થયાં નથી.)

૨૧. જેઝયુઇટ પાદરીઓના લેટીન લેખોમાં કેટલીક તો બાઝારી વાતો છે. ત્હેમની વાતોનું શોધન કરીને ઝીલવાની છે.

૨૨. ફિચ્ચ (Fitch) નો ૧૫૯૧માં છપાયેલો લેખ દીઠો નથી, પણ હંટર એને Marvellous કહે છે.

૨૩. બાબરશાહ ને હુમાયુનશાહના ઈતિહાસ અરસ્કીને સરસ લખ્યા છે. એવો અકબરશાહનો ઇતિહાસ લખવાના એને મનોરથ હતા. ને લખ્યો હોત તો—પણ કાળ સ્હામો પડઘો પાડીને પૂછે છે કે 'લખ્યો હોત તો?'—

૨૪. સર વિલિમમ હંટરે પોતાના The Indian Empire નામના વિસ્તૃત ઇતિહાસના ૮૫૨ પાનાંઓમાંથી મુગલવંશને ૩૧ પાનાં–૩૪૪ થી ૩૭૪ સૂધી–આપ્યાં છે. એમાંથી અકબરશાહને ભાગે ૧૨ પાનાં–૩૪૬ થી ૩૫૮–આવ્યાં છે. ને એ ૧૨ પાનાંઓમાંથી ૭ પાનાં–૩૫૨ થી ૩૫૮ સૂધીનાં–માં અકબરશાહની ને મુગલોની મહેસૂલપદ્ધતિ સર વિલિયમે ચર્ચી છે. ૩૪૭ મા આંકના અડધા પાનામાંની ૨૪ લીટીઓમાં અકબરશાહની અર્ધી સદીની સાલવારી સર વિલિયમ હંટરે નોંધી છે.

૨૫. પ્રો. વિન્સેન્ટ સ્મિથકૃત Akbar, the Great Mogul માં હકીકતોનો ઢગલો વિશાળ છે, સાલવારી ભરપૂર–હંટરથી વીસ ગણી છે. પણ એ હકીકતો વ્યવસ્થિત કે પચાવેલી નથી. મિ. સ્મિથના અભિપ્રાયો તો સાત ગરણે ગાળીને પીવા જેવા છે. બે દૃષ્ટાન્ત આપું છું.

ક. એ ગ્રન્થના પ્રથમ પ્રકરણનું પ્રથમ જ વાક્ય આ છે. Akbar was a foreigner in India. અકબરશાહ હિન્દમાં—રાણા પ્રસાદના હિન્દુ રાજગઢમાં જન્મ્યા હતા; અકબરશાહના પિતા હિન્દના હિન્દવાસી બાદશાહ હતા; અકબરશાહના દાદા પણ હિન્દના હિન્દવાસી બાદશાહ હતા: આ તો ત્રણે જગજાણીતી વાતો છે. છતાં મિ. સ્મિથ લખે છે કે 'અકબરશાહ હિન્દમાં પરદેશી હતા'! અને મિ. હેવેલને ઉપહાસે છે કે "Neverthless Mr. Havell boldly asserts that Akbar was an Indian of Indians." હા; જન્મે અકબરશાહ હિન્દી હતા; ત્રણ પેઢીના વસવાટે અકબરશાહ હિન્દી હતા; સાહિત્યે સંગીતે સ્થાપત્યે કવિતાએ લગ્ને સમન્વયે અકબરશાહ હિન્દી હતા.

ખ. શાહની સૂફીવાદની આતમમૂર્છાઓ. સ્મિથ પા. ૧૫૮–૫૯–૬૦–૬૧.

૧૫૭૮ માં ઝેલમને કાંઠે બહેરામાં શાહે રચેલા ૨૫ ગાઉના ઘેરાવાના કામુર્ધાહ–મહામૃગયાના મંડાણઅવસરે શાહને આતમમૂર્છા થઇ આવી, સૂફીઓની હાલની દશામાં શાહ સિધાવ્યા, ને જઝ્બની પાંખે ચ્હડીને ખુદાઇ દીદારની ઝાંખી કીધી; એમ અબુલફઝલ કહે છે. ને ઉમેરે છે કે 'દુન્યવી જાહોજલાલીમાંથી સદન્તરની દામન સંકેલી લેવાની શાહ તૈયારીમાં હતા.' સ્મિથ કહે છે કે અબુલફઝલ 'Hints that Akbar was on the point of abdication.' બિદૌની કહે છે કે એ દીદારની ઝાંખી થઈ ત્હારે શાહ એક વૃક્ષ નીચે હતા. અન્તે મહામૃગયા વિસર્જન થઈ; પાટનગરીમાંથી રાજમાતા બહેરામાં આવ્યાં; શાહ પછી બેહરાથી ફતેહપુર સીક્રી ગયા; અને સીક્રીનું અનુપસાગર સરોવર કરોડેક રૂપીઆના સીક્કાઓ–'Exceeding, it is said, ten millions of rupees in value'–થી ભરાવીને તે ખેરાત કીધા.

આ પ્રસંગ ઉપર અભિપ્રાય દર્શાવતાં મિ. સ્મિથ લખે છે કે: *Perhaps* he ( અકબરશાહ ) slept & had a dream; or, as seems to be more likely, he may have had an epileptic fit.

અકબરશાહના બાલગુરુ શાહ લતીફ સૂફી હતા એ ઇતિહાસજાણીતી વાત છે. મિ. સ્મિથ પોતે પા. ૪૧ મે લખે છે કે He (શાહ લતીફ) was the first that taught Akbar the principle of સુલહ–યે–કુલ્લ: Peace with All. લેન–પૂલ કહે છે કે Akbar had been deeply moved by the mystical doctrines of the Persian sufis. બિદૌના જેવા અકબરવિરોધીની આ પ્રસંગને સાક્ષી છે. ૧૫૫૭ માં, અકબરશાહની પંદરેક વર્ષની વયે, પણ એવી આતમમૂર્છા થયાનો બીજો દાખલો છે. છતાં મિ. સ્મિથ

કહે છે કે ‘ કદાચ એ વાર્ઇની મૂછો હશે.’ ‘ કદાચ ’ શબ્દને માટે આપણે મિ. સ્મિથના આભારી છીએ.

પણ પછી તરત જ પોતાના અભિપ્રાયને મિ. સ્મિથ જરાક સુધારે છે. ‘Akbar was by nature a mystic, who sought earnestly, like his Sufi friends, to attain the ineffable bliss of direct contact will the Divine Reality. × × Akbar was not an ordinary man; & his complex nature, like that of St. Paul, Muhammad, Dante & other great men with a tendency to mysticism, presents perplexing problems.’

૧૫૮, ૧૫૯, ૧૬૦ ને ૧૬૧–સ્મિથના ગ્રન્થનાં એ પાનાંઓ તો મિ. સ્મિથની મનોદશાની છબિ દર્પણની પેઠે દાખવે છે.

અકબ્બરશાહ વિશે એટલું બધું લખાયું–ચર્ચાયું છે કે વણઉકેલ્યા અકબ્બરી યુગના કોયડા હવે કોક રહ્યા છે. અનારકળીની વાર્તા વિન્‌સેન્ટ સ્મિથમાં નથી, તેથી એ ખોટી છે એમ ઠરતું નથી. જીવતી ચણી દેવાની અનારકળીને અકબ્બરશાહે કીધેલી સજા એશિયા કે યૂરોપમાં એ જમાનાને અસાધારણ ન હતી. પણ એક યુગના મટીને સર્વ યુગના શાહાનશાહને માટે એ શિક્ષા અસાધારણ જ લેખાય.

‘મીનાબ્બજાર ન્હોતું ભરાતું’ એમ કહેવું એ ઇતિહાસવિરોધી અકબ્બરપૂજા છે. આ વાતની કર્નલ ટોડની સાક્ષી જુદી નથી. અને અકબ્બરશાહ સાથેના બુન્દીના રાવ સુરજનના તહનામામાંની ચોથી કલમ એવી છે કે ‘ બુન્દીનાં કે બુન્દીના સામન્તોનાં રાજવળાં મીનાબાઝારમાં આવશે નહિ.’

ગુજરાતવિજયના પ્રવેશમાંના ગીત ‘ અમ ગુજરાતણનાં બાણ’ પરત્વે એક ઇતિહાસની હકીકત નોંધવા જેવી છે. Commercial Policy of the Moguls નામના પુસ્તકના પા.

૧૫૦ મે લખેલું છે કે Ahmedabad was the most important city of the Moguls. અને × × Painters, inlayers, & other skilful workmen arrange oyster shells in such a way as to form beautiful lines. Pen-holders, small boxes, & other things are made. Cloth of gold tissue, chirah, fetah, jamahwar, velvet, brocade, silk-cloth, and khara are well-woven here. × × Swords, jamdhars, khapwahs, and *bows are well made.* Lustrous jewels are bought and sold. એ જ પુસ્તકને પા. ૧૦૪ મે લખેલું છે કે Abul Fazl writes about Ahmedabad as 'A noble city in a high state of prosperity. × × Its display of the choicest productions of the whole globe is almost unrivalled.'

વૃન્દાવનમાં ગોસ્વામી હરિદાસજીને ત્ય્હાં તાનસેનજીના નરઘાં-બાજન્દા થઇને અકબરશાહ ગયાની દન્તકથા છે, ને એ ઇતિહાસ-સંભવનીય દન્તકથા લાગે છે. ઉપરના ખંડમાંના રાવ સુરજનના બુન્દીના દરબારમાં બાદશાહ રાજા માનના ચોબદાર થઇને ગયા હતા એમ કર્નલ ટોડ લખે છે. કનોજના સ્વયંવરમાં ચન્દ બિરદાઇના ચંબૂઅરદાર થઇને દિલ્હીપતિ પૃથ્વીરાજ ગયાની કથા પૃથુરાજરાસામાં છે. સમર્થોને એવાં સાહસમાં ન્હાનમ નથી ભાસતી.

અફઘાન અમીરો સાથેના બાદશાહના સંગ્રામો થોડાક આમાં દેખાશે, ઝાઝેરાક નહિ દેખાય. અકબરી યુગના પ્રધાન રંગો આ નાટકમાં પૂર્યા છે, ગૌણ રંગો નથી પૂર્યા.

કેટલાક પ્રતાપપૂજારીઓ અકબરશાહને નિન્દે છે, અને કેટલાક અકબરભક્તો પ્રતાપને દુરાગ્રહી ભાખે છે. મ્હને સમન્વયવાદીને તો બન્ને ય એકદેશી ભાસે છે. Nationalism અને Internationalism

રાષ્ટ્રીય ભાવના ને આન્તરરાષ્ટ્રીય ભાવનાનો પુરાણો વિરોધ મ્હને તો એમાં દેખાય છે. પણ Nationalism વિના Inter-nationalism કોની સાધવાની ? પ્રતાપની હાકલ હતી સંરક્ષણ; અકબરની હાકલ હતી સમન્વય. સંરક્ષણ વિના સમન્વય શેનો ? ને સમન્વય સાધ્યા પછી પણ એ સમન્વયનાં સંરક્ષણ તો કરવાનાં રહેશે જ ને ? મ્હારે સમન્વયવાદીને તો પ્રતાપ ને અકબરશાહ-Nationalism ને Inter-nationalism-સંરક્ષણ ને સમન્વય બન્ને પૂજ્ય છે. યૂરોપ-અમેરિકાના પ્રજાપ્રશ્નો હજી ઘણા વણઉકેલ્યા પડ્યા છે. એશિયા-આફ્રિકાના પ્રજાપ્રશ્નોને માનવજાત હજી પ્રભાતની અંગુલિ અડકાડે છે. પૃથ્વીના પ્રજાપ્રશ્નો ઉકેલાતાં પૂર્વે પ્રતાપ ને અકબરશાહ ઉભયનાં ચરણારવિન્દે બેસીને પ્રજાઓએ હજી તો પાઠ પઢવા પડશે.

પૂર્વજન્મના મુકુન્દ બ્રહ્મચારી એ આ જન્મે અકબરશાહ થઇને અવતર્યા એ જન્માતરની દન્તકથા મીલકૃત હિન્દના ઇતિહાસના બીજા ભાગમાં છે, બીલ્કૃત ઐતિહાસિક કોષમાં છે.

બીરબલ ને બાદશાહના કે બાદશાહ ને લઉવાના લતીફાઓને ઐતિહાસિક ન માનનારાઓ અકબરદ્રોહી છે એમ ઉચ્ચરવું એ તો ઇતિહાસદષ્ટિનો વિપર્યય કહેવાય. વનમાં વડલા ફરતી વડવાઇઓ ફૂટે છે એવી મહાપુરુષો ફરતી દન્તકથાઓ પ્રગટે છે. પરદુ:ખભંજક મહારાજ વિક્રમાદિત્ય કે ઇતિહાસસમ્રાટ અકબરશાહ વિશેની દન્તકથાઓમાં ઇતિહાસના અભ્યાસીએ ઇતિહાસની હકીકતો નહિ પણ પ્રજાના હૃદયભાવ વાંચવાના છે.

૧૯૦૯ ની સાલમાં ઇન્દુકુમારનો પ્રથમ અંક છપાયો ત્ય્હારે એની પ્રસ્તાવનામાં છાપ્યું હતું તે આજે ફરી સ્મરાવવાની જરૂર છે કે મ્હારાં નાટકો શેક્ષપીયરશૈલીનાં નથી; ફાઉસ્ટશૈલીનાં-પ્રોમિથિયસ અનબાઉન્ડની શૈલીનાં છે ?

આ નાટકમાંના ૨૨ પ્રવેશોમાં અર્ધી સદીના પ્રધાન પ્રસંગો ગૂંથેલા હોવાથી સાલવારીને કેટલીક વેળા સંકોચવી ને કોઇક વેળા

ઉલ્લંઘવી પડી છે. પશ્ચિમનું નાટ્યશાસ્ત્ર એને Anachronism—કાળવ્યુત્ક્રમનો દોષ કહે છે. દૃષ્ટાન્ત તરીકેઃ ખાનખાનાના પ્રવેશમાં ઈ. સ. ૧૫૫૭ ૧૫૬૦ ને ૧૫૬૨ ના પ્રસંગો ગૂંથેલા છે. ગુજરાત-વિજયના પ્રવેશમાં ૧૫૭૨ ને ૧૫૭૩ ના બે ગુર્જરસંગ્રામોનું સંમિશ્રણ છે. 'પશ્ચિમના પડદાઓમાં' નામના આ નાટકના છેલ્લા પ્રવેશમાં પણ બન્યાસાલ કરતાં પાંચેક વર્ષોનું ઉલ્લંઘન દેખાશે. સ્મિથ કહે છે કે જે રાજસત્તા મુગલાઇનો વારસો પામી છે ત્હેની જન્મકથા વિનાનો No account of the reign could be considered complete. ઈસ્ટ ઇંડિયા કંપનીના રાજપરવાનામાં ઇલિઝાબેથ મહારાણીએ ઈ. સ. ૧૬૦૦ ની સાલના ડિસેમ્બરની ૩૧ મી તારીખે સહી કરી. ઈ. સ. ૧૫૭૭ માં મૂર દેશ–મોરોક્કોનો ને ૧૫૮૧ માં ઇસ્તમ્બૂલનો–એમ બે વ્યાપારપરવાના એ પૂર્વે અપાયા હતા. અકબરી યુગમાં બે ઇંગ્રેજો સીક્રીઆગ્રા આવ્યાનું ઇતિહાસ કહે છેઃ ૧૫૮૫ની વર્ષાઋતુમાં (Ralph Fitch) રાલ્ફ ફ્રિચ્ચ; અને ૧૬૦૫ ના ઑગસ્ટમાં (John Mildenhall) જ્હોન મિલ્ડેનહોલ. ૧૫૮૩માં ફ્રિચ્ચનું મંડળ ઇંગ્લાંડથી નીકળ્યું ત્હારે એમને 'The most invincible and most mightie prince, lord Zelabdim Echebar, king of Cambaya' ઉપર ઇલિઝાબેથ મહારાણીએ ભલામણપત્ર આપ્યો હતો. સ્મિથ કહે છે કે રાણીએ અકબરનું નામ ને કીર્તિ ત્હારે સાંભળ્યાં હતાં. 'Akbar's name & fame had reached the isles of the west as early as 1583.' મહારાણી પોતે બાદશાહ ઉપરના રાજકાગળમાં લખે છે કે 'The singular report that is of your imperial Majesties humanitie in these uttermost parts of the world.' હંટર લખે છે કે In 1591 Ralph Fitch returned to London with a marvellous tale of travel. લેન–પૂલ કહે છે કે યુરોપમાં 'Towards the close of the XVI

century × × the name & character of the Great Moghul became the common talk.' '(European) travellers found a novel & almost undreamt-of civilization (in India)' 'They encountered literature & learning, poetry & art, and a reasoned theory of government, which, in spite of their Western prejudices, fairly compelled their admiration.' યુરોપમાં ત્ય્હારે પ્રથમ દરજ્જાનું મહારાજ્ય સ્પેઈનનું ગણાતું. વૉન ગોર્બ (von Gorbe) લખે છે કે: Under Akbar's rule India stood upon a much higher plane of civilization in the XVI century than Europe at that time. એવામાં-અને એવામાં ઇગ્લાંડ સાથે નહિ ને ફ્રાન્સ સાથે સ્પેઇનને તહનામું કીધું; હોલાંડે ઇગ્લાંડ કનેથી પીપરના ભાવ બમણા પડાવ્યા; અને ઇંગ્લાંડનાં વહાણો ખરીદીને રાણીના મહેલની પાળે ધસાઇને વાલંદાઓ એ વહાણોને લેઇ ગયા. હંટર કહે છે કે તે પછી રાણી ઇલીઝાબેથે 'For the Honour of our Nation, the Wealth of our People' (આ શબ્દો હંટરે ચાર્ટરમાંથી નોંધેલા છે.) ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજપરવાનામાં સહી કીધી. ૧૫૭૭થી એ મહારાણીએ આદરેલી વ્યાપારવિસ્તારની રાજનીતિની એ પૂર્ણાહુતિ હતી: પચ્ચીસ-પચ્ચીસ વર્ષની આરઝૂ ને આકાંક્ષાની એ સિદ્ધિ ને મહોરછાપ હતી. એનાં તાત્કાલિક કારણો સ્પેઇને કરેલી અવગણના ને હોલાંડે કરેલી છેડણી હતાં: પણ એનાં પ્રાથમિક કારણ તો હિન્દના અને મહાન મુગલશાહનાં 'Name & Fame'નાં આકર્ષણ હતાં. આ નાટકના છેલ્લા પ્રવેશમાં એ અકબરકીર્તિના આકર્ષણની કથની છે. ઇસ્ટ ઇંડિયા કંપનીના રાજપરવાનામાં સહી થયા પછી લગભગ ત્રણસો વર્ષે ઇગ્લાંડના રાજકવિ લૉર્ડ ટેનીસન પોતાના કાવ્ય Akbar's Dreamમાં કહે છે કે 'અકબરશાહે રચેલી

હવેલીના પત્થરે પત્થર શાહનાં સન્તાનોએ વિખેરી નાંખ્યા હતા એ આજ ઇંગ્રેજો 'Stone to stone' પાછા માંડે છે.' મહારાણી ઇલિઝાબેથથી માંડીને બૉવર નૉએર હૉલ્ડન સ્લીમેન મેલીસન ટેનીસન સૂધીની ત્રણ સદીના જગતનો અકબરશાહ પ્રત્યેનો પૂજ્યભાવ એ છેલ્લા પ્રવેશનો અર્થસન્દેશ છે.

અકબરશાહનો પરમ મનોરથ હતો સમન્વય: કોમોનો સાહિત્યોનો કલાઓનો ધર્મોનો સંસ્કૃતિઓનો સમન્વય. અને એ જ હતો શાહનો સર્વોપરી રાજમન્ત્ર. એને મન હતું જીતવું તે જમાવવાને. કર્નલ મેલી-સન વારંવાર કહે છે કે He conquered to consolidate. જીતેલાઓને તે જાગીરો આપતો, સામન્તો સ્થાપતો, પોતાના કરતો: એમ શત્રુને સામ્રાજ્યના સ્થંભ રચતો. રાજતરંગિણી પંચતન્ત્ર સિંહાસન-બત્રીસી બૃહત્કથાસાર લીલાવતીગણિત ભારત રામાયણ અથર્વવેદ બાઇ-બલનાં એણે ભાષાન્તરો કરાવ્યાં હતાં. માળવાનો સૂબો નીમ્યો શાહઝાદા મુરાદને ત્ય્હારે અકબરશાહે એને મહાભારત ભેટ મોકલ્યું હતું. પોતે હિન્દુ રાજકુંવારીઓને પરણ્યા હતા ને શાહઝાદાને પરણાવ્યા હતા. હિન્દુરાજકું-વારીઓને હિન્દુવિધિએ બાદશાહ પરણતા; મુગલમહેલોમાં હિન્દુધર્મપૂજાની રાજરાણીઓને સ્વતન્ત્રતા હતી; અન્ત્યેષ્ટિ અવસરે એમની કબ્ર ન થતી, અગ્નિસ્નાન થતું. બાદશાહ પોતે સુરવાળ પહેરતા તેમ ધોતિયું ને પિતાંબરે પહેરતા. ગોવેથી આવેલા પાદરીઓ શાહાનશાહને પહેલા વાર મળ્યા તે પ્રસંગનું પાદરીલખ્યું વર્ણન છે કે 'In stead of moslem trousers, he wore the Hindu Dhoti, of the finest & most delicate silk (પીતાંબર), falling to his heals, & these gathered in by bangles covered with pearls.' અકબરી યુગમાં હિન્દી ભાષા પરમ વિકાસને પામી. અને એ ભાષામાં જેમ હિન્દુઇસ્લામનું જોમદાર સંમિશ્રણ છે એમ સંગીત સ્થાપત્ય ને કવિતામાં પણ હિન્દુઇસ્લામનો (સૂફીવાદ ને કૃષ્ણભક્તિનો) સમન્વય રચાયો હતો. અકબરશાહનું ઇબાદતખાનું

સીક્રીના રાજમહાલયોનું અજાયબ અંગ હતું. અનેક ધર્મના ધુરન્ધરો ગુરુવારે ગુરુવારે રાત્રે ઇબાદતખાનામાં મળતા ને ધર્મચર્ચા કરતા. લેન-પૂલ કહે છે કે 'He (Akbar) was essentially eclectic, & saw good in almost every form of worship.' મેક્ષમૂલર કહે છે કે Comparative study of religionsના ઇતિહાસમન્દિરે અકબરશાહ ઉંચે આસને વિરાજે છે. પરિણામે સર્વસમન્વયરૂપ દીને ઇલાહી અકબરશાહે પ્રવર્તાવ્યો. એમાં હિન્દુઓની સૂર્યપૂજા હતી, (Adoring Him the Timeless in the flame that measures Time.) જૈનીઓની અહિંસા હતી, પારસીઓની અગ્નિપૂજા હતી. અકબરશાહ અગ્નિહોત્રી હતા; વસન્તે વસન્તે હોમ કરતા, આકાશમાંથી અગ્નિ ઉતારતા, અને પોતાના અગ્નિહોત્રના પુરોહિત અબુલફઝલને એ અખંડ અગ્નિની પરિચર્યા સોંપાતી. પ્રાચીન ખલીફાઓને અનુલક્ષી એક વેળા અકબરશાહ ધર્મસુક્તો ઉદ્‌ગાવાને મિમ્બરને પગથિયે ચ્હડયા. પણ હૈયું ભરાઇ આવ્યું, શબ્દ રૂંધાઇ ગયો, દરબારી ઇમામે ધર્મોચ્ચારણ પૂરૂં કીધું. ખલીફા તરીકેની બાદશાહની એ હાર તે સર્જન તરીકેની જીત હતી. જૈન મુનિઓના સદ્‌બોધથી સારા સામ્રાજ્યમાં છ માસ હિંસા બન્ધ થઇ હતી. ગોહત્યા તો માનવવધ સમોવડ ગુનોહ ગણાતો. જજીયા માફ હતો. તીર્થધામોના માથાવેરા રદ હતા. સીક્રીના રાજમહાલયમાં યોગીની છત્રી હજી યે એકાન્ત સેવતી ઉભી છે. એમ હિન્દુ જૈન ઝરથૂસ્થી ખ્રીસ્તી ઇસ્લામી સંસ્કૃતિઓના સમન્વયનો બાદશાહને મનોરથ હતો. અકબરશાહે જાણે સર્વસમન્વયનો યજ્ઞ આરંભ્યો હતો.

અકબરશાહ એટલે સર્વદેશી સમન્વય.

રાજધુરન્ધરોનો કવિઓનો પયગમ્બરોનો આજે યે સર્વસમન્વય હજી ઇતિહાસનો અધૂરો રહેલો આદર્શ છે. આજના જગત્પ્રશ્નોનો ઉકેલ સર્વસમન્વયમાં સમાયેલો છે. જગતના રાજમન્ત્રીઓ ભવિષ્યમાં ક્‍ય્હારેક ચોખંડના મહાપ્રશ્નો ઉકેલવાને બેસશે ત્ય્હારે આજની ને

આવતી સદીઓએ અનુપસાગર સરોવરની પાળે ઉભેલી સીક્રીની શારદાપીઠના સર્વસમન્વયના મહામન્ત્રો સાંભળવા ને શીખવા પડશે.

અને અકબરી યુગનાં સુન્દરી રત્નો ! સંસ્કૃતિની જ્યોત્યો જેવાં, સંસ્કારિતાના પહેલ પાડેલાં, એ રમણીમણિઓ તો તેજના ચમકારા મારે છે. ભરતદેવની પેઠે અકબરશાહ પ્રેમલગ્નનું ફરઝન્દ હતા. આઝાદ કહે છે કે હુમાયુનહમીદાની 'હઝરત ઇશ્કને શાદી કી થી, ઔર મહબ્બતકે કાઝીને નિકાહ પઢા થા.' શિવાજી મહારાજનાં રાજમાતા જીજાબાઇ જેવાં અકબરશાહનાં રાજમાતા હમીદા બાનૂ બેગમ અકબરશાહની અખંડ છત્રછાયા હતાં. શિવરાજનો રાજ્યાભિષેક કરાવીને જાણે કૃતકૃત્ય થયાં હોય એમ દશેક દિવસમાં જ જીજાબા દેવ થયાં. અકબરશાહની સ્વર્ગયાત્રાને આગલે વર્ષે જ હમીદાબાનૂએ છત્રછાંયડી સંકેલી લીધી. અકબરશાહનાં ફોઇ ગુલબદન બાનૂએ હુમાયુનશાહનો ઇતિહાસ લખ્યો છે. બાદશાહની બાદશાહબેગમો રૂકિયા બેગમ ને સુલ્તાન સલીમા બેગમ ઇસ્લામી સંસ્કૃતિનાં નરગિસ ને ગુલાબ હતાં. અકબરશાહની ધાત્રી માહમ અંકા રાજકારભાર ચલાવે ને બહેરામને યે મહાત કરે એવી બાહોશ હતી. શ્રી કૃષ્ણચન્દ્રનાં પરમ ભક્ત મેવાડનાં મહારાણી મીરાંબાઇ પ્રતાપ રાણાનાં કાકી થાય અને અકબરી યુગમાં થયાં. સુલ્તાના ચાંદ રાણી દુર્ગાવતી પૂતનાં રાણી ને રાજમાતા અકબરી યુગની અકબર સમોવડી વીરાંગનાઓ હતી. કીન કહે છે કે Among Muslims & Hindus alike there have been in all ages signal instances of female heroism. માંડવગઢ માણતી રૂપમતી, ઓડછાની સૌન્દર્યલતા રાયપ્રવીણ, સુરદાસજીની પૂર્વાશ્રમની હૃદયેશ્વરી ચિન્તામણી: તાનસેનયુગમાં પણ એ સહુ સંગીતવિશારદ ગણાતી. અકબરી યુગની એ કલાવન્તીઓ જાણે સતીઓ જેવી હતી. અકબરી યુગની સુન્દરીઓ સંસ્કૃતિની દીવડીઓ હતી.

બાઝબાજી તો ઘણા ખેલે છે. એ ચિત્તા પાળતો, ચિત્તાથી

શિકાર ખેલતો. ચોગાન ને સાઠમારી એના અખાડાના નિત્યખેલ જેવા હતા. પચ્ચીસ–પચ્ચીસ ગાઉનો ઘેરો ઘાલીને એ કામુર્ઘાહ–મહામૃગયા માંડતો. સોગઠીઓને સ્થાને શણગારસોહામણી રાજદાસીઓ સ્થાપીને રંગમહેલના ચોકમાં એ ચોપાટ રમતો. રાજમહેલનાં ઉદ્યાનોમાં એ મોશાયરા ભરતો. ગાંડો હાથી કે મસ્તાની ઘોડાનાં અંકુશ ને રેન બાદશાહ હતા. પગે ચાલીને યાત્રા કે બસ્સે માઇલની ઘોડેસ્વારી એને સહેજ હતાં. જમીનપાટે ભોંયે ઉભીને વાઘના એ શિકાર કરતો. ચારસોની સ્હામે તેર સૈનિકોથી જંગ જીતતો. મહારથીનાં સાહસ ને જંગબહાદુરી ( Personal prowess ) એની નાડીઓમાં નિરન્તર ધબકતાં.

૧૫૫૬ માં હેમૂને હરાવી પાણીપત જીત્યું ત્હારે જે ધરતી ઉપર અકબરશાહ ઉભા હતા એ એમની હતી. પંજાબમાં સિકન્દર સૂર હતો; કાબૂલ શાહ સુલેમાન બદખશાનીએ લીધું હતું; દિલ્હીઆગ્રા હેમૂનાં હતાં. ૧૬૦૫ માં અકબરશાહ દેવ થયા ત્હારે પંદરેક સૂબાવતો મુગલાઇની હતી. ક્રીન કહે છે કે Each province was on the scale of the average European kingdom of those days. ૧૬ મી સદીના યૂરોપના પંદરેક રાજ્યો જાણે જીત્યા એવો અકબરશાહનો દિગ્વિજય હતો.

અકબરશાહની સંસારસુધારાની પ્રવૃત્તિઓ જાણે કહે છે કે ૧૬ મી સદીના નહિ, ૧૯ મી કે ૨૦ મી સદીના એ બાદશાહ હતા. બાળલગ્ન એમણે બન્ધ કીધાં હતાં. વિધવાલગ્નની પરવાનગી હતી. બળાત્કારે સતી કરવાની મનાઇ હતી. વર્ણાન્તર લગ્નો પ્રચલિત હતાં. લગ્નમાં માતપિતાની ઉપરાન્ત વરવધૂની સંમતિ જોઇએ એવું બાદશાહી ફરમાન હતું. વેશ્યાવાડાને સેતાનપરૂં કહીને જૂદું વસાવ્યું હતું. અગ્નિપરીક્ષા જેવા ન્યાયના વહેમ અટકાવ્યા હતા. હિસાયજ્ઞો બંધ કીધા હતા. બાદશાહની મેધા અનેક પ્રદેશોમાં શોધખોળે ઘૂમી આવતી. સોનું બનાવવાના કિમિયાના અખતરા થતા, ને ત્રાંબાનું

પોતે કીધેલું સોનું શાહ દાખવતા. એકસામટી સત્તર ગોળીઓ છોડે એવી બન્ધૂક શાહે શોધી હતી. શાહ નિરક્ષર પણ સંસ્કારસોહામણા હતા. ગ્રન્થોનો એમને શોખ હતો, ને મુદ્રણકલાના યુગ પૂર્વેનો બાદશાહી પુસ્તકભંડાર વિશાળ હતો. શાહ બહુશ્રુત હતા, ઇતિહાસના શોખીન હતા, દેશપરદેશના જ્ઞાનના રસિયા હતા. ઇસ્લામને હજાર વર્ષ પૂરાં થયે ઇસ્લામની સહસ્રાબ્દિનો ઇતિહાસ રચાવ્યો હતો; બાબરશાહનું આત્મવૃત્તાન્ત તુર્કીમાંથી ફારસી ભાષામાં ઉતરાવ્યું હતું. રાજા બીરબલ ને અબુલફઝલ જેવા બુદ્ધિવિશારદ સાહિત્યકારો એના જંગબહાદુર સિપેહસાલાર હતા; રાજા માન ને ખાનખાનાન જેવા એના સમશેરજંગ સિપેહસાલારો મહાન સાહિત્યરસિકો હતા. રાજા ટોડરમલ્લ મૂળે શેરશાહના મુત્સદ્દી હતા, અકબરશાહે એ જવાહીરને પારખી લીધું હતું. ખાર નાંખેલું ઠારેલું ગંગાજળ બાદશાહ પીતા. અંગબલમાં માતંગ જેવા બાદશાહ કલાદેશે હરણ જેવા સુકુમાર હતા. શાહનામામાંથી આદર્શો શોધતા, ઇરાનની શાહી રસમોના પક્ષપાતી હતા. જન્મતિથિએ ને બેસતા વર્ષે એમની તુલા થતી. બાદશાહી છાવણીનો પડાવ પડતો ત્હારે જાણે ન્હાનકડી હવેલીઓનું પરૂં ખડું થતું. બાદશાહનાં કુચપડાવથી ખેતરોને થતું નુકસાન આકારી ખેડૂતોને ભરી આપવાને શાહની છાવણીમાં અફસર રહેતો. 'In the year 1574 it was decreed that the loss which agriculture suffered by the passage of royal troops through the fields should be carefully calculated & scrupulously replaced.' ચિતોડના ઘેરાને અવસરે સાબાતો રચાતી'તી ત્હારે દુર્ગવાસીઓની શરવૃષ્ટિથી રોજનું સો-સો માનવી મરતું. બાદશાહે ત્હારે–શત્રુમુલકમાં પણ–વેઠે પકડવાની દુહાઇ કીધી હતી, ને મજૂરીના દામ દુપ્પટ ફરમાવ્યા હતા. અકબરી યુગની સોંઘવારી તો જાણે ગરીબોને બાદશાહી આશીર્વાદ હતો. ન્યાય કરતી વેળાએ અકબરશાહ સિંહાસન સન્મુખ ઉભા રહેતા. પરધર્મને સહી લેવો એ પરધર્મસહિષ્ણુતા. એ તો બાબરશાહથી

શાહજહાન સુધી સહુ બાદશાહોમાં ઓછીવધતી હતી. પણ પરધર્મીઓને પોતાને રાજદરબારે ન્હોતરવા એ અકબરશાહનું માત્ર Negative toleration નહિ, પણ Positive eclecticism–ઉદારભાવ સર્વ-સારગ્રાહીત્વ હતું. અકબરશાહ પરમ સત્યશોધક હતા. વિક્રમાદિત્યની પેઠે અકબરશાહ અજાનબાહુ હતા. અકબરી યુગમાં અકબરશાહની માનતાઓ મનાતી. અકબરશાહ અનેક પહેલ પાડેલો કોહિનૂર હતો. આલમપનાહનું એનું બિરદ કેવળ અતિશયોક્તિ ન હતી.

મહાન મુગટધારીઓને ઓળખવાનો એક કાયદો એ છે કે એમની મહત્તાનું ગુરુત્વાકર્ષણ એમના ફરતી મહાજનોની મંડળીને આકર્ષી લાવે, ને સૂર્ય ફરતું સૂર્યમંડળ રચાય. માસીના સુલ્ટ ને સમા નેપોલિયન ફરતા બીજા નેપોલિયનો રચપાયા હતા. ઇલિઝાબેથને રાજદરબારે બર્લે રેલે બેકન ડ્રેઇક સ્પેન્સર શેક્ષપીઅર આવતા. તાનાજી માલુસરે બાજી પ્રભુ નેતાજી પાલકર–શિવાજી ફરતા શિવાજીઓ જામ્યા હતા. સ્વામી નારાયણનો ધર્મદરબાર બ્રહ્માનન્દ પ્રેમાનન્દ ગોપાળાનન્દ નિષ્કુળાનન્દ સમા સંન્યાસકેસરીઓથી સોહાતો; જાણે એકે એક સહજાનન્દ સ્વામી! અકબરશાહ ફરતા એવા મહાકાય સામન્તો હતા. બહેરામખાન, અબુલફઝલ, ફૈઝી, અઝીઝ કોકા, ખાનખાનાન, રાજા બીરબલ, રાજા ભગવાન, રાજા માન, રાજા ટોડરમલ્લ: એકએક ન્હાનકડા અકબરશાહો હતા. બાદશાહના સામન્તો એના સરદારો નહિ, જીવન્મિત્રો હતા, અંગના અવયવો હતા. તાનસેન સંગીતસમ્રાટ હતા; દુષ્યન્ત ચિત્રસમ્રાટ હતા; સુરદાસજી કીર્તનસમ્રાટ હતા; મીરબેહર કાસમખાન શીલ્પ-સમ્રાટ હતા; શાહદરબારે નહિ પણ ખાનખાનાનને સામન્તદરબારે તુલસીદાસજી અકબરી યુગના કવિસમ્રાટ હતા. હાથી ઘોડા રત્નો ને નરરત્નોનો અકબરશાહ ગુણપારખ ઝવેરી હતો. સાચે જ! શાહાન-શાહ અકબરશાહ શાહોના શાહ હતા.

અને એ હતો 'An example of renown to the

kings of the world.' મહાન સિકન્દર, મહાન આલ્ફ્રેડ, મહાન શાર્લમેઇન, મહાન પીટર, મહાન નેપોલિયન; ઇતિહાસમાં એમ મહાન બાદશાહો થયા છે. ધર્મરાજા યુધિષ્ઠિર, પરદુઃખભંજક વિક્રમાદિત્ય, કે મહાવિજેતા શાલીવાહન સમા એમનામાંના કોઇ શકપ્રવર્તક ન હતા. ત્હો યે સહુ મહાન હતા. પણ 'મહાન' એક જ શબ્દથી ઇતિહાસઓળખાતો અજરામર ને કાળજેતા બાદશાહ તો જગત્‌સાહિત્યે એક જ થયો છે; અને તે અકબર. (અકબર = the Great = મહાન.)

અને અકબરશાહના પ્રતિરથીઓએ પણ ઇતિહાસ આછે અક્ષરે લખ્યા નથી. ગઢચૌરાની રાણી દુર્ગાવતી; ચિતોડના યશમૂર્તિ જયમલ્લ ને પૂત; હળદીઘાટ ને ગોગુંડાઘેલો રાણો પ્રતાપ; અહમદનગરની ખંડિત દુર્ગદીવાલ વચ્ચે ઉભેલી સુલ્તાના ચાંદ; એ સહુ સિંહ ને સિંહણો હતાં. ચિતોડગઢ ને આસીરગઢ, રણથંભોર ને કુંભલમેર: એ સિંહોની ગુફાઓ હતી. એમનામાંથી એકને યે જીતવું એ ઇતિહાસનું અમર સંભારણું હતું.

પણ પૃથ્વીના રાજર્ષિઓને પારખવાનો કોયડો તો એ છે કે પોતાના યુગના ઋષિમુનિઓ જેના રાજદરબારના પરિચિત વિહંગરાજો હોય તે રાજર્ષિ. જનકરાયની મિથિલાનગરી એવી હતી; શ્રી કૃષ્ણની દ્વારકાનગરી એવી હતી; અશોકદેવની પાટલીપુત્રનગરી એવી હતી; અકબરશાહની સીક્રીનગરી એવી હતી. અકબરી યુગના જૈન બૌદ્ધ ખ્રીસ્તી પારસી હિન્દુ ઇસ્લામી જોગી જતી સાધુ સન્ત શેખ ફ્કીર ઑલિયાથી અકબરશાહના સીક્રીના રાજમહાલયો ઉભરાતા. દેહ્લીના આગ્રાના અજમેરના સીક્રીના વૃન્દાવનના ગોકુળના અમદાવાદના નવસારીના ગોવાના સાંઇ ને સન્ત એને અજાણ્યા કે અપરિચિત ન્હોતા. દેશપરદેશના એલચીઓ એના દરબારમાં આવતા. યુરોપખંડ ઓળંગી એનું નામ ગાજતું. પાયે ચાલીને અજમેરીની એ યાત્રા કરતો; શેખ સલીમને બારણે એણે મહેલો બન્ધાવ્યા; શેખ મુબારકના શેખઝાદાઓને એણે શાહઝાદાઓ સમા રાખ્યા; સુરદાસજી

એના રાજદરબારના રાજગવૈયા હતા; વૃન્દાવનના હરિદાસજીનાં દર્શને એ નરઘાબાજન્દો થઇને ગયો હતો; વ્રજરાજને એણે વ્રજ બક્ષ્યું હતું; હીરવિજય સૂરીને એણે છ માસની અહિંસા સમર્પી હતી; મહેરજી રાણાને એણે અગ્નિપૂજાનાં પુણ્ય અર્પ્યાં હતાં; યોગીરાજના એણે અગમ્યના આદેશ સાંભળ્યા હતા; ખ્રીસ્તી પાદરીને એણે શાહઝાદો મુરાદ શિષ્ય તરીકે સોંપ્યો હતો. ઇતિહાસના કિયા રાજવીએ કે ટ્રિબ્યુને કે કોન્સલે કે પ્રેસિડેન્ટે કે ડિકટેટોરે સન્તોનું આટઆટલું સન્માન સાચવ્યું છે?

ભારતના મધ્યયુગના સૂર્ય અકબરશાહ સાચા રાજર્ષિ હતા.

એના પૂજ્ય અને પૂજનીય હતા પૃથ્વીના પરમહંસો; અને બાદશાહ પોતે પણ હતો એ જમાતનો ન્હાનકડો જોગી.

એક ઇતિહાસકાર કહે છે કે Akbar was the richest man on Earth of his Age. બીજા કહે છે કે જમનાને બન્ને તીરે ઉભેલી આગ્રાનગરી ત્ય્હારે પાટનગરીઓની મહારાણી હતી. Terry –ટેરી કહે છે કે 'Many silver streams run thither (i. e. to India), as all rivers to the sea.' ખરે! લક્ષ્મી-ભંડારે તેમ જ આતમભંડારે અકબરશાહ ધનધ્વજી હતા અને અજરામર કીર્તિમહારાણીને વરેલા હતા.

દુર્ગો મહેલો મકબરા જમાબન્ધી રાજમન્ત્રણા ઇતિહાસ ફિલસુફી ધર્મધુરન્ધરતા કવિતા જીવનની કવિતાઃ એ સહુનાં અકબરશાહનાં ખંડેરો આજના શણગાર છે.

કંઇક આવા હતા અકબરશાહ ને અકબરી યુગ. ટોડ જેવા એના વિરોધીઓ એને Greatest ruler of India કહે છે. આયરલેન્ડ (Ireland) લખે છે કે No prince ever knew better how to govern India. The greatest monarch of the East તો એને ઘણા ઇતિહાસકારોએ ભાખેલો છે. One of the greatest emperors of the world પણ એ કહેવાયો છે. એચ. જી. વેલ્સ પોતાના જગતઇતિહાસમાં કહે છે કે He is one of the hinges of History. અને ઉમેરે છે કે Akbar made a new India. ઇતિહાસની હકીકતો તો ઉચ્ચારે છે કે એવો

બાદશાહ કે એવો બાદશાહી યુગ ઇતિહાસને પાને બીજો નોંધાયો નથી. સિન્‌સિનનેટસ ને જ્યોર્જ વોશીંગ્ટન, પેરીકિલ્‌ઝ સિકન્દર ને સીઝર, જસ્ટીનિયન ઓલફ્રેડ ને શાર્લમેઇન, સ્પેઇનનો ફિલિપ ને રશિયાનો પીટર, મહારાણી ઇલિઝાબેથ ચૌદમો લૂઇ ને નેપોલિયન : સહુ તેજસ્વી હતાં, ને ઇતિહાસમાં ઘણાંખરાં Great ને Grandના યશનામ પામ્યાં છે. પણ એ સહુ ગ્રહો ને ઉપગ્રહો જેવાં હતાં; અકબરશાહ હતા ઇતિહાસના સૂર્ય. કીન લખે છે કે: There is probably no record in history of any family that has produced such a long and unbroken series of distinguished rulers as the Emperors of Hindostan, descended from the fierce Timur Beg, known in Europe as Tamerlane. તૈમૂરવંશ સાહિત્યનો માત્ર આશ્રયદાતા ન હતો : મુગલ શાહઝાદાઓ ને શાહઝાદીઓ સ્વયં સાહિત્યકારો હતાં. ' Amongst the princes from the Jaxtartes are historians, poets, astronomers, founders of systems of government & religion, warriors and great captains, who claim our respect & admiration. ' ચીનજાપાનના ઇતિહાસ દીઠા નથી. સોલોમન ને નોશીરવાન તો વિક્રમાદિત્ય ને શાલીવાહન સમા અડધા ઇતિહાસનાં અજવાળાંમાં છે, અડધા અન્ધારાંમાં છે. કર્નલ મેલ્લીસન કહે છે કે જગતઇતિહાસે બે જ રાજર્ષિઓ થયા છે: મારકસ ઓરેલિયસ ને અકબરશાહ. બન્નેયના ઇતિહાસમીમાંસકો કહેશે કે મારકસ ઓરેલિયસ રૂપું હતા, અકબરશાહ સોનું હતા. લોકવિજયના સંહારને પાપ સ્હમજનાર, પુત્રપુત્રીને સંન્યસ્ત ધરાવનાર, ધર્મમહાસભાને બારણે ન્હોતરનાર, અડધું સંન્યાસીઆયુષ્ય જીવનાર, દેશપરદેશના જાણ્યા જગતમાં ધર્મપ્રવર્તકો પાઠવનાર, નાલન્દની શારદાપીઠનો પોષણહાર, ધર્મસ્થંભોને અમર કીર્તિસ્થંભો લેખનાર મહાનુભાવ એક અશોકદેવ ઇતિહાસને પાને છે જે

અકબરશાહની સંગાથે સિંહાસને બેસતાં શોભે. જર્મનીનો કાઉન્ટ નોએર કહે છે કે 'અકબરશાહના સમાધિમન્દિરે મ્હારાં આતમજળને હલમલાવ્યાં છે એટલાં અન્ય કો સમાધિમન્દિરે હલમલાવ્યાં નથી.' સર વિલિયમ સ્લીમેન કહે છે કે Akbar has always appeared to me among sovereigns what Shakespeare was among poets. કર્નલ મેલીસન કહે છે કે We are bound to recognise in Akbar one of those illustrious men whom Providence sends in the hour of a nation's trouble. કીન લખે છે કે In all the long and blood-stained Book of Kings we may search in vain for a brighter name than that of Akbar. ઈ. સ. ૧૯૨૪ ના Nineteenth Century & Afterના ડિસેમ્બરના અંકમાં અકબરશાહનું ઈતિહાસમાં સ્થાન નિર્ધારતી ઈતિહાસમીમાંસા છપાઇ છે. એ મીમાંસક (Coles Pasha-નામ ઉપરથી મીસરવાસી Coptic કે ઇંગ્રેજ લાગે છે.) તો પરાકાષ્ટાએ જઇને કહે છે કે મૂસા નબીથી માંડીને હોમર સિકન્દર પ્લેટો ડાન્ટે શેક્ષપીયર નેપોલિયનઃ આજ પર્યન્તના માનવકલ્યાણનાં સ્વપ્નાં સેવનાર જગતકીર્તિમંડળમાં જગતસંસ્કૃતિઓનો સમન્વય સાધવા મથતા અકબરશાહ જાણે વિશ્વકીર્તિમાળાના મેરૂ છે. ફ્લોરા એની સ્ટીલ એને Prince of Dreamers-સ્વપ્નદ્રષ્ટાઓનો મુગટમણિ કહે છે. આ નાટકમાં અબુલફઝલ ઉચ્ચારે છે કે

અકબરી યુગ ઇતિહાસનો નૌરોઝ છેઃ
ને ફતેહપુર સીક્રી છે
અકબરશાહીનું શાહતીર્થ.

શ્રાવણી પ્રતિપદા, ૧૯૮૬ — ન્હાનાલાલ દલપતરામ કવિ

આ બાદશાહનામાનો પ્રથમ ગ્રન્થ પ્રગટ થયો છે તે જહાંગીર-નૂરજહાન. બાદશાહનામાનો ઉપોદ્ઘાત એ ગ્રન્થમાં છપાયો છે. જિજ્ઞાસુને તે ત્ય્હાં જડશે.

# અનુક્રમણિકા

## વિષ્કુંભક : પાણીપત

( ભારતના ભાગ્યપત્ર શું પાણીપતનું જગત્‌ભીષણ રણમયદાન વિસ્તરીને પડેલું છે. એક દિશે મુગલછાવણીના હૈયારંગી ડેરાતંબૂ, ઉઘાડા યુગદ્વાર શા, ખડા છે. બન્ધૂકોનાં તોરણ છે, ભાલા ને બરછીઓ ઉપર નેજા ફરફરે છે: મોખરે તોપ ને જંજાળ છે. સહુની ઉપર મુગલાઈનું બાદશાહી નિશાન ઝોલાં ખાય છે. ચઘતાઈ વંશની ઇતિહાસઘડતી જિરગાહ મળવાનું મુહૂર્ત છે. સ્હામી ક્ષિતિજપાળે મહારાજાધિરાજ વિક્રમાદિત્યની મહાસેનાનાં ધૂલિવાદળ આભ-અડતાં ઉડે છે.

પ્રારબ્ધનું ગીત ગાતી કુરુક્ષેત્રની ભૂતાવળ ભડકાઓની વાદળીએ વિરાજી પ્રભાતના પ્રભાખંડે ઘૂમી રહી છે.

મુગલાઈનાં સંગ્રામદદામાં ગડગડે છે, પ્રભાત જાગે છે. )

**કુરુક્ષેત્રની ભૂતાવળ** : કાળનાં ચોઘડિયાં વાગે સૌભાગ્યનાં;
પોઢેલા પૃથ્વિપાળ જાગે સૌભાગ્યના.

સૂરજકિરણ કેરી પીંછીએ રે વડા નભ કેરે પાટ
કાળની જોગણી જૂવો ! લખે ' જય, ત્રિકાળના સમ્રાટ ! '
' જય, ત્રિકાળના સમ્રાટ ! '

વાયુ વસન્તના વાયે સૌભાગ્યના;
આભમાં—ન અવનીમાં સમાયે સૌભાગ્યના.

( મહારણમાં રણસ્થંભ સમા એકલવાયા ઉભેલા એક વડલાની છાયામાં કવચધારી સરદારો છાવણીમાંથી આવી આવીને બાણલટકતાં ચાપોનાં તોરણ નીચે માંડેલા મેષચર્મ સન્મુખ ઉભે છે. પાંચેક મહારથીઓ સંગાથે ખાન-બાબા બહેરામખાન પધારે છે. સહુ ધરતીના વીરાસને વિરાજે છે. )

**ખાનબાબા :** અમીરસંઘને આશીર્વાદ કહાવ્યા છે
સૈયદ જલાલશાહ થાણેશ્વરીએ.
શૂરમંડળનો નિર્ધાર શો છે ?
માંડેલી શેતરંજ ખેલવાનો ?
કે બાઝી ઉછાળી નાંખવાનો ?
આપણે ઉભા છીએ
એટલી ધરતી અત્યહારે આપણી છે.

**એક સરદાર :** પરાજય નહિ પાલવે, ખાનબાબા !
જયની આગાહી હોય તો રણરમણા :
નહિ તો કાબૂલથી ભરતી ઉલટી'તી,
કાબૂલને ગિરિસિંહાસને પાછાં પાયતખ્ત.

**બીજો સરદાર :** માનવી સ્હામે લ્હડાય :
માનવી સ્હામે મુગલ મોતની મૂર્તિ છે.
આ તો હાથીઓનાં વન વેડવાનાં છે.
પંદર સો હસ્તિઝુંડની તો
એમની એકલી છે ગજસેના.
હિન્દ એટલે હાથીઓનાં વન.

( રાજપૂતી રણડંકો વાગે છે; કચ્છવાહને નિશાનડંકે આમેરનાથ બિહારીમલ્લ પધારે છે.

તેરેક વર્ષનો સૂર્યતેજસ્વી એક કિશોર ગજરકન્ધે ચ્હડી મદઝરતા એ મસ્ત ગજરાજને અંકુશમાં આણવા મથતો આવે છે. મદોન્મત્ત હાથી શૂરમંડળ ઉપર ધસે છે. કેટલાક મુગલ સુભટરાજો સૂર્યકુમાર શા એ કિશોર કુમારને કુરનસ કરી માગ દે છે. આમેરનાથના સુભટમંડળ ભણી ઘૂમતા વાદળા શા ગજરાજ વળે છે. )

**આમેરનાથ** : શુભ શુકન છે આજના;
અમ ઘેર ગણપતિજી પધાર્યા.
પધારો, ગજરાજજી ! ભેટિયે.
ભાગવાનું ભણતર ક્ષત્રિયો ભણ્યા નથી.

(બીજા વડલા સમા ગજરાજ સહસા ખમચી ઉભે છે.)

**રાજકિશોર** : (ગુલાબની ફોરમ જેવું હસતાં હસતાં)
ક્ષત્રિયો તો પહાડ છે પૃથ્વીના.
મ્હારે તો હિન્દના હાથીઓને જીતવા છે.

(હસ્તીદન્તમાં અંકુશ પરોવીને દિશદિશમાં સ્મિતપ્રકાશ વરસાવી ઉડતી જ્વાળા સમા એ કિશોરરાજ મારતે હાથીએ રણક્ષેત્ર ભણી અલોપ થાય છે. આમેરનાથ શૂરમંડળમાં પધારે છે.)

**ખાનબાબા** : મુગલાઇની જિરગાહના જંગબહાદુરો !
વિશાળદૃષ્ટા મહારાજ આમેરનાથને પૂછો.
મહારાજ ! આજે રણ ખેલવું ?
કે પગલાં પાછાં ભરવાં ?
અરિદળ છે સાગર સમોવડું.

**આમેરનાથ** : ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર છે ત્રિકાળનું કાળવિધાતાઃ
કુરુક્ષેત્ર જીતે તે ચક્રવર્તી થાય.
મુગલાઈની યુદ્ધનીતિ મીરઝાઓ જાણેઃ
ક્ષત્રિયો તો સાગર વચ્ચે ખડક થઇ ઉભે.

(ગભીરી મેઘગર્જના સમાં આઘે રણદદામાં ગડગડે છે.)

**એક અમીર** : અરિદળ છે સવા લક્ષ પૂરનું.
થાણેશ્વરમાં ગણ્યા'તા મુગલ સેનાનીઓને;
પાંચમી પાંખડીની માંડ હતી મુગલાઇ.

ખાનબાબા : તૈમૂરના તરવારિયા જયના જોગંદરો છે.
એક મુગલ એટલે દસ મરદો:
ઇરાનને પૂછો, રૂમશામને પૂછો.
મુગલાઇનો ડંકો જગતકુંજોમાં ગાજતો.
આજે તો મુગલાઈના મોરચા છે
એટલી ધરતી છે મુગલોની.

કરનાળને ગોંદરે માંડયું'તું શાહનું સિંહાસન:
વનરાઈના વાયુઝલન્તા છત્ર નીચે.
શાહ સુલેમાન બદખ્શાનીએ કાબૂલ ઝૂંટવ્યું:
પંજાબમાં ઘૂમે છે સિકન્દરશાહ સૂર:
બાદશાહી ભાગ્યનાં તારકજોડલાં સમાં
દેહ્લી ને આગ્રા પણ
આજ તો આથમ્યાં ભાગ્યના આભમાંથી.
બે-બે વાર બાદશાહીને જીતી:
સમશેરે ખેંચ્યા વિના જતી કરવાને?
મચ્છીવાડાનો વિજય કાલે કીધો;
એ જ છે આજ ચઘતાઇની સમશેર.

શૂરવીરોની સમશેરો મ્યાને પોઢવાને છે?
વતન છે પાંચસો કોસની પાર:
પાછળ નથી ઓથના કિલ્લા:
સન્મુખ ન્હોતરે છે શત્રુસેના.

વિચારની યે કેટલીક છે વેળ?
કાળની શતરંજી શા આ રણમયદાને
ત્રીસ વર્ષો ઉપર બાબરશાહ ઘૂમ્યા'તા:

બાબર સમા અંહી ઘૂમ્યા ને જીત્યા'તા.
સાંભળો છો પૂર્વજના એ પડછન્દવા ?
પાણીપતમાં બાબરશાહનાં પગલાં બોલે છે.
મુગલાઈના જંગ જગત જોશે.
જય હો જવાંમર્દોનો !

( મારતે હાથીએ રાજકિશોર પાછા પધારે છે. દોડતા ગજરાજેથી સિંહકૂદકે કૂદી પડી હાથીને અંકુશ મારી આઘે થંભાવે છે. મુગલ વીરમંડળ ખડું થાય છે, તસ્લીમ ભરે છે. )

**આમેરનાથ** : ( સ્વગત ) જોબનને ઝૂલે પાય માંડતો
અજબ છે આ જુવાનડોઃ
જાણે ભરતદેવનો અવતાર !
બાળાપણમાં સિંહણબચ્ચાનાં દાંત ગણતોઃ
કિશોરાવસ્થામાં ગજરાજ ખેલાવે છે કુરુક્ષેત્રે.

**ખાનબાબા** : ( આમેરનાથને ) ઉગતો સૂરજ ઝગારા મારે
એવું અત્યહારે ઝળહળે છે
બાદશાહવદને સંગ્રામસોહાગનું કો તેજ.
કાંઈક શુભના છે સમાચાર.

**અકબરશાહ** : ( ઉમંગ ઉછળતા સોલ્લાસ શબ્દે )
બાઝના ન્હોર કાપી નાંખ્યાઃ
દુશ્મનનું તોપખાનું ઝડપી લીધું
શાહ બડાલખાનની બેરખે.

**સામન્તમંડળી** : અલ્લાહો અકબ્બર.

( ભરતીમાં નૌકાઓ ડોલે એવું શૂરમંડળ ઉત્સાહભરતીમાં ડોલે છે. )

**ખાનખાબા** : શાણુઓ વિચારવમળે ચ્હડયા છે
ત્ય્હાં વીરોએ આદરી રણુરમણુ.
એ બાઝની ચાંચને ચે ઉચ્છેદીશ,
આંખો ફોડી અન્ધાપો દઈશ.
દીવાનાએ જોષ જોયા છે,
જય આજ ચઘતાઇનો છે.

**આમેરનાથ** : કુરુક્ષેત્ર ધર્મક્ષેત્ર છે.
સ્વામીદ્રોહીને ધર્મક્ષેત્ર ન ધરાવે વિજયમાળ.

( રણડંકા વાગે છે, શૂરમંડળ ખડું થાય છે, સમશેરો ખોલી બાલ બાદશાહ ફરતો ઘટાઘેર માંડી ઉત્સાહભરનીમાં વીરનૃત્યે નાચે છે. )

**ખાનખાબા** : વીરોને વધામણું છે રણુરમણુનાં:
શૂરોને ન્હોતરે છે રણુડંકો.

( રણુધીરો રણમયદાનમાં ધપે છે. ગગનમંડળમાં પડઘા પાડતી બાદશાહી રણુનોબત ગાજે છે. ખાનખાબા બહેરામખાન બખ્તરિયે ઘોડે ચ્હડે છે, મુગલ વીરમંડળ સંગાથે પવનવેગે રણુમાં ધસે છે. )

**ખાનખાબા** : બાણોનો વરસાદ વરસાવો
એ સ્વામીદ્રોહીના ગજરાજ ફરતો:
એના ચાર હજાર અંગરક્ષકો ઉપર.

**એક અમીર** : સ્વામીદ્રોહી ને સ્વામીભક્તની વચ્ચે
આજનો છે આ રણુસંગ્રામ.

( સામન્તો સંગાથે ખાનખાબા રણમયદાનમાં સંચરે છે. આગ્રે મુગલ તોપોના ધણુધણાટ ધણુધણે છે.
કુરુક્ષેત્રની ભૂતાવળ ભડકાઓનો રાસ ખેલતી કાળગીત ગાય છે. )

**કુરુક્ષેત્રની ભૂતાવળ** : પૃથ્વીના પરમહંસ આવે સૌભાગ્યના;
ગેબના સન્દેશા લાવે સૌભાગ્યના.

દિશદિશથી અજવાળાં આવતાં રે, ઝીલે સાંઇ અને સન્ત;
કાળની રચે અમૃતાક્ષરી, ઇતિહાસની વસન્તઃ
ઇતિહાસની વસન્તઃ

સહુનાં કલ્યાણગીત ગાતો સૌભાગ્યનાં;
સહુના સમન્વયે સુહાતો સૌભાગ્યના.

( ફાટેલા ધ્વજવન્તો શ્વાસભર્યો એક ઘોડેસ્વારી રણદૂત આવે છે. )

**રણદૂત** : ખાનબાબા કહાવે છે કે
ડાબી–જમણી મુગલાઈની પાંખો પીંખાઈ,
ને પીછાં પાણીપતમાં વેરાણાં.
બાબરી બેરખને ત્યહાં પાઠવો.

**અકબરશાહ** : ખાનબાબાને કહેજો, દૂતપતિ !
કે મુગલાઈની પાંખો પીંખાઇ,
પણ મુગલાઈનું હૈયું છે વજ્રનુંઃ
એ વજ્રહૈયું નહિ વીંધાય.
જૂનો વ્યૂહ રચો, તુલુઘમાથી ઘેરો.
વાઘોના વાઘ અબુલ માઆલી !
જાવ ને જીતો.

( કુરનસ ભરીને રણદૂત ને સરદાર અબુલ માઆલીની બાબરી બેરખ રણસંગ્રામમાં પરવરે છે. )

**આમેરનાથ** : શૂરહૈયાં એટલે સાગરમાંના ખડકો.
આમેરસેનાને ન્હોતરવી હતી ને ?
કચ્છવાહની સમશેરવીજળીએ
કુરુક્ષેત્ર અરિવિહોણું થાત.

**અકબરશાહ :** બાદશાહતના સેંકડો સંગ્રામ કચ્છવાહ જીતશે.
શાહબાપૂના મહારાજા આપ એક છો.
એકલે હાથે અજમાવવા દ્યો આજ
મુગલોને મુગલાઇનાં પ્રારબ્ધ.

( પાયદળનો બીજો રણદૂત અવળે ભાલે આવે છે, બાદશાહને તસ્લીમ ભણી આઘે ઉભે છે. )

**રણદૂત :** સ્વામીદ્રોહી ખાન તાર્દીબેગને
જહન્નમની ઝાડીઓ દેખાડી ખાનબાબાએ.

**એક અમીર :** ત્ય્હાં જ છે સ્વામીદ્રોહીઓનાં વતન.
વણઘાએ સિંહાસન સોંપ્યું શત્રુસંઘને.
અમીરો દેહ્‌લીની ઢાલ થઇ ઉભા'તાઃ
કુમકે ન ગયો, પત્થર શો પડયો રહ્યો.

( આઘે ધૂળની આંધી ચ્હડી છે. એ આંધી ફાટી મંહીથી એક હાથી ફરતો મુગલસંઘ ઘેર વળીને આવતો દેખાય છે. થોડેક છેટે હાથીને બેસાડી નયનભેદ્યા તીરવન્તા રૂધિરન્હાતા હેમૂને દોરી ખાનબાબા બહેરામખાન આવે છે. બાદશાહ સન્મુખ ધરતીમાતને દંડવત કરી શુકરગુઝારી ભાખે છે. )

**ખાનબાબા :** બાદશાહનાં પુણ્ય જીત્યાં જંગનેઃ
સાહેબકરાનનાં સ્વપ્નાં ફળ્યાંઃ
ચઘતાઈનો જયધ્વજ પાણીપતે ફરૂકે છે.
બાવીશ જંગોના વિજેતા
આ મહારાજાધિરાજ વિક્રમાદિત્યઃ
સ્વામીદ્રોહી સમશેરજંગ.
બખીલ ને બફ્કાલ બુલન્દઆવાઝિયા હોય.
સ્વયં નામના સોનૈયારૂપૈયા પાડયા,

દેહ્લીમાં છત્રચમ્મર ધારી મ્હાલ્યા,
હવાને હાથીએ ચ્હડયા.
લીધા'તા શપથ—ને ન પાળ્યા
કે દેહ્લી જીત્યે ઇસ્લામને અંગીકારીશ.
ખોટા ગણ્યા એણે ઝીંદગીના હિસાબ.
આજે છે જુમ્માનું સ્હવાર.
ઉઠો; સમશેર ખોલો; શિરચ્છેદ કરો;
ગાઝી થાવ, ઓ ઇસ્લામના બાદશાહ !

અકબરશાહ: શા છે ઉત્તર કાળવ્હેપારી હેમૂના ?

હેમૂ: ભાગ્યદેવતાએ મ્હને હરાવ્યો.
રણખેલ એટલે પ્રજાઓનાં પ્રારબ્ધનો સટ્ટો:
જગત્‌વ્યવહારિયાઓની જગત્‌બાઝારી.
ગેબને ન્હોતું ગમતું કે
હિન્દુપતનું મ્હારે બખ્તર સજવું.
માર્ગે માનશુકન થયા.
રાત્રે સ્વપ્નું સાંપડયું; જાણે કે
મહાધોધ આસ્માનેથી ગડગડતો ઉતર્યો,
ને હાથીને તાણી ગયો જલપૂરમાં.
જૂઠડા જોષ જોયા ખ્વાબબીને
કે એ તો મુગલાઈનો હાથી.
સ્હવારે ઝડીઓ વરસી, વીજળી પડી,
રણધ્વજને—ધ્વજહસ્તીને ભસ્મ કીધા.
અદૃષ્ટ અવળાં ન હોત

તો ઓર ઉછળતાં હતાં
કુરુક્ષેત્રે પુરુષોનાં પુરુષાતન.

અકબરશાહ : ખાનબાબા ! દુનિયા દાનેશમન્દોની છે.
શુકરગુઝારી કરો ઓલિયાઓની.
પાણીપત જીત્યા, હિન્દનું સિંહાસન જીત્યા.
શાહ સમા છો, ખાનબાબા !
અમ્મીજાન શાહઝાદી પરણાવશે ત્હમને:
દેવોની દેવાંગના સરિખડી
શાહઝાદી સુલ્તાન સલીમા બેગમ.
અતાલિક કહી આલમ આણુ માનશે.
પણ કાળે માર્યો એને મારવો શો ?
શૂરની સમશેર સંગ્રામે સોહાય.
તમશીખંચ્યો શૂરધર્મ 'ના' ભણે છે:
કુરુક્ષેત્રના પડઘા 'ના' ભણે છે:
ના, બાદશાહનો હાથ નહિ ઉચ્છેદે
નિઃશસ્ત્ર મૃત્યુમુખઢળેલા આ નિરાધારને.

હેમૂ : ખાનબાબા ! હજી કપરા છે દિવસો આગળ.
હિન્દના ક્ષત્રિયદુર્ગો દેખશો ત્યહારે
બખ્તરિયાનાં બખ્તરો પાતળાં પડશે.
જગત હારજીતની બાજી છે:
પુરુષ પ્રારબ્ધ સંગાથે શતરંજ ખેલે છે.

( ખાનબાબાની આંખોમાંથી અંગારા વરસે છે. ક્રોધજ્વાળાના જેવી ખાનબાબા સમશેર ઝબકાવે છે; ને રૂદ્રખડ્ગથી હેમૂનો શિરચ્છેદ કરે છે. )।

ખાનબાબા : અવસરનો ઘાવ સામ્રાજ્યની સંપત્તિ છે,
વણઅવસરની દયા સામ્રાજ્યની વિપત્તિ છે.
મૂવેલાંને મારવામાં પાપ નથી.

( મહારાજા વિક્રમાદિત્યની ભંડારભારડોલન્તી હસ્તીમાળને ઘેરીને પાણીપતના ઉંડાણમાંથી સેનાનીઓ આવે છે. બાદશાહ સન્મુખ હસ્તીબેરખને ઝૂકાવે છે. શૂંઢ ઉછાળીને હાથીઓ બાદશાહને જયવન્દના કરે છે. )

ખાનબાબા : કુરુક્ષેત્રને શિખરે ફરફરે છે
અકબરશાહનાં સૌભાગ્યનો જયઝુંડો.
બાદશાહનાં સદ્‌ભાગ્ય સમી
પધારી આ ભારતની જયલક્ષ્મી
બાદશાહને વધામણે.
ઢાલ ભરી ભરી સામન્તોને બક્ષો
સહુ સહુના ભાગ્યનો ભંડાર.
જંગબહાદુર તોપચીઓને કહો
જગત્ જગાડતી મહાઘોષણાએ
અલ્લાહની તસબીહ ભણે.
આજથી ભારતવર્ષે અકબરી યુગ બેઠો,
અકબરશાહ છે યુગનો યુગાવતાર.

અકબરશાહ : સુલહ–યે–કુલ્લ ! સુલહ-યે–કુલ્લ !
સર્વસમન્વય ! સર્વકલ્યાણ !

( જીવનનો એ મહામન્ત્ર રટતા અકબરશાહ આત્મસમાધિમાં ઢળે છે. સકલ સામન્તસંઘ વીરને વીરવન્દન વન્દે છે. તોપોની જયઘોષણા ગાજે છે. ભડકાઓના રથોમાં ધૂમતી કુરૂક્ષેત્રની ભૂતાવળ મહાકાળનું ગીત ગાતી ક્ષિતિજમાં ધૂમે છે. )

કુરુક્ષેત્રની }  : દિશદિશના પડઘાઓ ગગડે સૌભાગ્યના;
ભૂતાવળ }  નવયુગનાં આભ કોઈ ઉઘડે સૌભાગ્યનાં.

દેવને દદામે ઉગંતુ રે સંસ્કૃતિનું સ્હવાર;
કુંજ-કુંજ બોલે મોરલો, કરે યુગના ઉચ્ચાર;
જાણે યુગના ટહુકાર:

યુગયુગના આગળા ઉઘડે સૌભાગ્યના;
રાજવી ને રંકના-સહુનાં કલ્યાણના.



## પ્રવેશ ૧ લો: નગરચર્યા

(પૂર્ણિમા જામવા માંડી છે. બાદલગઢના નગરચોકમાં ને હવેલીઓમાં દીવડિયા ઝળહળે છે. રૂપગુણવન્તાં નગરજનો, નગરીની શોભા સરિખડાં, રાજમાર્ગે જાય–આવે છે. રાજમાર્ગ પહેલાં કરતાં ભરેલા છે, પણ ચન્દની-ઘેરૈયાની ભીડ હજી નથી જામી.

અન્ધારપછેડો ઓઢીને અકબરશાહ નગરચોકમાં પધારે છે.)

**અકબરશાહ**: પડદાની પાછળ ને પાછળ:
હજી અન્ધારપછેડાના અન્ધકારમાં.
પૂર્ણિમા ક્ય્હારે પ્રકાશશે?
પરમ ગ્રન્થ છે આ વિશ્વગ્રન્થ.
જગત! કેટકેટલા છે પડદાઓ
ત્હારા વિશ્વનાટકની લીલાના!
આસ્માનના સાત પડદાઓ કહે છે:
વિશ્વના કેટકેટલા પથરાયા છે થર?
સંસારના થર પાછળના થર—
તેજછાયાના આ અટાપટાઓમાં
જગતકુંજે હું શું શોધું છું?
શાં શાં જડશે દુનિયાનાં ગોહર?
અક્ષરમાં નથી ઉકલતું

એ અંહી ઉકલે છે– આ જગત્મેદિનીમાં,
માનવીને મુખડે મુખડે.
વાંચતાં આવડે તો તો
મનુષ્ય જ છે બ્રહ્માંડલખેલો બ્રહ્મમન્ત્ર.

( જનમેદિનીમાં ભળી જાય છે, મનુષ્યગ્હેણમાં સ્હામે પૂરે વહે છે. )

**એક નાગરિક** : સાંભળ્યું કે ?–સાંભળ્યું કે નહિ ?
માનકોટમાં સિકન્દર સૂર શરણે આવ્યો.

**બીજો નાગરિક** : હારેલાને હરાવ્યો એ વાઘ માર્યો !
ઈરાનથી શાહ તમસ્પનો એલચી આવ્યો છે.
આટલે દ્‌હાડે શાહને સ્મરણ જાગ્યાં
કે હુમાયુન્ બાદશાહ દેવ થયા.

**ત્રીજો નાગરિક** : શેખ ગદાઈને મળ્યો સદ્રૂલ સદ્રનો ખિલઅત.
શિયાહપન્થી છે; જુલ્મ જાગશે.

**બીજો નાગરિક** : લાલ ટોપીવાળા શિયાહપન્થીઓ ઉપર
ખાનબાબાની છે ખુશામરઝી.

**ચોથો નાગરિક** : ખાનબાબા સાતમા આસ્માનમાં ઘૂમે છે.
કરનાળમાં અમીરને આવતાં વાર લાગી,
તો ભરદરબારમાં વધેર્યો.
પાણીપતનું યુદ્ધ આદર્યું તે
ખાન તાર્દીબેગને નરમેધમાં હોમીને.
શિવાલિકમાં હાથી ગાંડો થયો,
મહારથીઓના ડેરાતંબૂ પાડયા,
તો મહાવતને બરછીમાં પરોવ્યો.

જમનાપટમાં હાથીએ શૂંઢ ઉગામી
તો શૂંઢને મૂળમાંથી ઉચ્છેદી.

**પહેલો નાગરિક** : ગજદન્તની સંગાથે ઉચ્છેદી.

**ચોથો નાગરિક** : શાહના ઉસ્તાદે શિયાહપન્થી સ્થાપ્યા છે,
શેખ અબ્દુલ લતીફ ઈરાનીને.

**ત્રીજો નાગરિક** : હવે ભણ્યા એ ને ભણાવ્યા એ.
મતા સાટે તો બ્રહ્માંડ વાળે છે.

**પહેલો નાગરિક** : શેખ લતીફ છે જ્ઞાનનો મહાસાગર.
રાત્રે જાગે છે, દિવસે ઉંઘે છે:
લોક કહે છે ગેબની ગાથા સુણે છે.
ઉન્હાળામાં યે પ્હેરે છે ઉનનો ઝબ્બો.
સૂફી છે; ધરતીમાંનાં પાણી નિરખે છે,
આભમાંના પ્રકાશ પારખે છે.
એણે દીઠા છે ખુદાના દીદાર.

**બીજો નાગરિક** : એણે જ શીખવ્યું છે એ સુલહ–યે–કુલ્લ.

**પહેલો નાગરિક** : સાંભળ્યું છે કે મહાદી પ્રગટ્યો પૃથ્વીમાં ?

**ચોથો નાગરિક** : ઇસ્લામની સહસ્રવર્ષી આવે છે,
મહાદીનાં પગલાં સંભળાય છે
દિશદિશને સીમાડે સીમાડે.

( તુફાંગબાંધી સાંઢણીએ સાંઢણીસવાર આવે છે. )

**શી છે ભાઈ! આટઆટલી ઉતાવળ?**
**પાણી તો પીતો જા.**
**શાહ ઈનામ દેશે, પાણી નહિ પાય.**

( સવાર સાંઢણી થંભાવે છે, નગરચોકની પરબનું પાણી પીએ છે. )

**સાંઢણીસવાર :** આ શાહ અનોખો છે અવનીમાં.
ગ્વાલિયર ને જૌનપુર જીતાયાં.

( શબ્દો પડયા-ન પડયા ત્યહાં સાંઢણી રાજદુર્ગ ભણી મારી મૂકે છે. )

**પહેલો નાગરિક :** જૌનપુર છે તોફાનની ખાણ.
જૌનપુર પચાવવું કપરૂં છે-કપરૂં.

**ચોથો નાગરિક :** સારો હિન્દ હજમ કરે
એવો છે આ બાદશાહ.

( બાદશાહ આગળ ચાલે છે. બે ઓટલે બે રૂપપૂતળીઓ સરિખડી સુન્દરીઓ વાતો કરતી હોય છે. )

**એક સુન્દરી :** એ તે લગ્નોત્સવ માંડયો'તો કાંઈ?
કે સ્વર્ગ ઉતાર્યું'તું લાહોરના ચોકમાં ?

**બીજી સુન્દરી :** પાણીપતનો જંગબહાદુર
ખાનબાબા સમો વર હતો;
ને રૂપવન્તી ગુણવન્તી કલાવન્તી
સુલ્તાન સલીમા બેગમ શી હતી રાજકન્યા:
બાદશાહને મુગટે ચન્દ્રમા થાય એવી.
બાદશાહતને મહેલે હતો
પહેલો એ લગ્નોત્સવ,
પછી શી હોય જાહોજલાલીની મણા ?
પણ શાહની સગી શી એ શાહઝાદી ?

**પહેલી સુન્દરી :** ફોઇઅમ્માની રાજકુમારી:
બાબર બાદશાહની શાહઝાદીની શાહઝાદી.
રૂપરૂપનો મણિ છે; કાશ્મીરમાં જન્મી'તી.

**બીજી સુન્દરી :** એ તો કુન્દનમાં હીરો જડયો,
ને વીરને સુન્દરી વરી.

**પહેલી સુન્દરી :** ને ખાનબાબાને શાહી કબીલામાં લીધા.

( ડંકો વગાડતી હાથીનૌબત રાજદુર્ગમાંથી આવે છે. )

**ત્રીજો નાગરિક :** વળી શાનો વાગ્યો આ હાથીડંકો ?
કોઈ મહાવિજય લાગે છે.

**પહેલો નાગરિક :** હમણાં–હમણાં તો બાદલગઢમાં ઘૂમે છે
વાદળાં સરિખડાં હાથીઓ ને હાથણીઓ.
રોજ ને રોજ જયડંકો વાગે છે.

**ડંકાધીશ :** બાદલગઢના મહાજન ! સાંભળજો:
દેહૂલીપતિ પૃથુરાજ ચૌહાણનો અજયદુર્ગ,
સાત–સાત કોટરક્ષેલો તારાગઢ,
બાદશાહી સેનાએ સર કર્યો,
મેડતાને દરવાજે નિશાન ચ્હડાવ્યું.

**ચોથો નાગરિક :** એ જ માગતો'તો જોધાણનાથ માલદેવ.
હુમાયુન્‌શાહને શરણું ન્હોતું દીધું,
મહારણમાં હાંકો કીધો'તો.

**પહેલો નાગરિક :** ગુજરાતને માર્ગે આડો ઉભો'તો.

**બીજો નાગરિક :** અજમેર તો છે રાજસ્થાનનું નાક.
પણ હવા વાત લાવી છે ને
કે દમ્મણ ફિરંગીઓએ લીધું ?

**ત્રીજો નાગરિક :** સૂરત બન્દરના કાગળમાં લખે છે.

**પહેલો નાગરિક :** ઉત્તર દક્ષિણ પૂર્વ ને પશ્ચિમમાંથી

નિત્યે ને નિત્યે આવે છે
અકબરશાહના નવનવા વિજયસન્દેશ.

( સેનાનીઓનું એક ટોળું આવે છે, પાછળ ઉંટોનું લંગર ડોલે છે. )

**એક સેનાની** : ઉંટ ઉપરના ડેરાઓમાં છે
લૂંટેલી રમણીઓનાં મણિરત્નો.
સુન્દરીઓ શૂરને કાજે સરજી છે.
આગ્રાની અટારીઓને સોહવશે.

**પહેલો નાગરિક** : છેલ્લીવેલ્લી સ્હમજજો એ સૌન્દર્યલૂંટ.
આજ સ્હવારે પડો વાગ્યો છે
સંગ્રામમાં ગુલામ દાંભવાની બન્ધીનો.

**ચોથો નાગરિક** : બાદશાહોમાં આ છે અનોખો બાદશાહ.
અકબરશાહ છે વિક્રમનો અવતારઃ
અન્ધારપછેડો ઓઢીને નગરમાં ફરે છે.
બબ્બે વર્ષના દુકાળનો સુકાળ થયોઃ
એનાં પગલાં જ છે પુણ્યનાં.

( અકબરશાહ એકાકી આગળ ચાલે છે. એક હવેલીના ગોખમાંથી રાત્રીપટમાં તેજઝરણાં વહતાં ઢળે છે, એ ગોખ નીચે થંભે છે. )

**હવેલીમાંની શેઠાણી** : બાદશાહ પરણાવે છે,
પણ પરણશે ક્ય્હારે ?
જોબન ઝોલે જાય છે.

**હવેલીમાંના શેઠ** : હિન્દુસ્થાનના બાદશાહને
હિન્દની હિન્દવાણી પરણવી છે પહેલી.

( માથામાં બાણ વાગ્યા શા બાદશાહ ત્ય્હાંથી ભાગે છે. )

**અકબરશાહ :** એક મનડે બાદશાહ મનોરથ ઘડે છે,
કરોડ આંખે લોક તે જૂવે છે,
ને કરોડ કાને લોક તે સાંભળે છે.
મ્હારી ઉંડામાં ઉંડી અન્તર્‌ગુફાના યે
ઉંડેરા સંચમાં સંચેલી એ વાતઃ
આ હવેલીમાં કઇ પાંખે ઉડીને આવી ?
શેઠ શાણા છે, સર્વશ્રુત છેઃ
શેઠાણી સુલક્ષણી વાત્સલ્યઝરણી છે.
એમને સ્થાપીશું આગ્રાના નગરશેઠ.

( અકબરશાહ આગળ ચાલે છે. ચન્દનીનાં પૂર નગરીમાં ઢોળાયાં છે. એક સ્થળે ઢોલક લેઇને લોકમંડળી જામેલી છે, ને 'મુઐયુદ્દીન અજમેરી'ની ગઝલ ગવાય છે. યૌવનારૂઢ બાદશાહ ભાવતલ્લીન હૃદયે ને એકનિષ્ઠ શ્રવણે સાંભળી રહે છે. )

**લોકમંડળી :** અહો એ ચન્દ્ર ! જા, જઇ જો મુઐયુદ્દીન અજમેરી;
તું સમ વરસે અમીકિરણો મુઐયુદ્દીન અજમેરી.
ઉધ્યાંને એ જગાડે છે,
મૂવાંને એ જીવાડે છે;
જગત જઇ ત્ય્હાંજ લાડે છેઃ
મુઐયુદ્દીન અજમેરી.
અમારી આંખનું અંજન મુઐયુદ્દીન અજમેરી;
અમારા ઉરનું રંજન મુઐયુદ્દીન અજમેરી.
ખુદાના ઓલિયા મહાનામ મુઐયુદ્દીન અજમેરી;
ચિરાયે જલ્વયે ઇસ્લામ મુઐયુદ્દીન અજમેરી.

( ફરતો ફરતો એક નાગરિક અકબરશાહ ભણી આવે છે. દૂરથી નિહાળી રહીને )

**બીજો નાગરિક :** અહ્યા એ ! બાદશાહ.

**પહેલો નાગરિક** : મારો, તો મૂઢ બોલશે.
**ત્રીજો નાગરિક** : મારવા જેવો નથી આ બાદશાહ;
આ બાદશાહબાપૂ પૂજવા જેવો છે.
નિહાળિયે નવજુવાનને નઝદીકથી,
ને ઓળખાય તો ઓળખિયે.

(અન્ય દિશામાં નિરખી રહી અકબરશાહ કાન માંડીને આ લોકવાર્તા સાંભળતા હતા. ચારે નાગરિકો સમીપ આવી, ઘેરી વળી, શાહનાં કાંડાં ઝાલે છે. લોકઘેરાવો ફરતો જામે છે.)

**પહેલો નાગરિક** : કોણ છો આટલી રાતે?
ભૂલા પડયા છો બાદલગઢમાં?
હાથ તો છે હાથીશૂંઢ જેવાઃ
જાણે દેશના દરવાજાની ભોગળ!
**બીજો નાગરિક** : અકબરશાહના હાથ લાંબા છે.

(બાદશાહ અદબ વાળી આંખોને ચક્કર ચક્કર ઘૂમાવે છે; ભમ્મરો ભાગી ઉપર ચ્હડાવે છે; હોઠની અજબ વિકૃતિ માંડે છેઃ ઘેરે શબ્દે ઉત્તર આપે છે.)

**અકબરશાહ** : ભરી નગરીમાં ભૂલો ભટકું છું.
**બીજો નાગરિક** : ચોર તો નથી ને?

(નયનનાં ફૂલ ઘૂમાવે છે, મુખમંડળને ઘૂમણે ચ્હડાવે છે.)

**ત્રીજો નાગરિક** : ચોર કહેશે કે હું ચોર છું?
**ચોથો નાગરિક** : માંખણચોરનો ભાઈ લાગે છે!
**પહેલો નાગરિક** : દીવા વિના રાત્રે કેમ ઘૂમે છે?
**અકબરશાહ** : મ્હારી કને દીવો નથીઃ
દીવડો શોધું છું આવડી આલમમાં.
દીવો હોય તો ધીરો મ્હને.

દુનિયાને દેખાડું એ દીવડોઃ
નિરખું ને ઓળખું એ દીવડિયે.

( મ્હોડુ કટાણું કરે છે; ધન્તુરાના ફૂલ જેવું નાક ફૂલાવે છે; દિશાઓની ગુફાઓમાં જોઇ રહે છે. )

**પહેલો નાગરિક** : આસ્માનને વાંચ છ,
કે આસ્માનની પાર ને ?

**ત્રીજો નાગરિક** : ચક્કરમ લાગે છે–કોક ચક્કરમ;
પેલા સૂફી ને કલન્દરોમાંનો કોક.
દુનિયાનો જાણે કો દાધારંગો;
પૃથ્વીનો જાણે પરમહંસઃ
પેલી મેવાડની રાણીનો જાણે વીર.
જા, ભાઇ ! જા ત્હારે માર્ગે.
ચૌટામાં તો હોય શાહ કે બાદશાહ.

( અકબરશાહને જતા કરે છે. 'આગ્રાનો સૂરી' 'આગ્રાનો સૂરી' પોકારતું લોક વેરાય છે. અનુભવની એક ઘાત શીખી બાદશાહ આગળ વધે છે. )

**અકબરશાહ** : ( સ્વાગત )
રાજનગરીના ચૌટાનો ચોક
એટલે બાવન ગામનો ચોરો.
દિશદિશના પવનની પાંખો ત્ય્હાં મળે છે.
ધૂળ ઉડે, રજોટી ભરાય, તાપે પડે;
પણ પનોતો પ્રકાશ સહુને પ્રકાશે.
–ક્ય્હાં મળશે મ્હારા આત્માનો ધનવન્તરી ?
અધૂરાંને પૂરે; પૂરાંને પ્રફુલ્લાવે;
ઝીન્દગીનાં અન્ધારાંને અજવાળે.

ઝિયારતો કરૂં છું, ઓલિયાઓને શોધું છું;
પૂજવાને જોઇએ છિએ મ્હારે આતમદેવ.
એળે જાય છે મ્હારાં જીવનનાં ઝરણાં.
જગત્બાદશાહી સ્થાપવાને જોઇએ જગત્ગુરૂ.
હિન્દુપતિ પૃથુરાજનો તારાગઢ,
ને નીચે છે અજમેરીની દરગાહ.
ત્ય્હાંની ઝિયારતે જાઉં આ ઓરસવેળા.

(પાસેની પાઠશાળામાંથી વિદ્યાર્થીઓ ચર્ચા કરતા નીકળે છે.)

**એક વિદ્યાર્થી**: મહાદી આવે છે.

**બીજો વિદ્યાર્થી**: શતવર્ષી ઉગ્યે ઇસ્લામ આથમશે.

**ત્રીજો વિદ્યાર્થી**: અલેફ એ જ ઓંમકાર.

**ચોથો વિદ્યાર્થી**: કોણ બોલ્યું એવું બેહુદુ?

**પાંચમો વિદ્યાર્થી**: બિદૌની! તું જકૂકી ઘેટું છે.

**પહેલો વિદ્યાર્થી**: સદાચરણ એ જ સદ્ધર્મ.
બેખુદાઈ મ્હાલે છે દીનો–દુનિયામાં.
મનવન્તર પલટાશે,
ઈમામ મહાદી આસ્માનમાંથી ઉતરશે,
ને સાધશે ધર્મની પુનઃસ્થાપના.

**બિદૌની**: હઝરત મહમ્મદે શીખવ્યો છે તે ધર્મ.
આવી લિયાનતો ભાખી કોણે?

**પહેલો વિદ્યાર્થી**: ગુરુ મહારાજ શેખ મુબારક નાગોરીએ.

(સૌમ્યમૂર્તિ શેખ મુબારક પાઠશાળાના મુખદ્વારમાં આવી ઉભે છેઃ જાણે આસ્માનમાંનો ચન્દ્રમા ઉતર્યો! એમના ઉરૂકિરણો સમી વિદ્યાર્થીઓમાં શાન્તિ પથરાય છે, રાજમાર્ગે પણ શાન્તિનાં છાંટણાં છંટાય છે.)

**શેખ મુબારક:** આસમાનમાં તારલા ખેલે છે
એવા ખેલો છો રાજમાર્ગમાં.
બાબાઓ ! જવાહીર ભંડારે સંઘરશો
કે રસ્તે રઝળતાં વેરશો !
સત્યનાં જવાહીરો અન્તરમાં સંચાય.
રાત્રી ધમધમે છે; જાવ;
માતાઓ વાટ જોતી હશે ઘેર.
ક્‌હેજો: ઈસ્લામની સહસ્રાબ્દિ આવે છે,
મહાદ્દી અવતરશે આ આગ્રામાં.

( પડછાયાઓના પડદામાંથી પાદશાહ રાજમાર્ગની ચન્દનીમાં આવે છે; શાળાના મુખદ્વારે જઇને શેખ મુબારકનાં ચરણોમાં શિર ઝુકાવે છે.)

**અકબરશાહ :** આગ્રાના ગુરુદેવ ભાસો છો.
આશીર્વાદ આપો, ઓ આગ્રાના ગુરુદેવ !
આશીર્વાદ આપો કે અગ્નિ હોલવાય,
ને દુનિયાદાઝયાંને રૂઝાવે.

**શેખ મુબારક:** આ છે મ્હારી જ્ઞાનગુફા;
હું છું એ જ્ઞાનગુફાનો ગુફાવાસી.
ત્હમે જગત્‌ચોકમાં ઘૂમો છો ?
કે પડદા પાછળ રમો છો ?
નથી અંહી જાદૂનાં ઈલ્મ
કે ઉભી કરે બાદલગઢ સમોવડી
મેઘવાદળીની મહાનગરીઓ.
આગ્રાની બાદશાહી જાહોજલાલીમાં
બાદશાહની છે બાદશાહત;

આ છે મુજ રંકની કુટીર.
ગુલે ગુલાબ ત્ય્હાં છે, કાંટા અંહી છે.
ત્હમે હિન્દુ હો, કે હો મુસલમીન:
—લલાટપત્રે લખ્યું છે હિન્દુત્વ,
આંખમાં છે ઈસ્લામ—
હિન્દુ હો, કે હો મુસલમીન:
જાવ, ગોખજો જીવનભર કે
અલેફ ને ઓંમકાર એક છે.

પૂર્ણ છે એ, પૂર્ણ છે આ;
પૂર્ણથી પૂર્ણ ઉદ્ભવે;
પૂર્ણમાંથી પૂર્ણ લેતાં
પૂર્ણ જ અવશેષ રહે.

**અકબરશાહ :** અરિસ્તાતાલિસના અવતાર લાગો છો.

**શેખ મુબારક :** તો ધરો ઈસ્કન્દરનાં ટોપકવચ
ને પામો આલમની ફતેહયાબી.
નવજુવાન ! જોબન બોલાવે છે,
જગતના જંગો જીતવાને જાવ.

**અકબરશાહ :** સારી આલમની આદમઝાત !
સાંભળજો ચન્દનીમાં વરસતા શબ્દો:
અલેફ ને ઓંમકાર એક છે.

( આસ્માનની અટારીએથી એક મ્હોટો સિતારો ખરે છે, ને ગગન-ઘુમ્મટમાં ઝળહળતો પ્રકાશ ઝળહળી રહે છે. ભાગ્યદેશે પૂર્ણિમાની ચન્દની ઝીલતો આત્માનો પરમહંસ આંખડીઓની બે-બે પ્યાલીએ એ પ્રકાશને ક્ષણેક પી રહે છે. )

---

## પ્રવેશ ૨ જો : પર્વતધારની ગુફાએ

( આરાવલ્લીની છેલ્લી ધારના ઢળતા ઢોળાવો ધરતીમાં ઢોળાઈ જાય છે ત્ય્હાં નિસાતરા જેવી ટેકરીઓની માળા પડેલી છે. દૂર દૂર સૂધી ફરતાં નિર્જન વેરાન પથરાએલાં છે. સ્હવારનો તાપ તપવા માંડયો છે, ને એક વડ-ઘુમ્મટની નીચે ઘોડેસ્વારોનો સંઘ આવી પડાવ નાંખે છે. સોનારૂપેરી ગંગાજમના ભાતીગર સુન્દર નકસીદાર શિરોહી લઈને એક સવાર પાણીની શોધમાં નીકળે છે. )

**સવાર :** બાદશાહ સિધાવે છે અજમેરીની યાત્રાએ.
ફૂહાનવાના આ વેરાનમાં
નથી પાણી કે નથી વસ્તી.
બાબરશાહના મોરચા અવલોકતાં મોડું થયું.
લાવ, ધાર ઉપર ચ્હડીને નિહાળું.
જ્ય્હાં પંખી ઉડે ત્ય્હાં પાણી.

( પર્વતધારે ચ્હડતાં પાય લપસે છે; પત્થર રગડી તળેટીની ગુફામાં પડે છે. સવાર રગડી ગુફાને મુખદ્વારે પડે છે. ગુફાની ભીતરમાંથી આવાઝ ગાજે છે. )

**આવાઝ :** બિયાબાનમાં યે એકાન્ત નહિ આપો ?
ભોંયરામાં યે પત્થર નાંખશો ?
સંસારત્યજેલાને વેરાનમાં યે અજંપા ?

( ગુફામાંથી એક વૃદ્ધ શેખ બહાર આવે છે. )

અંહી યે સન્તાપશો ? ઓ સંસારીઓ !

( જહશિરોહી લેઈને ગુફાદ્વારે સ્વાર ખડો છે ત્હેના દિદાર નિહાળીને )

પડયા છો ? સરદાર સાહેબ !
સરદારે પડતા હશે ?
વાગ્યું તો નથી ને ?
પત્થર લપસ્યો કે ત્હમે લપસ્યા ?
મ્હારી યે જીભ લપસી આરોપ ઉચ્ચરતાં.

**સરદાર** : સલામ, શેખજી ! મુગલોને ઘા શા ?
આટલામાં પાણી છે કય્હાંઈ ?
બાદશાહને પાણી જોઈયે છીએ.

**શેખજી** : રંકને પાણી પાય છે
એ જ બાદશાહને પાણી પાય છે.
તવંગરોને જવાહીર મળે,
ખુદાઇનાં પાણી ઓછાં મળે.
ખુબ્બુ ! પાણીનો હેઘડો લાવ.
બાદશાહ છે ? મીર સાહેબ !

**સરદાર**: દેહ્લીના બાદશાહ છે, શેખજી !

( વેરાનમાં વિચરતા અકબરશાહ આવી ઉભે છે. )

**શેખજી** : દિવસના આઠ પહોર પેઠમ
આઠ પાદશાહો થયા છેલ્લી બે વીશીમાં.
આસ્માનનો ગુંબજ ઘૂમે છે
એમ ચક્રાવો ખાય છે બાદશાહી.
પાણી બ્હોળાં છે; પીશો ?
દેહનાં કે આત્માનાં પાણી પીશો ?
જીભની તરશ છે કે હૈયાની ?

**અકબરશાહ :** શેખજી ! અત્યહારે તો બાદશાહ
પાણીથી યે રંક છે.
તરસી છે જીભ ને તરસ્યો છે આત્મા.

( ખુબ્બુ પાણીનો દેઘડો લઇને આવે છે. )

વડછાંયડે લઈ જાવ-ઉમરાવોમાં.
તરશ ઠારી તેડી લાવજો અંહી.

( પાણીનો દેઘડો લઇ સરદાર વડછાંયડે જાય છે. )

**શેખજી :** ખુબ્બુ ! મ્હારો કૂજો લાવ જો !

( ખુબ્બુ જલકૂજો લેવા ગુફામાં જાય છે. )

સંગાથીને પાણી પાઈને પીએ
એવા બાદશાહ યુગને અજવાળે.
બાદશાહ હો તો તમ જેવા હજો.
એક આંખમાં છે વીરત્વની વીજળી,
બીજી આંખમાં છે ઉદારતાની ચન્દની.

( ખુબ્બુ પત્થરનો જલકૂજો લાવે છે. પત્થરનો પ્યાલો ભરી શેખજી પાણી પીવા આપે છે )

**અકબરશાહ :** પાણી નથી, શરબત છે આ.
આ રણમાં આવાં હેમાળાનાં જળ !

**શેખજી :** તાવ શી ચીઝ છે ?
અન્તરના અગ્નિની બહારની ઝાળ.
ઊંડાણમાં આત્માની શીતળતા હોય
તો બહાર બધું શીતળ હોય.

**અકબરશાહ :** એની જ શોધમાં છું હું :
આત્માની શીતળતાની શોધમાં.
આત્માને ઓળખવા અજમેરી કને જાઉં છું.

શેખજી : મધ્યાહ્નને ટાઢક દેશે એ વડલાની છાયા.
અકબરશાહ : શોધું છું એ સંસારનો વડલો.
બોલે બોલે હોલવાય છે, શેખજી !
આત્માની અક્કેકી ઝાળ.
શેખજી : બે પડખે બે કમળનાળ ઢળી હોય
એવા ઢળેલા છે તમ ભુજદંડ.
આજાનબાહુ છો, રાજ્યચક્ર છે હથેળીમાં;
લલાટદેશે માંડેલી છે રાજલેખા.
બોલી બાદશાહી, કરણી બાદશાહી,
વિચારણી યે બાદશાહીની.
બોલી કરણી વિચારણી ઉચ્ચારે છે
બાદશાહ છો–બાદશાહ છો જગતના.
( ઉમરાવોનો રાજપરિવાર બધો આવે છે, તસ્લીમ ભરી ઉભે છે. )
અકબરશાહ : ઓલિયાઓનો પૂજારી છું,
સન્ત સાધુ ફકીરોનો ભક્ત છું,
બન્દયે-ખુદા છું, નાચીઝ છું.
સાંઇને ને શેખને શોધું છું.
સામન્તો છે રાજ્યના સ્થંભ:
શોધું છું રાજસિંહાસનનું ધર્મછત્ર.
સરદારો ! મ્હારા અંગના અવયવો !
આજે ડેરાતંબૂ અંહી ખોડીશું.
આમેરનાથ છે નઝદીકમાં જ–
સાંગાનેરના શિવમન્દિરમાંથી આવે છે.
પવનવેગે પરવરો, સાંઢણીસામન્ત !

આમેરનાથને સન્માનો આપણી મહેમાનીથી.
પાણીથી યે મહામૂલાં
મ્હારે પીવાં છે જીવનનાં પાણી.
વગડામાં લાધ્યાં આજે હયાત.

( એક સરદાર પવનસાંઢણીએ આમેરનાથના સન્માનાર્થે જાય છે. )

શેખજી ! ધર્મ કિયો સાચ્ચો ?

**શેખજી** : સાચ્ચો ધર્મ ખુદાનો.

**અકબરશાહ** : એ ક્ય્હાં સાંપડે ?

**શેખજી** : પર્વતમાંથી ઝરણ નિર્ઝરે એમ
અન્તરમાંથી નિર્ઝરે ધર્મનાં ઝરણાં.

**અકબરશાહ** : શેખજી ! કોમ કઈ ઉમદા ?

**શેખજી** : ખુદાના બન્દાઓની કોમ.

**અકબરશાહ** : એ ક્ય્હાં લાધે ?

**શેખજી** : ખુદાઈના બગીચાઓમાં.
સારા દીનીસ્તાનમાં ભમ્યો છું;
ચાર-ચાર હજ પઢયો છું;
ઈરાન, તૂરાન, અરબસ્તાન, મીસર,
ફરઘાના, ખોતાન, માવરાઉન્નહર,
નાઝરીનૂસ્તાન, કાબૂલીસ્તાનઃ
સારી જહાન ઘૂમી વળ્યો છું.
નથી દીઠો આવું પૂછનારો પાદશાહ.

**અકબરશાહ** : છેલ્લોવેલ્લો એક સવાલ નાખું છું:
વિશ્વની બાદશાહી ને વિશ્વની ફકીરીનો.
મહેલ મિઠો ? કે ગુફા ?

**શેખજી** : જગત સંભળાય ને સંભાળાય
ત્ય્હાં સૂધી મહેલ મિઠ્ઠો–બાદશાહોને:
પછી તો ગેબની ગુફા.

( બાદશાહ ઉઠીને શેખજીનાં ચરણોમાં પડે છે. )

**અકબરશાહ** : ચરણવન્દના, શેખજી ! ચરણવન્દના.
સાંભળવા મથું છું જગતને,
સંભળાતું નથી હજી જગત.
જાઉં છું અજમેરીની ઝિયારતે—

**શેખજી** : અન્તરના અન્તરાયો ઉતરશે
ત્ય્હારે સંભળાશે અન્તરના આવાઝ.
અજમેરી અજબ ઓલિયો છે;
બાદશાહની મુરાદો મ્હોરશે.
બાદશાહ એ અમૃતવેલ પામશે
જેનાં અમરફળની બાદશાહને છે આરઝૂ.

**અકબરશાહ** : આરઝૂના આંબા મ્હોરશે મ્હારા
તો મહેલો માંડીશ આ પર્વતધારે.
બાદશાહત પધારશે આ ગુફાચરણે.
મ્હારે સાંભળવા છે સંસારપારના શબ્દો.

**શેખજી** : બાદશાહ સાંભળશે ને સોહવશે.
એ છે ત્હારાં નયણાંમાં નૂર,
જે પ્રભાતે પ્રભાતે
હોલવાયેલા આફતાબને સળગાવે છે.
જગતનું પડયું છે પ્રભાત—

( ડંકા વાગે છે, નિશાન ફરકે છે, આમેરનાથ મહારાજ બિહારીમલ્લ આમેરસામન્તો સંગાથે પધારે છે. શેખનાં ચરણોમાં યુવાન બાદશાહને બિરાજેલા નિરખી ચકિત થઇને ગુફાદ્વારે ખમચે છે. )

**આમેરનાથ :** જય હો આ વેરાનની વાડીઓમાં
જગત્‌સાધુ શેખ સલીમ ચીશ્તીનો.
જુવાની બુઝુર્ગીને પૂજે છે
એ જુવાનીને જગત પૂજશે.

**શેખજી :** પધારો, આમેરનાથ ! પધારો.
વિશાળદૃષ્ટા છો, સાગરદિલના છો,
અર્ધી સદીના અનુભવિયા છો,
પૂજ્યને પૂજનારા છોઃ પધારો.

( અકબરશાહ ઉઠીને આમેરનાથને સત્કારે જાય છે. મહારાજા બિહારીમલ્લ બાદશાહને તસ્લીમ ભરે છે. વૃદ્ધ મહારાજની બાંહ્ય ગૃહીને શાહ અડધી ચટાઇએ બેસાડે છે. જીવનપરિચિત શેખજીનાં ચરણોમાં આમેરનાથ ચરણવન્દના કરે છે. )

આત્મા તો આરોગ્ય છે ને ?

**આમેરનાથ :** સાંઇસન્તોના આશીર્વાદથી.

**શેખજી :** હૈયાની નદીઓ તો વહેતી છે ને ?

**આમેરનાથ :** શેખસાધુઓના સદ્‌બોધની ઝડીઓથી.

**શેખજી :** બાદશાહને સ્હમજાવું છું
કે પાણી ને આબ એક.

**અકબરશાહ :** ઉગતા આયુષ્યને ઉમ્બરે
કબીરબોધે શીખવ્યું છે મ્હને
કે ખુદા ને પ્રભુ એક છે.
કબીરજી પરમ વૈષ્ણવ હતા પ્રભુના.

અકબરશાહ : ધન્ય હો, મહારાજા સાહેબ !
સ્હેલાં ભણતરે કપરાં નીવડે છે આજ.
આમેરનાથ : પાદશાહ ! પાણીપતમાં કોણ હતું બેલી ?
આગળ રણ ને પાછળ વગડો હતો.
કાબૂલે ન્હોતું ને દ્હેલ્લી યે ન્હોતું.
શાહની સગી હતી એક સમશેર.
અકબરશાહ : એ ઇતિહાસ છે, મહારાજ !
વ્યોમપાટે વંચાતા
ઓલિયાઓના આશીર્વાદ હતા માથે.
આમેરનાથ : ડહાપણ છે, અનુભવ આવશે;
દૃષ્ટિ છે, વિશ્વસત્યો દેખાશે.
ગઝનીશાહ આવ્યા–ને ગયાઃ
દાદાજાન તૈમૂરજંગ પધાર્યા–ને પરવર્યાઃ
મધ્ય એશિયાના જાણે મહાવંટોળ.
હિન્દમાં લાંબુ રહેવું હોય
તો હિન્દવાસી જેટલા હિન્દુ થાવ.
અકબરશાહ : તુર્કના હિન્દુ થવાતાં હશે ?
શેખજી : સરિતાઓના સંગમ સમા સાગરદિલ
કબીરજી હિન્દુ હતા કે મુસલમાન ?
કાફરના મુસલમિન થાય
તો મ્લેચ્છના હિન્દુ યે થવાય.
અનુલંઘાય એવી નથી એ પાળો.
અકબરશાહ : બાદશાહીને હિન્દમાં રહેવું છે;
હિન્દમાં રહેવા જેટલો હિન્દુ થઈશ.

**આમેરનાથ :** તો આમન્ત્રણ છે આમેરના ડુંગરોનાં.
જળવિશાળું છે સાંભરનું સરોવર,
ને વનવિશાળી છે પર્વતની ખીણો.
હિન્દુ કરૂં, હિન્દુ કુમારી પરણાવું.

( કટાર કહાડી આમેરનાથ બાદશાહનાં ખોળામાં ધરે છે. )

**શેખજી :** દ્રુપદે દ્રાપદીજી પાર્થને વરાવ્યાં'તાં:
દ્રુપદનો પુત્ર હતો પાંડવોનો સેનાધીશ.
હિન્દનું કલ્યાળમુહૂર્ત છે આજ.
ઇતિહાસમાં આવાં લગ્ન જવલ્લાં હોય.
બાદશાહે હિન્દને જીત્યો,
હિન્દુપત બાદશાહીને જીતશે.
હિન્દુ ને ઇસ્લામ પરસ્પરને આમન્ત્રે છે આજ.

**અકબરશાહ :** ( કટારીને હૈયે ચાંપી, કમલકંઠમાંથી મોતીમાળ કહાડી સોનાકટારને વીંટી, આમેરનાથને પાછી ધરાવતાં ધરાવતાં )
આમન્ત્રણ ને સગપણ સ્વીકારૂં છું.
શાહબાપૂના છો વૃદ્ધ મહારાજ.
મનની મુરાદો મ્હોરતી જોઉં છું.
ઝિયારતે જાઉં છું અજમેરી ઓલિયાની.
વળતાં આવીશ આમેરના ગિરિદુર્ગોમાં,
ને પરણીશ રાજપદ્મણીને;
હિન્દુ રાજકુમારીને હિન્દુ વિધિએ:
ને મુગલમહેલોમાં મન્દિર મંડાવીશ.

**આમેરનાથ :** જગત્સાધુ શેખજી સાક્ષી છે
હિન્દુઇસ્લામના અદ્ભુત આ યોગના.

**શેખજી** : કબીરજી ભાખી ગયા છે
હિન્દુઈસ્લામનો આ મહાયોગ.
નવો સૂરજ ઉગ્યો હિન્દના આભમાં;
નવો દિવસ ઉગ્યો હિન્દની રાત્રીમાં;
નવો યુગ ઉગ્યો હિન્દના ઇતિહાસમાં.
એ પુણ્યયોગ ઉપર આશીર્વાદ ઉતરો
આલમની ફકીરી ને ખુદાઈના.

**અકબરશાહ** : હિન્દુઈસ્લામના સમન્વયના એ મહાપ્રસંગે
સલ્તનતમાં જઝિયા માફ કરીશ,
તીર્થધામોના માથાવેરા ફેડીશ.

**આમેરનાથ** : રજા છે હવે ? બાદશાહ !

**અકબરશાહ** : આજના બપ્પોર તો અંહી જ,
સંસારના આ વડલાછાંયડે:
તાપસન્તાપમાંથી સાધુની શીતળતામાં.
સાધુતા ને સમશેર મળ્યાં છે,
યૌવન ને અનુભવ મળ્યાં છે,
હિન્દુ ને ઇસ્લામ મળ્યાં છે આજ.

**શેખજી** : આબ ને પાણી એક છે.
શ્રી હરિ ને ખુદા, નથી કો જૂદા.



## પ્રવેશ ૩ જો: ખાનબાબા

( કાબૂલથી બાદશાહી બાનૂઓ પધારી છે. અકબરશાહ ત્હેમના સન્માનાર્થે એક મજલ સ્હામે ગયા હતા, ત્હેમને લેઇને દેહ્લીના રાજમહેલોમાં પ્રવેશે છેઃ જાણે કે તારકાવલિની વચ્ચે ઉગતો ચન્દ્રમા. )

**અકબરશાહ :** અમ્મીજાન । ફૂઈમા ! બહિનશાહો !
વડીલોનાં પુણ્યે પાછાં પામ્યો
દેહ્લીના આ રાજમહેલ.
ચઢતાઈની કુલવિધાત્રીઓ છો:
ખુદાની આશિષો સરિખડી પધારો.

**ગુલબદન બાનૂ બેગમ :** ( અકબરશાહનાં ઓવારણાં લેતાં લેતાં )
સમરકન્દની સોનાદેવડીએ પાય મૂકયો
બાબરશાહ ત્યહારે ત્હમારા જેવડા હતા.
દેહ્લી છે હિન્દની સનાતન પાટનગરી.
વિશ્વની વાયુલહરીએ લહરતાં
દેશદેશમાં ગાજે છે એનાં યશોગાન.

**માહમ અંકા :** ( મોરપીંછથી મુખમંડલનો ન્યોછાવર કરીને )
પામ્યા છો તે ભોગવજો, બાદશાહ !
બીજી દેહ્લી નથી ધરતીને પાટે.

**અકબરશાહ** : મા ! કેમ મૌન છે ?
આશીર્વાદ ઉચ્ચાર ત્હારા હૈયાના.
આંખો બોલે છે તે જીભે કહે.

**હમીદા બાનૂ બેગમ** : ભાગ્યવન્ત બેટા ! ચિરંજીવ રહેઃ
દેહ્લી ત્હારી અને ત્હારાંઓની છે.
શું શું બોલું ? બાલબાદશાહ !
ધાવણના ફૂવારા જેવા
હૈયેથી બોલ ઉભરાય છે,
કંઠનાળમાં આવીને રૂંધાય છે.
આથમતો આવીને દીઠો;
આજ ઉગમતો યુગ જોઉં છું.
રણવંટોળા વચ્ચે તું જન્મ્યો.
પહાડો ને પર્વતધારો ઉપર,
નદી, નાળાં ને હિમપગથારે
ઘડાયાં ત્હારાં દેહ ને ભાગ્ય.
ત્હારા બાપૂની શરવૃષ્ટિ વચ્ચે
કન્દહારને કાંગરેથી લટકાવ્યો'તો ત્હને.
ખુદા તાઆલા ત્હારી ઢાલ છે સદા.
ઘણાં ઘણાં વિતકો વેઠયાં;
ત્હો ય દેહ્લી દીઠી'તી પાછી
ત્હારા વિતકવૈભવી શાહબાપૂએ.
એમનું કિતાબખાનું ને એમની બન્દગી;
તારાઓ ને નક્ષત્રોમાં રમતા
એમના આભઉડન્તા જ્યોતિષિઓ;

એમના અશ્વોનાં જીનતખ્ત,
એમના હારજીતના રણસંગ્રામઃ
એમાં જ જીવન સમેટયું એમણે—
ઝીંદગીનાં જોખમોનાં મોજાંઓમાં.

ગુલબદન બાનૂ બેગમ : એમણે દીઠી'તી ભવની ભૂલભૂલામણીઓ.

માહમ અંકા : બુલંદબખ્તી હતા એ બેહસ્તી.

હમીદા બાનૂ બેગમ : એમણે નથી રાખ્યાં કોઈનાં ઋણ.
જયપુર ને મહારાજપદ દીધું,

સિન્ધુનદના કાંઠા સૂધી
ઉમરકોટને સિન્ધ બક્ષ્યું.
ભીસ્તીની મસક ઉપર ગંગા તર્યાં
તો એ જીવનદાતા ભીસ્તીને
બાદશાહી સિંહાસન મણાવ્યું.
કાબૂલકન્દહારમાં બન્ધુત્વદ્રોહી બન્ધુઓને,
ઈરાનતૂરાનમાં આતિથ્યદ્રોહી યજમાનોને,
દ્રોહ પામી ઉદારતા ઓઢાડી,
અપમાન પામી માન દીધાં.
એ માણતો સદા દિલની બાદશાહીને.
એને છત્રછાયા હતી ખુદા તાઆલાની:
પ્રભુએ એક વિસાર્યો ન્હોતો
મ્હારા બેહસ્તવાસી બાદશાહને,
ગંગાને જમનાને કે જહેલમને કાંઠડે,
મારવાડના કે સિન્ધુના મહારણમાં,

કાબૂલીસ્તાનની પર્વતકરાડોમાં
કે ઈરાનના ગુલઝારોમાંઃ
વગડે ને વાડીએ એ હતો બાદશાહ.
એ દિલદરિયાવના ઓ દિલદરિયાવ ફરઝન્દ !
સમશેરથી પાણીપત જીત્યો તું,
દિલદિલાવરીથી જીતજે આર્યાવર્તને.
અલાબલા જાવ ત્હારા અંગ ને આત્માની.
ત્હારૂં નામ સૌભાગ્યનો સિતારો.

(એક મોતીસેર તોડી મોતી ઓવારી ઉછાળે છે. બાદશાહી દાસીઓ મેવાના થાળ લેઈને આવે છે.)

**અકબરશાહ :** અમ્મીજાન ! હિન્દનો આ મેવોઃ
આરોગો ને થાક ઉતારો.
ફૂઈમા ! નથી કાબૂલનાં અંગૂર કે જરદાલુ,
કે નથી ફરઘાનાના તરબૂઝ.

**ગુલબદન બાનૂ બેગમ :** ફરઘાનાના તરબૂઝ તો જાણે
શેરડીના રસનાં પાણી પીએ છે
ને સાકરનાં ખેતરોમાં પાકે છે.
ફરઘાનાથી તેડાવીશું માળીઓને,
કાબૂલથી ન્હોતરીશું બાઘબાનોને.
હિન્દનો રચીશું બાઘે બેહશ્ત.
શીરાઝ ને હેરાત, ફરઘાના ને સમરકન્દ
આવીને દેહ્લીમાં ફૂલો રોપશે.

**હમીદા બાનૂ બેગમ :** ભૂતનો ભાગ, પિશાચના કણ,
શયતાનનું નૈવેદ્ય દિશાઓ ! લેજો.
આરોગ, બાબાજાન ! હિન્દનો મેવો.

ત્હને ચે છે એક મજલનો થાક.
આરોગ, પછી આરોગિયે અમે.

( મેવાનો ભૂતભાગ અકબરશાહને ન્યોછાવરી હમીદા બાનૂ દિશ દિશમાં ફેંકે છે. )

ભૂતોનો ભાગ ભૂતોને જાવ;
દેવભાગને આરોગશે મ્હારો બાબાજાન.

( હમીદા બાનૂ બેગમ બે લીલવા અંગૂર અકબરશાહના મુખમાં મૂકે છે, પાંચ દાણા પાઘમાં વધાવે છે. પછી સહુ મેવો આરોગે છે. )

ગુલબદન બાનૂ બેગમ : ને અકબરશાહ ત્હમે પરણ્યા ?
એ વધાઇ તો આપતા નથી.

હમીદા બાનૂ બેગમ : અકબરશાહ પરણ્યા ભરતભૂમિને,
ને કુરુક્ષેત્રના રણસંગ્રામમાં.

ગુલબદન બાનૂ બેગમ : એ તો ચઘતાઈના સદભાગ્યનાં લગ્ન.
પણ આ તો, ભાભી સાહેબા !
હિન્દુ રાજકુમારી પધારી ઈસ્લામને મહેલે.

માહમ અંકા: હેં, અકબરશાહ !
સૂરજ ને ચન્દ્ર પરણ્યાં ?

ગુલબદન બાનૂ બેગમ : મ્હારો અકબરશાહ છે સૂરજ
ને આમેરકુમારી છે ચન્દ્રકલા.
અંકા! કવિતા ને ઈતિહાસ ચોકખાં ઉચ્ચારો છો.

હમીદા બાનૂ બેગમ : ( અકબરશાહનો વાંસો પંપાળતાં પંપાળતાં ]
બાબાજાન ! વાત તો કહે.
હિન્દને મહેલે હિન્દુકુમારી તો હોય ને ?

અકબરશાહ : પાણીપતમાં પણ લીધું હતું
પહેલું લગ્ન હિન્દુકુમારી શુ કરવાનું.
બિહારીમલ્લ છે શાહબાપૂના મહારાજાઃ
વીર છે એવા વિશાળદ્રષ્ટા છે.
હું જતો’તો અજમેરીની ઝિયારતે.
કજવાહની પર્વતધારમાં,
સિંહબાદશાહે હિન્દુપતને હરાવી હતી ત્હ્યાં,
વૃદ્ધત્વસોહામણા મળ્યા આમેરનાથ.
મ્હારાં જોબનનાં જોમ એમને ગમ્યાં;
એમનાં ડહાપણ મ્હારે પૂજ્ય છે.
આમેરનાથ એટલે જાણે શંકરનો અવતાર.
ઝિયારતેથી વળતાં મહેમાનીએ ન્હોતર્યો.
પર્વતોમાં રોજ શિકાર ખેલતા.
ને—

ગુલબદન બાનૂ બેગમ : ને પછી પદ્માણીની આંખડલીમાં
કારમાંક પ્રેમાંજન અંજાયાં.
પ્રણયના શિકાર ખેલ્યો મ્હારો બાદશાહ.

હમીદા બાનૂ બેગમ : કલ્યાણ હો હિન્દુઈસ્લામના એ યોગનાં.

ગુલબદન બાનૂ બેગમ : હિન્દુ ઇસ્લામનાં બાદશાહી યોગને અવસરે
જઝિયા વેરો માફ કીધો,
તીર્થવેરાનો ત્યાગ કીધો.
રાજમહેલમાં મન્દિરે મંડાયું.
દેવી ને દેવ સંગાથે પધરાવ્યાં
મુગલાઇના રાજમહેલોમાં.

ને હાયજામાં અઢળક ધન ખાપ્યો:
લક્ષ્મીજીની સંગાથે રાજલક્ષ્મી.

**અકબરશાહ** : હાયજામાં અડધું આમેર ઠાલવ્યું.
કવિરત્ન મહેશદાસજીને આપ્યા.
ને દીધા મ્હારા સિંહાસનના સિંહરાજ
રાજા ભગવાન ને રાજા માન.
એક છે બાદશાહતની ઢાલ,
બીજા છે બાદશાહતની સમશેર.

**હમીદા બાનૂ બેગમ** : ભાગ્ય ભોગવજે, બાબા !

**ગુલબદન બાનૂ બેગમ** : ગાંધર્વગૌહર તાનસેનજીને પણ
રેવાથી ન્હોતરી લીધા ને ?

**અકબરશાહ** : ભૂતકાળ ભણો છો એમ,
ઘડાતો ઈતિહાસે ભણતાં હશો,
એવું ન્હોતો જાણતો, ફૂઈમા !
શાહબાપૂની તવારિખ લખી આપશો
સુન્દરીના સુકોમળ અક્ષરે ?
ચઘતાઈનાં સંગીત માણ્યાં:
ફુઇઅમ્માએ પારખવાં પડશેને
ભારતનાં ગીતસંગીતને હવે ?

( દાસી આવી બાદશાહને તસ્લીમ ભરે છે. )

**દાસી** : મહેશદાસજી કહાવે છે કે
ખાનબાબાએ પાછાં વાળ્યાં છે
નિશાનડંકો ને બાદશાહી હાથી.

**ગુલબદન બાનૂ બેગમ** : શો ઇતિહાસ ઘડાય છે ? બાદશાહ ?

**અકબરશાહ** : ખાનખાનાએ બળવો કીધો છે.

**હમીદા બાનૂ બેગમ** . બાદશાહત જીતનારે બળવો કીધો ?

**અકબરશાહ** : સિંહબચ્ચાને પીંજરમાં પૂરે એમ
મ્હને પૂરી ઉપર તાળાં મારતા,
જંજીર બાંધતા, ચોકી ભરતા.
નદીએ નીર પાયાં,
એ નદીએ માઝા મૂકી.
રાજમાતાઓને ઇસ્તિકબાલે નીકળ્યો ત્ય્હારે
પીંજર છોડયાનાં ઝાહેરનામાં મ્હેં પોકાર્યાં.
પહેલ્લો ઉભરો આવ્યો ખાનખાનાને
વૈરાગ્યનો : ફકીરી લીધીઃ
મક્કા શરીફની યાત્રાએ નીકળ્યા.
ભોમિયાઓએ માર્ગ ભમાવ્યા.
કફની ઉતારી બખ્તર પહેર્યું,
લીલમધ્વજ અર્ધચન્દ્રને બદલે
બળવાનો ઝુંડો રોપ્યો.
મેઘે માઝા મૂકી છે, અમ્મી !

**હમીદા બાનૂ બેગમ** : ( અન્તઃપુરમાં જતાં જતાં )
ખાનખાનાને દૂભવતો મા; દાદાજાન !
શાહબાપૂના સુખદુઃખના સંગાથી હતા,
જયપરાજયના જંગબહાદુર હતા.

ગાંડા મેહુલાને ઝીલાય એટલો ઝીલજે,
નવ ઝીલાય તો જતો કરજે.
બાદશાહતનો અતાલિક
છે ઝમાનાનો બહેરામ.

( સુન્દરીવૃન્દ અન્તઃપુરે પધારે છે. થોડીક વારે વકીલે સલ્તનત મુનીમખાન, સદ્રુલ સદ્ર શેખ ગદાઇ, રાજા ભગવાનદાસ, રાજા માનસિંહ, મહેશદાસજી, અન્ય અમીરોનું દરબારમંડળ આવે છે.

તમનતાધનો અવળો ધ્વજ ધારી શિયાહપોશાકી એક સામન્ત પાછળ ચાલતો હોય છે. નૌબતનાં દુંદુભિ ઉપરે કાળાં પટ પાથર્યાં છે.

દરબારમંડળ કુરનસ કરી ઉભે છે. )

**વકીલ** : શાહનાં સદ્ભાગ્ય તપે છે સદા.
કુરુક્ષેત્રયશસ્વી ખાનબાબાએ
બળવાનો ઝુંડો સંકેલી લીધો છે.
નિશાનડંકો ને બાદશાહી હાથી—
પાણીપતનો જયપંખાળો જયધ્વજ,
પાણીપતનાં ઘોરનાદી જયદદામાં,
પાણીપતનો જયહસ્તી હવાઃ
પાછાં વાળ્યાં છે પાદશાહને.
ને કહાવ્યું છે અતાલિકે સલ્તનતે
કે જાઉં છું મક્કામદીનાની જાત્રાએ.

**અકબરશાહ** : વડિલ છે, દાનેશમન્દ છે,
સલ્તનત સારીના વાલી છે.
સહુનું શુભ આચરતા હશે એ.
મ્હારી રાજસફરને પહેલે પગલે

બાદશાહતના જહાજનો કૂવાસ્થંભ પડયો !

**શિયાહપોશાકી અમીર :** કહાવ્યું છે શેરોના એ શેરે કે
જાઉં છું ખુદા તાઆલાની આલમપનાહે,
હઝરત પયગમ્બર સાહેબના દરબારમાં.
તમનતાઘ પાછો પાઠવ્યો છે.
કહ્યું છે દેહ્લીને દરબારે શોભે;
અરબનાં રણમાં ન હોય
પાણીપતનો એ બુલન્દપંખાળો જયધ્વજ.
દૂભાય છે, દૂવા ગુઝારે છે.

( બહાર–રાજમહેલના ચોકમાંથી આવાઝ ગાજે છે. )

આવ્યો છું સ્વયં એ દુવાગુઝારીને કાજ.

( સિંહનાદથી વનકુંજ ડોલે એમ વીરહાકલથી દેહ્લીનો રાજમહેલ ડોલી ઉઠે છે. શિયાહ સાયો ઓઢેલા, શરમિન્દગીની પાઘ ગળામાં લટકાવેલા, ખાનબાબા બહેરામખાન દરબારમાં પધારે છે. દરબારમંડળ રાજદ્વારે સન્માનાર્થે જાય છે. કમળપત્રે કમળપાંખડીઓ ઢાંકી હોય તેમ બન્ને હાથેળીઓથી બન્ને આંખો ઢાંકેલી છે. નયનોમાંથી અશ્રુનાં ઝરણાં ટપકે છે.

અકબરશાહ સન્મુખ સંચરે છે, ખાનબાબાની ચરણવન્દના લે છે. )

**ખાનબાબા :** ખુદા ત્હારૂં કલ્યાણ કરો,
દુનિયાના માલિક અકબરશાહ !

**અકબરશાહ :** દુનિયા દેખાડશો ત્હારે ને ?
વડિલ છો, વ્હાલેશ્વરી છો,
ચઘતાઇની સમશેર છો, ખાનબાબા !
બાદશાહની જમણી બાંહ્યે શોભો.
અશ્રુ સારશે બાદશાહીના દુશ્મનો.
કાલે જમણી પાંખ હતા શાહબાપૂની,

આજે શિરછત્ર છો સિંહાસનના.
બાદશાહતનું વીરત્વ છે
આપની તેઘની વીજળી.
પધારો, સિંહાસનને સોહાવો.

( બાદશાહતના પ્રતાપ સમા અકબરશાહને ખાનબાબા સિંહાસન ભણી જાય છે, મોરકલાપ સમું દરબારમંડળ પાછળ પરવરે છે. )

**ખાનબાબા :** બાદશાહ સિંહાસને બિરાજે,
હું બાદશાહનાં ચરણોમાં ઝૂકીશ.

( ખાનબાબા અકબરશાહને સિંહાસને સ્થાપે છે, પોતે ભોયે બેસવા જાય છે. ત્હેમને અકબરશાહ બાંહ્યશાખા સાહી જમણે પડખે સિંહાસને બેસાડે છે. અન્તઃપુરમાંથી એક દાસી આવી તસ્લીમ ભરે છે. )

**દાસી :** શાહમાતાએ આશિષ કહાવી છે,
ખાનબાબા કાજે ખિલઅત પાઠવ્યો છે
સ્વયં શાહમાતાએ ભર્યોગૂંથેલો.
કહાવ્યું છે, એ જંગબહાદુર હાથમાં
શાહબાપૂએ સોંપ્યો'તો બાલબાદશાહનો હાથ.
ઉછેર્યા છે એમ મ્હોરાવો.
દેહલીઆગ્રા આણી દીધાં એમ
સારો હિન્દુસ્તાન અપાવો.
હજી ઘણા છે જીતવાના જંગ.
બાદશાહને કહાવ્યું છે અમ્મીજાને
કે ઝપાટે ત્હો યે મેહુલો છે,
ઉછળે ત્હો યે સાગર છે.
વડિલ છે; સન્માનજો, દૂભવજો મા.

**અકબરશાહ :** બાદશાહતની છત્રચન્દ્રિકા રાજમાતાને કહેજો
વડિલની પાયવન્દના જ હોય.
શાણાઓ ! શૂરાઓ ! યુગઘડનારાઓ !
ચઘતાઇનું સિંહાસન શોભતું
આ ગજરાજની પીઠ ઉપર.
એમને હાથે અમરફળ ચાખ્યાં;
એમની શૂંઢે કળશ ઢોળાયા
હિન્દની સલ્તનતના મુજ માથે.

( ખાનબાબા પ્રત્યે હાથ જોડી રહીને )

ખાનબાબા ! ફરમાવિયે; શું કીધે નહિ દૂભાવ ?

**ખાનબાબા :** મ્હને કલ્યાણ બક્ષવું હોય તો
મક્કા શરીફની યાત્રાએ જવા દ્યો.
શાહમાતાને કહેજો, દાસી !
શહેરમાં નહિ, શેર વનવગડે હોય.
મ્હારી આંખ ભૂલી ઓળખતાં.
આ ગરૂડને મ્હેં બાઝ માન્યો.

**અકબરશાહ :** ખાનબાબા ! ચઘતાઈની હાકલ છો:
સિંહવાસ્યાં વને બિહામણાં.
દેશમાં રહેશો ત્હો યે દિગ્પાળ ડોલશે.
દેહ્લીઆગ્રા દિલથી ઉતર્યાં હોય
તો દિલ ચાહે તે જાગીર લ્યો.
કુરુક્ષેત્રમાં છાવણી માંડો,
તારાગઢને શિખરે વિરાજો,
કે ચિતોડ જીતી ચરણોમાં ધરૂં.

આઘે ઉભા ચે હુંફ થશો,
શિયાળામાં સિંહચર્મ થશો.

**ખાનબાબા** : હઝરત પયઘમ્બર સાહેબ બોલાવે છે;
મ્હને મક્કા શરીફ જવા દ્યો.
એ એક છે વિસામો ઝીંદગીનો.
દરબાર હતા, સંગ્રામ હતા,
બાદશાહો મિત્ર ને પુત્ર હતા.
પ્રારબ્ધનું એ પાનું નિરખી લીધું.
હવે પયઘમ્બર સાહેબની ઝિયારત.

(બાદશાહને ને રાજસભાને મજરો ભરતા ભરતા તાનસેનજી અંગહિન્ડોલમાં સંગીતહિન્ડોલ સોહવતા પધારે છે.)

**તાનસેનજી** : નયન-નયનમાં છે ચન્દ,
શાહ ! ત્હારી રાજસભામાં
નયન-નયનમાં છે ચન્દ.

( પલટા લેઇ લેઈ એ ગીતચરણ તાનસેનજી ગાય છે, ને રાજસભાને તસ્લીમ ભરે છે. )

**અકબરશાહ** : ગ્વાલિયરના શિષ્ય, રેવાના શણગાર,
ખાનબાબા ! આ સંગીતરત્ન તાનસેનજી.
એવા હીરા હજાર વર્ષે એક પાકે.
સંસારને આરે છો, ખાનબાબા !
જીવનનો જયધ્વજ સંકેલતાં સંકેલતાં
સુણી લેશો છેલ્લુંવેલ્લું જીવનનું સંગીત ?
તાનસેનજી ! સૂરજ છો સંગીતના આભના.
ખાનબાબા સંસારત્યાગને આરે છે.

છેડો આસ્માનની પારનું સંગીત.
સુણાવો એ સ્વર્ગના સૂર.

તાનસેનજી : આજ્ઞા જેવી દેહ્‌લીપતની.
શાહ છે ત્ય્હાં સ્વર્ગ છે સદા.
પાણીપતમાં ગાજે છે હજી પડઘા
ખાનબાબાની સમશેરના ને સાંગના.

( સજ્જ થઇ, સાજને સજ્જ કરી, આભમાં મીટ ભરી, તાનસેનજી સંગીત છેડે છે. )

આજની રાત રહો, હો રઘુવીર !
સૂર્યની સંગાથે સંચરજો.
કાલે સૂર્યની સંગાથે સંચરજો,
કાલે સૂર્યની સંગાથે સંચરજો:
આજની રાત રહો, હો રઘુવીર !

નરનાથ ! અમારી એ આરત છે;
વીર ! ઝીન્દગી એક ઝિયારત છે:
ભલે; દૃગથી જશો ત્હોયે ઉરમાં હશો:
કાલે સૂર્યની સંગાથે સંચરજો.

આજની રાત રહો, હો રઘુવીર !
સૂર્યની સંગાથે સંચરજો:
કાલે સૂર્યની સંગાથે સંચરજો.

ખાનબાબ : ઝિયારત, ઝિયારત; હાજીઓની હજ.
સંસાર સોહામણો છે સૌન્દર્યથી;
સંગ્રામ સોહામણો છે શૌર્યથી;
પણ આયુષ્ય સોહામણું છે ખુદાઇથી.
અલખની અકેલી એહ યાત્રા !

( ખાનખાના પાણીપતની વીરહાકલે ગાજી ઉઠે છે. અકબરશાહ ખડા થઈ જાય છે. શિર ઝૂકાવી સકલ રાજસભા ગામ્ભીર્યની સન્માનમુદ્રાથી ઉભે છે. )

રાય ને રંકની, સંસારી ને ફકીરોની,
જંગજેતાઓ ને પરાજીતોની
અલખની અકેલી એહ યાત્રા.

**અકબરશાહ :** મહેશદાસજી ! મીરબેહરને ફરમાન ભેજો
મક્કાદ્વારની રાજનૌકા ખાનખાનાને સોંપે.
વીર સામન્તની સરદારીમાં
સેનાનીઓની ટુકડી ભેજજો.
કહે છે હસ્તિનાપુરનાં રાજપાટ ત્યાગીને
પાંડવોએ કીધો હતો હિમાદ્રિવાસ.
ઇતિહાસમાં નોંધજો, ઓ ઇતિહાસનવેશો !
પાણીપતનો આ બીજો મહાવિજેતા
જીવન સંકેલી જાત્રાએ સંચરે છે.
મુગલાઈના રૂસ્તમે બખ્તર ઉતાર્યાં,
ફકીરની કફની ઓઢી ઝિયારતની.
એક સૂબાવતની ઉપજ સોંપજો
પયગમ્બરભૂમિમાં ખેરાત કરવાને કાજ.
લ્યો આ જીગરરંગી માણેકની જોડલી.
એક ત્યહાં ધરજો પયગમ્બરના પાયમાં.
બીજું કાબાની દરગાહમાં ધરાવીને
લાવજો અંહી જગલક્ષ્મીમૂલું એ માણેક.
બાદશાહો મુગટમાં માંડશે પછી
હઝરત પયગમ્બર સાહેબના આશીર્વાદનું રત્ન.

અંગના અવયવરૂપ ઉમરાવો !
છેલ્લો સીજદો કરી લ્યો ખાનબાબાને,
ચઘતાઈની બાદશાહતના સંસ્થાપકને.

(રાજસભા ઘૂંટણિયે પડી ખાનબાબાને તસ્લીમ ભરે છે; બાદશાહ ચરણોમાં પડી ચરણવન્દના લે છે. અકબરશાહને માથે આશીર્વાદના હાથ સ્થાપી ખાનબાબા ઉઠાડે છે, ને ભેટે છે.)

**ખાનબાબા :** આંબો મ્હોર્યો છે, ફૂળજો !
કલ્યાણ થાવ સહુનું.
મ્હારો સંસાર પૂરો થયો,
તમારો સંસાર વીરસોહન્તો પાંગરો !
કલ્યાણ ! કલ્યાણ ! કલ્યાણ !

('કલ્યાણ !' 'કલ્યાણ !' 'કલ્યાણ !'ના આશીર્વાદ ભણતા ખાનબાબા મક્કા શરીફની ઝિયારતે સિધાવે છે. એક જતાં ખાલી થયેલા જેવી બાદશાહી રાજસભા પાછળ વન્દન વન્દી રહે છે.)

## પ્રવેશ ૪ થો : મધ્યભારતની મહારાણીઓ

( નર્મદાની હજાર હાથ ઉંચી ભેખડ ઉપર માંડવગઢના રાજમહેલની છત્રી છે. ને ત્ય્હાં ટહેલતી રૂપ–રૂપનો અવતાર રાણી રૂપમતી નીચે વહેતી નર્મદાનાં કાળાં જળ ને આઘે વિસ્તરતા વિન્ધ્યાટવીનાં વનને ને ગિરિમાળને નિરખતી, નરગીસની પાંખડીઓ પીંખતી, ને નર્મદાજીને વધાવતી ગીત ગાય છે. )

ફૂલડાં ! જજો—જજો રે
પ્યારા પ્રીતમનાં પગલાંમાં.

પ્રીતમ ઉર સમ ઉંચી ભેખડ ઉભી,
જગસન્ધ્યાની ઘડીએ,
ભવભીષણુ એમ પ્રણુયખીણુને
વધાવું ફૂલપાંદડીએઃ
ફૂલડાં ! જજો—જજો વિ.

મહાવનમાં અમે વિહાર રમતાં,
ઝડીઓ ફૂલની ઝરતીઃ
ફૂલપાંખડીઓ કુમળી કરતી
કઠણુ કાળની ધરતીઃ
ફૂલડાં ! જજો—જજો વિ.

રેવાકુંજે, વિન્ધ્યનિકુંજે,
વનમાં, જનમાં, રણુમાં,
જીવનજંગ જીતી હજો સદા મુજ
રસિયોજી રસગણુમાંઃ

ફૂલડાં ! જજો—જજો રે
પ્યારા પ્રીતમનાં પગલાંમાં:
પ્યારા પ્રીતમનાં પગલાંમાં.

( કુદરતને ઝરૂખેથી નીચે પાથર્યો કુદરતનો બાગ નિરખે છે. કાળની જીભ સમી કટાર લઇને રણવાસનો ખોજો આવે છે. )

**ખોજો :** સૌન્દર્યની કળીઓ શી સુન્દરીઓને
વધેરતો વધેરતો આવ્યો.
અપ્સરાઓની જાણે આ મહારાણી:
એને યે મ્હારે વધેરવાની ?
દુનિયામાં રૂપ શાને સરજાયું છે ?
સૌન્દર્યે શું અમર નથી સૃષ્ટિમાં ?
આસ્માનમાં લીલી હવાઇ ઉડે
તો જય સુલ્તાનનો સ્હમજવો,
ને લાલ ઉડે તો પરાજય:
એવું હતું મ્હને ફરમાન.
લોહીના લીંટા સમો
લાલ પટો દોરાયો આકાશપાટે:
જાણે મુગલોએ આભને ચીર્યું.
પછી સૌન્દર્યની પાંખડીઓ પીંખી નાંખી.
આ ફૂલને ય શું છૂંદવાનું ?
ના રે જીવ ! કેટલાક ભવને કાજ ?
જીવતી હશે તો જગત અજવાળશે.

( કટાર મ્યાન કરીને જાય છે. રાણી રૂપમતી ઝબકયા શી જાગે છે. )

**રૂપમતી :** કોણ હતું એ ? જમનો દૂત હતો ?
( કાંઇક સ્વસ્થ થઇને )

નથી સહ્યો જતો વ્હાલમનો આ વિયોગ.
પૂર્ણિમાની ચન્દ્રની વરસતી'તી;
સંગીતની રમઝટ બોલતી'તી;
ત્ય્હાંથી તે ઉઠયા; તેઘ બાંધી;
ને બખ્તર પહેરીને પરવર્યા.
મ્હારે માટે મૂકી ગયા
જગતનું રૂપ ને વિયોગની પૂર્ણિમા.
શૂરને સંગ્રામ સોહે.

( મહેલમાં જાય છે. )

દાસી !

**દાસી** : આવીજી.

**રૂપમતી** : વ્હાલમ વિચર્યે મહેલે ઝંખવાય.
આજ ધૂપ કેમ નથી કીધો ?
પેલો સિતાર લાવ, લગ્નતિથિની ભેટનો,
નર્મદાજીના જળમહેલની પરીનો:
સ્વર્ગના રણકા રણકે છે તે.

( દાસી દીવડા પ્રગટાવે છે, ધૂપ કરે છે, સિતાર લાવી આપે છે. )

જા, ફૂલના શણગાર છે તે લાવ.
સુલ્તાન જંગમાં સિધાવ્યા છે.
અમારી આ પહેલી વિરહઋતુમાં
મ્હારે લગ્નોત્સવ ઉજવવો છે.

**દાસી** : શેનો લગ્નોત્સવ ? મહારાણીજી !

**રૂપમતી** : સુલ્તાન બાઝ બહાદુર ને રાણી રૂપમતીના
વીરત્વ ને સૌન્દર્યનો લગ્નોત્સવ.

નર્મદાની વનકુંજો ગાજતી,
વિન્ધ્યાટવીની ગિરિકન્દરાઓ ગાજતી,
એમ ગાજશે સદા અમ પ્રેમગીતોથી
પ્રેમીઓનાં હૈયામાંની ગુફાઓ.
હાથી ને હાથિણી જલવિહાર ખેલે
એવાં ખેલતાં અમે રસવિહાર
અખંડવહતી નર્મદાનાં પૂરવ્હેણુમાં.
જીવનમાં જગત ભરી લીધું.
અને પછી આજની આ અમારી વિરહઋતુ !
ગાઉં અમારી વિરહઋતુનું ગીત.

( પવનપાવડીએ ઉડતી હોય એવે ભાવે રાણી રૂપમતી ગીત ગાય છે. )

એક ઉડતી'તી આભમાં ન માતી કે પંખિણી પ્રેમવનની;
એનાં નયણાંમાં ચન્દની સમાતી, કે પંખિણી પ્રેમવનની.
એ તો બેઠી જઇ આભલાંની પાંખે, કે પંખિણી પ્રેમવનની;
એ તો જોતી જગ ચન્દ્રમાની આંખે, કે પંખિણી પ્રેમવનની.

વનવનની વસન્તમાં રમતી'તી કે પંખિણી પ્રેમવનની;
સારાં સૌન્દર્ય સૃષ્ટિનાં પીતી'તી કે પંખિણી પ્રેમવનની.
જગત ઝીલતાં ગરૂડ એક મળિયો, કે પંખિણી પ્રેમવનની;
જાણે ગગનેથી તારલો ઉતરિયો, કે પંખિણી પ્રેમવનની.

પ્રીત માણી પ્રીતમની સંગાથે કે પંખિણી પ્રેમવનની;
પછી એકલી મૂકી એને નાથે કે પંખિણી પ્રેમવનની.
આભે નાંખ્યો એણે આહનો ઉપરણો, કે પંખિણી પ્રેમવનની;
આભ તે દિનથી છે વિરહવર્ણો: કે પંખિણી પ્રેમવનની.

( છેલ્લાં ચરણો ગાતાં ગાતાં રાણી આભલાં શાં નૃત્યને હિન્ડોળે ચ્હડે છે. સહસા બહાર ઝુમખડંકા ગડગડે છે. બીજી દાસી દોડતી આરામગાહમાં આવે છે. )

**દાસી** : રાણીજી ! અવળાં ઉતર્યાં હરણું.
બોલતાં જીભ કપાઇ જાય છે,
બોલ હોઠ ઉપર સૂકાય છે.
નર્મદા ઓળંગી સુલ્તાન હાથીવનમાં સંચર્યા.
મૃત્યુના પડછાયા શો કોકલતાશ
મહેલદ્વાર ભરી ઉભો છે :
રણુવાસમાં આવવા કહાવે છે.
કહે છે 'રૂપમતીનાં રૂપ માગું છું.'

**રૂપમતી** : રૂપમતીનાં રૂપ માગે જગતરૂપવન્તો
કામકોડીલો બહાદુર બાઝ:
નર્મદાનાં નન્દનવનનો રસરસિયો.

(ક્ષણેક ફરીથી વિચારીને)

પ-અ-ણુ, અધીરાને ધીરજ દેજે.
કહેજે 'મધરાતની ચન્દ્રિકા જાગ્યે આવજો:'
કહેજે 'શણગાર સજીને ન્હોતરશે.'

શણગારના થાળ લાવી મૂકીને દાસીઓ જાય છે.)

શી પૂર્ણિમા ખીલી છે સોહામણી ?
જગત્સુન્દરી જાણે નૃત્યે ચ્હડી !
ગજાવ્યાં અમે નર્મદાનાં મહાવનો
ગીતને ને નૃત્યને પડછન્દે.
માનધાતાનાં નગરખંડેરના પ્રાસાદો,
મહાકાળેશ્વરના મન્દિરગોખ,
નર્મદાના આરસઆરાઓના જળઝરૂખા:
સહુ સંભારે છે એ અમ રસરમણાઓને.

વિન્ધ્યાટવિ કે નર્મદાની કુંજ નથી
જેને અમે રંગમહેલ ન કીધો હોય.
મ્હારો અજીત સુલ્તાને હાર્યો.
સ્હમજું છું કે જીવનની રાત્રી પડી.

( એકાન્તગૃહમાં જઇ ફૂલશણગાર ધરી આવે છે. )

તો હવે સૌન્દર્યનો રક્ષણહાર કોણ ?
સૌન્દર્ય શું ચોગાનનો દડો છે
કે એક ખોળેથી બીજે ખોળે ઉછળે ?
ઓ પુરુષ ! પુરુષાતન ન હોય,
વીરત્વનો વાંઝિયો હો,
તો સુન્દરીના સૌન્દર્યને ઝંખતો મા.

( ચોળીમાંથી એક પડીકી કહાડે છે. )

ગગનમાં ગરૂડ ઝોલાં ખાય
એમ મ્હારો બાઝ આસ્માનમાં
ઉડતો—ને ઉડાવતો.

( ઝેરની પડીકી ખોલે છે. )

ચન્દ્રમાંથી ચન્દની વરસી રહી છે
એવી નિર્ઝરી જાવ મ્હારી રૂપચન્દ્રિકા.
સદાની હવે વિસર્જન થાવ
રજની રાણીની આ જગતજ્યોત્સ્ના
ને દેહચન્દ્રની મુજ ચન્દ્રિકા.

( ઝેરની પડીકી ખાઇને છપ્પરપલંગમાં જઈ પોઢે છે. મહેલમાં શમશમાકાર જામે છેઃ જાણે સૂનકારની પાંખ પ્રસરી ! થોડીક વારે બાદશાહનો સેનાધિપતિ ખાન આધમખાન કોકલતાશ રીંછને પગલે આવે છે. )

**આધમખાન** : શયનખંડ તો જાણે કો કલામન્દિર !
ને સુન્દરી જાણે કો કલામૂર્તિ !
વિશ્વના ચિત્રકારે ચીતરી છે એને.
બાઝ ! તું યે માણતો'તો ને
જગતની અનુપમ સુન્દરતા.
કામદેવે રંગેલો છે ત્હારો શયનખંડ;
ને આ ધૂપ ને સુગન્ધથી,
આ સૌન્દર્યના શ્વાસોચ્છ્વાસથી
રોમે રોમ જાગે છે કામદેવ
સુન્દરીને ભેટવાને કાજ.
શી પોઢી છે અધપડિયાળી આંખડલીએ !
જાણે પરીઓની મહારાણી !
જાણે ચમેલીની શય્યામાં ગુલપૂતળી !
ચન્દનીના સરોવરમાં જેવો ચન્દ્રમા,
સૌન્દર્યને પારણે એવી સુન્દરીની છે જ્યોત.

( અન્ધારપછેડો ઓઢી પાછળ એક ચઘતાઈ સરદાર આવી ઉભે છે. )

લાવ જગાડું એ પ્રેમની પૂતળીને.

( નઝદીક જઇ નિહાળે છે–ખંચાય છે. )

ફૂવારામાંથી ધારાઓ ઉડે
એવા ઉડે છે રૂપના ફૂવારા.
રસિકતાની જાણે વાદળી વરસે છે !
ન્હાઉં છું, ભીંજાઉં છું, દ્રવું છું
એ રસવાદળીનાં રૂપફોરાંઓમાં.
ગુલરૂખસાર !—

( રાણી રૂપમતીને અડકવા જાય છે. )

**સરદાર** : સબૂર, શયતાન !
અકબરશાહીનો સિપેહસાલાર છે ?
કે જહન્નમનો કો પિશાચ ?

( સમશેર પર હાથ નાંખી ખભા ઉપર થઇ કોકલતાશ પાછળ જૂવે છે.)

**આધમખાન** : મુગલાઈના સેનાપતિને શયતાન શબ્દે સંબોધનાર
મોતને ન્હોતરતો કોણ છે એ ?
સર્પના મ્હોંમાં હાથ નાંખવો છે ?

**સરદાર** : ( અન્ધારપછેડો ઉતારી નાંખીને )
ખુદાનો બન્દો, મુગલાઇનો રક્ષણહાર,
હું છું દેહ્‌લીનો બાદશાહ અકબરશાહ.
કોકલતાશ ! માળવા જીતવાને પાઠવ્યા'તા ?
કે રમણીઓનાં રૂપ જીતવાને ?

( કોકલતાશના પાય ધ્રૂજે છે. તેથ ઉપરથી હાથ સરી પડે છે.)

ક્હે છે દેવદાનવ દૂધભાઈ હતા:
ત્હેં સિદ્ધ કીધી એ લોકવાણ.
અકબરશાહીને ટીકો કરવો છે કલંકનો ?
સો-સો વર્ષોનાં યશધોવણથી
નહિ ધોવાય પછી એ ચુગડાઘ.
જા, નરાધમ ! જા;
માતા માહમ અંકાને આ મુખ દાખવીશ ?

( કોકલતાશ જવા માંડે છે. વળી વિલોકીને )

ઉભો રહે જરા;
આરો નથી ત્હારી શયતાનિયતને.
આટઆટલા શોરજોરથી યે

સુન્દરી કેમ સળકી નહિ ?
દાસી !

( બાદશાહી બોલથી રાજમહેલ ગાજે છે, નીચે નર્મદાની ખીણ ગાજે છે. દાસી આવી નમન નમે છે. )

દાસી ! ત્હારાં રાણીજીને જગાડ જો !

( દાસી છપ્પરપલંગ કને જાય છે, ચમકે છે, ચીસ પાડે છે, જાણે કે કોઇએ કટાર મારી ! )

**દાસી :** ગુલરૂખસારને મુખડે લીલાં ઝેર છે.
મહારાણી તો મોતની નિદ્રામાં ઢળ્યાં.

**અકબરશાહ :** નિહાળ આ, ઓ શયતાન !
ત્હારી શયતાનિયતનો ભરેલો થાળઃ
પ્રાશ્યો નહિ ને ઢોળી નાંખ્યો.
સુન્દરીએ ઝેર ઘોળી પીધાં.

( અવળી સમશેરનો ફટકો કોકલતાશને મારે છે. )

મોતનો બદલો મોત લેતઃ
જા, જીવતદાન દઉં છું.
માતાને જઇ કહેજે ‘ મ્હને જીવાડયો. ’
જા, દૂધની નદીઓ વહે છે
ત્હારી ને મ્હારી વચ્ચે. જા.
બીજું મોત તે ત્હારૂં મોત સ્હમજજે.

( કોકલતાશ જવા માંડે છે. )

પંચહજારીનો પટો ઉતારીને જા.

( પટો ઉતારી ચરણમાં ધરી જાય છે. )

**દાસી :** આપ દેવ છો કે દિલ્લ્હીશ્વર ?
નહિ તો શયતાન આમ આણ માને ?

સુન્દરીએ મૃત્યુ ઘોળી પીધું.
જગતમાં સુન્દરી નથી બીજી:
જગત સુન્દરીસૂનું થયું.
સુન્દરીની મૃત્યુશય્યાના છો રક્ષણહાર.

( રાજમહેલના મુખદ્વારે શોકબકોર થાય છે. રૂધિરરંગેલી એક કટાર લઈ, લોહી છંટાયેલા કોકલતાશને પકડી, બે સેનાનીઓ આવે છે. )

**અકબરશાહ :** વળી એટલામાં જ? આધમખાન !

**એક સેનાની:** વકીલે સલ્તનતને
આ કટારથી વીંધ્યા કોકલતાશે:
કુરાન પઢતા દીનદાનેશને માર્યા.

**અકબરશાહ :** બાદશાહીના વકીલને ?
બાદશાહના પડછાયામાં જ ?

( મુલ્કફતેહ સમશેર ખેંચે છે; ખેંચ્યા ભેગી જ મ્યાન કરીને )

બાદશાહી સમશેર એને અડતાં અભડાય.
ધરતી યે એને નહિ સંઘરે;
કબ્રમાંથી ઉછાળી ફેંકી દેશે.
આદમી નથી એ;
આદમી રીતે નહિ વર્તું એની સાથે.
જાવ, સેનાનીઓ ! લઈ જાવ.
રાજમહેલની ઉંચામાં ઉંચી અટારીએથી
પૃથ્વી ઉપર પછાડો એ પશુને.

( સેનાનીઓ આધમખાનને લઇ જાય છે; અને જયપતાકા ફરકાવતો બાદશાહી સામન્ત પ્રવેશે છે. )

**સામન્ત :** બાદશાહ સલામત.

**અકબરશાહ :** શા છે સમાચાર ? સામન્તજી !

**સામન્ત :** બાદશાહની બુલન્દબખ્તી છે.
શુભના ને જયના છે સન્દેશ.
શાહી સેનાએ ગૌડ વન જીત્યું.

**અકબરશાહ :** એકહજારીનો પટો
એ બોલનું છે મૂલ.
જંગ કેવોક હતો ? સામન્તજી !
વીરોના વીરત્વને ભાવે એવો ને ?
હાથમાં તો નથી લીધોને
જોગીનો એ દેશ !

**સામન્ત :** સામન્તો વિચારતા'તા ત્યહારે કે
સુન્દરી છે કે હાથિણી
ગૌડવનની મહાધન્વા આ મહારાણી ?
વનદુર્ગોની દુર્ગાવતી હતી એ.
વિન્ધ્યાટવીનાં શિખરો શી ડોલતી
એના હાથીઓની હાલર.
કો આચાર્યના એને આશીર્વાદ હતા.
કાળાભમ્મર કાંઠાઓને અથડાઇને
સાગરની ભરતી પાછી વળે:
એમ બે વાર પાછા વાળ્યા
મુગલોના ચ્હડાવ એની હસ્તિમાળાએ.
ઘડીક તો અસોફ઼્જાહે થાક્યા'તા.
વરસતાં બાણોનો કોટ

એ રાણી દુર્ગાવતીનો રાજદુર્ગ.
—ને જોબનવન્તો એનો જોધકુમાર !
હાથીબચ્ચા સમો મુગલદળમાં ઘૂમ્યો.
શૂંઢ મારે કે પછાડે,
ખડ્ગ વીંઝે કે કાપે.
દન્તુશૂળ શી સોંસરી વીંધતી
એની અગ્નિપંખાળી બરછી.
ગૌડવનના જોબનકુમારનો વીરદેહ
વીસ બાણે વિંધાયો ત્ય્હારે પડયો.

**અકબરશાહ** : સિંહણનાં સન્તાન સિંહ હોય.
પરાજ્યમાં યે જય છે ત્હારો, જોધકુમાર !
મૃત્યુભૂમિમાં યે અમર છે તું.
પછી કેમ પડી ગૌડવનની સિંહણ ?

**સામન્ત** : કિશ્તી ફરતાં મોજાં ઉછળે એમ
એના ગજરાજ ફરતું મુગલદળ ઉછળતું.
મહારાણીએ માન્યું ઝલાઇ કે ઝીલાઈ.
મહાવતની કટાર ઝૂંટવી,
ને અગ્નિઝાળ શી હૈયામાં પરોવી.
પછી મહેલોમાંથી ભડકા ભભૂકયા.
ગઢમાંડળની રત્નશણગારી રાજનગરી
ભસ્મનું હાડપીંજર થઇને પડી.
એની અનન્તશિખ અગ્નિજવાળાઓએ
પડતાં પડતાં યે આસ્માનને અજવાળ્યાં.

**અકબરશાહ :** અમર યોગીન્દ્ર મહારાજ ગોપીચન્દનો
ને પરીઓની મહારાણી અલકાવતીનો
મહાવનઘેર્યો એ વનદેશઃ
ગજરાજો ને નર્મદાજીનું વતન.
ધન્ય છે, ઓ વીરરમણી ! હજાર–હજાર ધન્ય
ત્હારા વનગાજન્તા ધનુષ્યટંકારને.

( સામન્ત જવા માંડે છે. )

ઉભા રહેશો ? સામન્તજી !
શૂરનો એક ધર્મ સોપું.

**સામન્ત :** હુકમઃ તાપી તીરનું બરહાનપુર લીધું;
ને બાઝ બહાદુર ગયા મેવાડી ડુંગરોમાં.

**અકબરશાહ :** મેવાડ મુગલાઇને છંછેડે છે.
ચિતોડના શિશોદિયાઓ હતા
સારંગપુરના સંગ્રામમાં;
નરવરના સરદારને આશરો આપ્યો;
ને સંઘરે છે માળવાના બાઝને.
અને એમ ન્હોતરે છે ઘેલોટીઓ
મુગલાઈના ગરૂડરાજને.
ભલે; અવધ આવ્યે આવીશ ત્ય્હાં.
દાસી !

( અગરચન્દન લઈ એકાન્તગૃહમાંથી દાસી આવે છે. )

**દાસી :** સુગન્ધી દ્રવ્યો લાવી છું,
મહારાણીજીને શણગારૂં છું
માનવીની છેલ્લી યાત્રાને કાજ.

**અકબરશાહ :** શૂર છો, સૌન્દર્યને સોહવજો, સામન્તજી !
અંહીથી બે મંજલ પશ્ચિમમાં
છે ક્ષિપ્રાના રાજઘાટ.
પરદુ:ખભંજન વિક્રમાદિત્યની
અમર અક્ષરે અમરતા ઉચ્ચારે છે.
ત્ય્હાં–ઉજ્જયિનીના રાજસરોવરને ખોળે
માંડજો આ મહારાણીની અમરશય્યા.
કાલીદાસની કવિતાના પડઘાઓમાં
એ રસરમણી ખુદાઇ નિદ્રા લેશે.
જૂવો, પશ્ચિમમાં લટકે છે
પેલો ચન્દનીઉપટયો ચન્દ્રમા:
અવન્તીમાંથી એવી આથમી ગઈ
રાણી રૂપમતીની રૂપકલા.
જગત એટલું સૌન્દર્યનિર્ધનિયું થયું.
સૌન્દર્ય શાને સરજે છે તું, સરજનહાર !

( બાદશાહ મૃત્યુખંડમાંથી સિધાવે છે. અગરચન્દન ને સુગન્ધી દ્રવ્યોથી રાણી. રૂપમતીના શબદેહને દાસીઓ શણગારતાં ને પરમયાત્રાએ લેઈ જતાં શોકગીત ગાય છે. )

**દાસીઓ :** હો શરમણ ! આવજો અમ ઘેર:
કહો, જગ ઉતરવાં કઇ પેર ?
હો શરમણ ! આવજો અમ ઘેર.

જગતને અન્ધારાંના ઘેર;
તિમિરનાં વન વીંઝે ચોમેર;
એ ક્યમ તરવાં આતમભેર ?
હો શરમણ ! આવજો અમ ઘેર.

રસ ને રૂપમાં વરસે ઝેર;
પાપ ને પુણ્યની વઢતી સેર;
એ કયમ ઓસરશે અન્ધેર ?
હો શરમણુ ! આવજો અમ ઘેર.

કહો, જગ ઉતરવાં કઇ પેર ?
વહે કયમ પરમ પ્રકાશની લ્હેર ?
હો શરમણુ ! આવજો અમ ઘેર.

**પહેલી દાસી :** માંડવગઢનાં જગતે આજ અન્ધારાં પડયાં.
વૃથા આથમ્યો રૂપનો ચન્દ્રમા.
રાણી રૂપમતી ને રાણી દુર્ગાવતી સમી
રસરમણીને ને વીરરમણીને
અકબરશાહનાં સદ્‌ભાગ્ય પામ્યાં હોત તો ?–

( નર્મદાનાં મહાવનમાંથી પડઘો બોલે છે ' પામ્યાં હોત તો '—)



## પ્રવેશ ૫ મો: અજમેરીની ઝિયારતે

( અજમેરમાં આજ અજમેરીની દરગાહનો ખાસ બાદશાહી ઓરસ છે. ઝાડને પાંદડે પાંદડે કિરણ ઝળકે એમ દરગાહને પત્થરે પત્થરે દીવા પ્રગટ્યા છે. તેજનાં ચક્ર, તેજના મહેરાબ, તેજનાં અર્ધચન્દ્ર રચાયાં છે. પાછળ તારાગઢના પહાડનો પડદો ઢળેલો હતો; ને એ ગેબરંગી પડદા ઉપર તેજનાં ચિત્રામણ ચીતર્યાં હોય એવી દરગાહની દીપાવલિ ઝળહળતી.

દેહૂલીઆગ્રાનો બાદશાહ આજ પગે ચાલીને અજમેરીની ઝિયારતે પધારનાર છે એટલે આજનો ઓરસમહિમા મ્હોટો હતો.

આધેના નહિ, પણ આસપાસના લોકની લોકમેદની જામી છે, લોકે ઉત્સવવસ્ત્રો સજેલાં છે. જનતાનું પૂર અથાગ છે.

લાહોરની એક ગાનારી અજમેરીની વિનતિ ગાય છે. )

**લાહોરી રામજણી** } : બગીચો એશ રચ્યું દિલદેશ,
પધારો ફૂલફૂલડે, અમરેશ !

ચ્હડીને આંબલાની ડાળ, મંજરી પ્રાશી પ્હેલી,
કરૂં છું કોકિલા ટહુકાર તુજ દીદારઘેલી:
દરસની આરઝૂ મુજ રાજ ! દર્શન દઇ છીપાવો;
પધારો પ્રેમપગલે, છું જનમજોગણ એકેલી.

વસન્તની બહલાવો કંઇ બ્હાર,
ભરો અમ ગુલસૂના ગુલઝાર.
બગીચો એશ રચ્યું દિલદેશ,
પધારો ફૂલફૂલડે, અમરેશ !

લોક : માગ મૂકો, સૈયદશાહ પધારે છે.

( તસ્બીહ ફેરવતા ફેરવતા હઝરત પયઘમ્બર સાહેબના વંશના સૈયદશાહ ગાંભીર્યને પગલે આવીને કેટલાકની વન્દના ઝીલતા ઝીલતા દરગાહમાં દર્શને જાય છે.

લખનોરની એક ગાનારી આગળ આવી, ખ્વાજાને સીજદો ભરી અજમેરીની ગઝલ ગાય છે. )

લખનોરી રામજણી : મ્હેં પ્રભાતને જ પ્રકાશ ચીતર્યો પ્રેમ ઝીલતાં, નાથ!
મ્હેં સન્ધ્યાને આનન્દ ચીતર્યો પ્રેમ ઝીલતાં, નાથ!
તુજ પ્રેમ ઝીલતાં, નાથ!

પછી ફૂલ ચીતર્યાં, પાન ચીતર્યાં, ચીતર્યાં કોયલમોર;
ને મોરના ચાંદલિયા ચીતર્યા,
પ્રેમ ઝીલતાં, નાથ!

મ્હેં સ્નેહીનાં સામૈયાં ચીતર્યાં પ્રેમ ઝીલતાં, નાથ!
મ્હેં સુન્દરીનાં હૈયાં ચીતર્યાં પ્રેમ ઝીલતાં, નાથ!
તુજ પ્રેમ ઝીલતાં, નાથ!

( મોરપીંચ્છના ચમ્મરો વીંઝાય છે. ધૂપદાનમાંથી ધૂપનાં ન્હાનકડાં વાદળાં રમતાં અદ્ધર ઉડે છે. પ્રાન્ત–પ્રાન્તની નવીનતાઓ અજમેરીને ન્યોછાવર ધરાય છે.

એવે લોકભરતીમાં ડોલાડોલ થાય છે: જાણે સાગર ઉપર ચન્દ્રમા ઉગ્યો! દરગાહ બહાર આઘેથી 'બાદશાહ સલામત'ની નેકી સંભળાય છે. અજમેરનો સૂબો દરગાહને દરવાઝે બાદશાહને ઇસ્તિકબાલ લેવાને જાય છે.

દરબારીઓથી દેદીપ્યમાન, શૂરવીરોથી સોહન્તો દેહ્લીનો બાદશાહ અકબરશાહ, ચન્દની વરસતા ચન્દ્રમા સમો, દરગાહના ચોકમાં પધારે છે.

ચોમેરથી અજવાળાં ઉતરી રહ્યાં છે ત્હેના તેજગલીચા ઉપર લોકમેદનીની દૃષ્ટિધારાઓની વચ્ચે બાદશાહ ખ્વાજા અજમેરીને ત્રણ સીજદા ભરે છે.

કબ્રગાહમાંથી મુઝાવર આવીને એક એક એમ ત્રણ ફૂલડે બાદશાહને વધાવે છે. )

મુઝાવર : ખ્વાજા રાઝી છે, રહીમ છે.
કહે છે પાય ચાલીને આવ્યા છો
એ રસ્તો આનન્દથી મઢાશે.

અકબરશાહ : આગ્રા ને અજમેરની વચ્ચે ગાઉગાઉએ
આરામગાહ ને મીરમિનાર બન્ધાશે.
મધરાતનાં ચોઘડિયાં વગડાવજો,
ઘુમ્મટે ઘુમ્મટે દીપમાળ કરજો.
પખવાડિયે ને પખવાડિયે
બાદશાહી દીવડો આવશે આગ્રેથી
અજમેરીની વન્દનાને કાજ.

( કબ્રગાહની એક પ્રદક્ષિણા ફરીને બાદશાહ કબ્રગાહમાં દર્શને જાય છે. લોકમેદની ખ્વાજા પીરની ગઝલો ગાય છે.

થોડીક વારે બાદશાહ પાછા ચોકમાં પધારે છે, ને લોકસંઘની વચ્ચે આવીને મલમલને સાદે ગાદીતકિયે વિરાજે છે.

મુઝાવર આવીને પીરની પ્રસાદીનો હાર ધરાવે છે. )

અકબરશાહ : એ છે શાહોનો શાહ.
હઝરત પયગમ્બર સાહેબનો
પડછાયો ઝીલ્યો છે એમણે.
ખ્વાજા અજમેરીના પ્રસાદથી
અકબરશાહ તેજવન્તો છે.
ખાનઆઝમ ! હીરામોતીની ચાદર
ન્યોછાવર કરો બાદશાહોના બાદશાહને.

( હીરામોતીની ચાદર ખ્વાજા પીરને ઓઢાડવા ખાનઆઝમ કબ્રગાહમાં જાય છે.

દેહ્લીઆગ્રાની ગાનારી બાદશાહને મુજરો કરી અજમેરીનું ગીત ગાય છે. )

દેહલીઆગ્રાની રામજણી : અયિ તારકે ઇલાહી !
અહ જલ્વયે ઇબાદત !
વરસી પ્રકાશ ત્હારા
વરસાવ દિલની શાદત.

રંગે રૂપે રસીલું
જગ પાપની ગુફા છે;
અમ પાપની ગુફાઓ
તુજ પુણ્યથી સફા છે.

સરિતાસરોવરોમાં
નીર મેહુલો ઉછાળે;
ત્યમ જ્યોત ત્હારી ઉરના
અન્ધારને ઉજાળે.

દેહ્લીના ભવ્ય તખ્તે
દેહ્લીશ જેમ રાજે,
અજમેરને ઉછંગે
અજમેરી રાજ ગાજે.

( જાણે તારાગઢનું શિખર સ્વયં ચાલતું આવતું હોય એવા બુઝુર્ગીને માઅ્રેફતને પગલે સીક્રીના સન્ત શેખ સલીમશાહ બન્દગાહમાંથી પધારે છે. સૂર્યમાળા ફરે છે એવી એમની તસ્બીહ અખંડ ફરે છે. લોક જઇ જઇને એમના પગમાં પડે છે.

અકબરશાહ ગાદીએથી ઉઠીને શેખ સલીમને કુરનસ કરે છે, કરપાંદડી લઇ હ્રદયે ચાંપે છે, માથે ધરે છે. શેખને ગાદીએ પધરાવી, મોરપીંચ્છના બે ચમ્મર વીંઝી, પગમાં બેસે છે. )

**અકબરશાહ :** દેહ્લીની બાદશાહી બાઝારીમાં
ઇબાદતને તો પજવતું નથીને કોઈ ?

**શેખ સલીમ** : અકબરશાહને આલમ ઓળખે છે
કે ઈબાદતના દુશ્મનો
શાહના કાતિલમાં કાતિલ દુશ્મનો છે.
અકબરશાહ ! ત્હારી બાદશાહતમાં
તસ્બીહ જેવી ઈબાદત અખંડ છે.

**અકબરશાહ** : ઓલિયાના આવા દરબાર ભરાય
એ જ છે અમરયશસ્વિની
મ્હારી બાદશાહતની જાહોજલાલી.
ઓલિયાની પ્રભા એ બાદશાહીનો પ્રકાશ.
સ્વર્ગસંગીતના આચાર્ય તાનસેનજી !
ઓલિયાના દરબારમાં એક ગીત સુણાવશો ?

**તાનસેનજી** : (ઉઠી તસ્લીમ ભરીને)
જહાંપનાહની જેવી ખાહેશ.
ઓલિયા છે ખુદાના બન્દા,
ને બાદશાહ છે ઓલિયાનો બન્દો.
ઓલિયા આલમપનાહ છે.

મુજરો માનજો, મહારાજ !
અમ ઘર આવજો, મહારાજ !
તલપે દિલ ને જલપે જીવ,
એ નગર પધારજો, મહારાજ !
મુજરો માનજો, મહારાજ !

પ્રેમનગરના પુરાતન ઘાટે,
પ્રીતમપ્રિયની સનાતન વાટે,

રંક કુટીર અમ છે તે
સલૂણી સુહાવજો, મહારાજ !
મુજરો માનજો, મહારાજ !
અમ ઘર આવજો, મહારાજ !

( તાનસેનજીના સંગીતથી અન્ધારી રાતના પડદાઓ ઉપર તારલિયા ચમકી ઉઠે છે, ને લોકમેદનીના અન્તરમાં યે એકએક દીવડો પ્રગટે છે. બાદશાહ સંગીતસમાધિમાંથી જાગે છે. )

**અકબરશાહ :** તાનસેનજી! પૃથ્વી સ્વર્ગયાત્રાએ સંચરે છે કહી ?
સ્વર્ગને પૃથ્વીમાં નથી ઉતાર્યો આ;
આ તો પૃથ્વીને સ્વર્ગમાં સંચારી.

**તાનસેનજી :** સૂર્યરાજ આકર્ષે તો
પૃથ્વી સૂર્યલોકમાં યે જાય.
બાદશાહ શહેનશાહતનો સૂર્ય છે:
પાડશો એવાં અજવાળાં પડશે.

**અકબરશાહ :** ખાનઆઝમ ! સલ્તનતના સ્થંભ !
એક અઠવાડિયું જમાડજો
અજમેરીના ગરીબોને ને ફકીરોને.

( બાદશાહ જવાને ઉઠે છે. શેખ સલીમ પુણ્યચંદ સમો આશીર્વાદનો હાથ ઉંચો કરી વરદાન વરસે છે. ફકીરોમાં સોનૈયા ને રૂપૈયા ઉછાળતા અકબરશાહ સિધાવે છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો: ચિતોડગઢ

( મધરાતનો ચન્દનીચીતર્યો અન્ધારપછેડો ઓઢી વિશ્વ પડ્યું છે: અકબરશાહ એક ત્ય્હારે જાગે છે. પૂર્વાકાશમાં અકબરનો જગતૃદીવડો ને પશ્ચિમાકાશમાં ચૈત્રી એકાદશીનો લટકતો ચન્દ્રમા એ અન્ધકારને અજવાળવા મથે છે. ઘેરાતો અન્ધકાર નિરખવાને ઉતરેલા પિતૃનયનો સમા તારલિયા આભમાં ઝબકે છે, ને આઘે અન્ધકારને વહી જતી જેવી બનાસનાં જલમાં જઈને ન્હાય છે.

એ ઉજળા અન્ધકારમાં અકબરશાહનું રાજમંડળ જાગતું બેઠું છે.

સહસા એવે ગગનભેદી ધડાકો થાય છે, ધૂમાડાના ગિરિમંડળો ઉડી રહે છે, પત્થરના ફૂવારા ઉછળે છે, દિશદિશામાં ચિતોડગિરિના શિલાખંડ વરસે છે. એક સેનાનીનું શબ આવીને શાહને ચરણે પડે છે. )

**અકબરશાહ :** અન્તરિક્ષ ઉચ્ચર્યું કે
ચિતોડ પડશે.

**મીરબહેર**
**કાસમખાન** } : શાહના નામે ધરતી ધ્રૂજી.
સાગરમાંથી સૃષ્ટિ ઉછળી
ત્ય્હારે ગાજ્યો'તો આવો ધડાકો.
પ્રારબ્ધની આ પહેલી સુરંગ.

**અકબરશાહ :** મીરબહેર તો પ્રારબ્ધ ઘડે છે
આ અકબરી યુગનાં.

બાદલગઢનો દુર્ગ બાંધ્યો
ને બાદશાહતનાં સૌભાગ્ય ઘડયાં.
અંહી દુર્ભાગ્યને સુરંગો મારે છે.

**ટોડરમલ્લ :** પાતાળપન્થ શી શાખાતો રચી.
રોજનાં સો–સો ભોગ લે છે,
ને શબનાં ચણાય છે મંહી ચોરસાં.

**અકબરશાહ :** વેઠે તો નથી પકડતા ને?
માનવીને હૈયે હૈયે
અકબરશાહને માંડવાં છે સિંહાસન.
એ હૈયામાં ઝેર ન વાવશો.

**મીરબહેર :** વેઠની છે શાહાનશાહી દુહાઈ.
આ તો છે દુષ્પટ દામના ઉમંગ.

**રાજા ભગવાનદાસ :** ચિતોડને કાંગરે કાંગરે છે
કાલ્પીના હજાર તીરંદાઝો;
ને નાગફણા સમા સણસણતાં
વરસે છે વિષડંખાળાં બાણ.

**ખાનખાનાન :** એવી હોય ક્ષત્રિયોની મહેમાની.
અજબ છે ચિતોડગઢનો આ ઘેરો,
પંડોળીથી બૂસી સૂધીનો યોજનભરનો.

**અકબરશાહ :** ( ચિન્તનડૂબ્યા સમા નાભીઉંડા શબ્દે )
યમરાજના મૂછઆંકડા શા પલીતા
ઘડી–ઘડીને અન્તરે, રાજા બહાદુર!
સળગાવશોને બન્ને સુરંગોના?

**ટોડરમલ્લ** : બાદશાહી ફરમાન એ હતું.
એક સુરંગ તો ફૂટી,
ને ચોમેર ઉડયાં સેનાનીઓનાં શબ.

**અકબરશાહ** : બ્રહ્માના હથોડા વાગે
ને સેંકડો વર્ષ પડયાં રહે પર્વતખંડેર,
એવા હથોડા મારીશ ચિતોડગઢને.

( તસ્લીમ ભરી ટોડરમલ્લ જાય છે. શેખ ફૈઝીને લઇને ખાન અઝીઝ કોકા આવે છે. )

**અઝીઝ કોકા** : વસન્તની બહાર ખીલે છે,
પણ પાનખર પછી.
જહાંપનાહ ! આ પધાર્યું છે
અકબરશાહીનું વસન્તફૂલ–શેખ ફૈઝીઃ
ઝમાનાના શાયરે શાયરાન,

**અકબરશાહ** : શેખ ફૈઝી ! કવિતાનો ફૂવારો ?
જમના તીરનો જગતપ્રદીપ ?
ફૂલછોડ આમ કરમાયેલો કેમ ?

**શેખ ફૈઝી** : ( સીજદો કરીને )
અલ્લાહના આશીર્વાદ ઉતરો
જગતના મહાપુરુષો ઉપર.
મરુભોમ છે ને ચૈત્ર માસ છે;
ઉન્હાળામાં કરમાવાનાં જ હોયને ત્ય્હાં ?
બાદશાહની બહારમાં પ્રફુલ્લશે હવે.

**અકબરશાહ** : માઅ્રેફતના રત્નાકર શેખ મુબારકનાં
અભ્યાસ ને બંદગી તો નિર્વિઘ્ન છે ને ?

**શેખ ફૈઝી** : શેખજીએ દુવા પાઠવી છે.
પ્રભાતે પંખીગાજન્તી વૃક્ષઘટા સમી
પાઠશાળા મુરીદોથી ગાજે છે.
ફ્હાલ્યું છે, નિમાઝની ઘડીઓમાં દીઠી છે
બાદશાહી જયની દેવઆગાહીઓ.

**અકબરશાહ** : અલ્લાહનો મહિમા ગાવ
કે નૂરીનાં નૂર વરસે આલમમાં,
ને સર્વસમન્વય સિદ્ધ થાય.
શેખજી ! ઇતિહાસ એટલે એક ભૂતકાળ ?

**શેખ ફૈઝી** : વર્તમાનને ઓળખતો નથી
એ ઇતિહાસને ઓળખતો નથી.
દાનિશમન્દોને તો, જહાંપનાહ !
ભૂતકાળ એટલે સંસારનાં મૂળ,
વર્તમાન એટલે થડ ને શાખાઓ,
ભવિષ્ય એટલે કાળનાં મ્હોર ને ફળ.

**અકબરશાહ** : વર્તમાન એટલે ઘડાતો ઇતિહાસ.
એ વાંચો ને લખો, શેખજી !
આમેરરાજ ભગવાનદાસજીને
ભળાવું છું ત્હમારી મહેમાનદારી.

**રાજા ભગવાનદાસ** : 'ગઢ તો ચિતોડગઢ,
ઔર સબ ગઢૈયા હૈ.'
આભકોરેલા ચિતોડગઢને છે
સાત ગઢ ને આઠ દરવાજા.

**શેખ ફૈઝી** : માટે જ છે આઠ ગણો મહિમા
ચિતોડગઢને જીતવાનો.

( ગેબના ઘાવ શી સનસનતી એક ગોળી આવે છે, બાદશાહની પાછળ ઉભેલા સામન્તને વીંધી પાડે છે. )

**શેખ ફૈઝી** : બુલન્દ ભાગ્ય છે બાદશાહનાં.
ગેબનાં છે ઢાલબખ્તર બાદશાહને.
અન્ધરામાં યે ખેરિયત વરસી ગઈ.

**અકબરશાહ** : મ્હારો વાઘ પડયો:
મ્હારો પડછાયો વીંધાયો.

( આકાશના અન્ધારવર્ણા તેજમાંથી રણગીતની ઝડીઓ વરસે છે. )

જય ક્ષત્રિયતીર્થ ચિતોડ !
જય એકલિંગ ! અમર અજોડ !
જય ક્ષત્રિયતીર્થ ચિતોડ !

( ચિતોડગઢના દરવાજા ઉઘડે છે. વાઘેશ્વરીઓ ને મહેશ્વરીઓ કૈલાસેથી ઉતરતી હોય એવો અશ્વારૂઢ સુન્દરીસંઘ, સોનેરી આભલાં શા કેસરિયા પાલવડે, કૃપાણ ને બરછી ને ત્રિશૂળો ચમકાવતો, સંગ્રામપ્રભાસોહન્ત, ઉતરે છે.

ચિતોડનું રણગીત આઘેના આરાવલ્લીઓમાં પડઘા પાડે છે. )

જય ! જય! જય ! શ્રીરઘુવીર !
બાપ્પા રાવળ રણધીર !
સૂરજગઢ પ્રગટયું પ્હરોડ:
જય ! ક્ષત્રિયતીર્થ ચિતોડ !

શૂરનાં હૈયાંની ઢાલ,
જ્હાં બાણકૃપાણની ઝાળ;
બહુ બખ્તરિયાના છોડ:
જય ! ક્ષાત્રિયતીર્થ ચિતોડ !

કેસરિયાં વીરનાં વાન !
જોહરનાં અગ્નિસ્નાન !
માથે મૃત્યુના મ્હોડઃ
જય ! ક્ષત્રિયતીર્થ ચિતોડ !

જય ! કુલદીપકનાં કર્મ !
જય ! શિશોદિયાના ધર્મ !
જય ! રણરમણાના કોડઃ
જય ! ક્ષત્રિયતીર્થ ચિતોડ !

**રાજા ભગવાનદાસ** : સાવધાન, શાહ ! સાવધાન.
સિંહણો ઉતરી સંગ્રામમાં.
કપરા હોય સિંહથી સિંહણના શિકાર.

(ખરતા તારા સમો એક અગ્નિગોળો આવીને શાહાનશાહ સન્મુખ ફૂટે છે. વીસ સેનાનીઓને એમાંનાં બાણ વીંધી પાડે છે.)

**અકબરશાહ** : (વજ્રશિખર શા અડોલ ને ધરા શા ગંભીર)
સિંહણ વકરે તે કારમી.
પાઠવો સિંહણ સ્હામે હાથીબચ્ચાને.
ખાનખાનાન ! ઘૂમાવો ત્હમારી હરોળ.
ઘટોત્કચ્છ ઘૂમ્યો'તો મધરાતના અન્ધારમાં.
ખાનબાબાનો કુંવર સ્ત્રીઓથી ન હારે, હો !

(ખાનખાનાન તસ્લીમ ભરી સમશેરટેકે કૂદી રણતૂર વગાડે છે. ત્ય્હાં તો મેઘધારાના પૂર સમો ક્ષત્રિય વીરાંગનાઓનો હલ્લો ચિતોડી ટેકરીનાં મૂળ સૂધી આવે છે.)

**ખાનખાનાન** : કાપે તે વાઘેશ્વરીને કાપજો:
વીરાંગનાઓને કેદની છે શાહી દુહાઇ.

**કેલવાની રાજમાતા** : રાજવળાં ! વાઘેશ્વરી શાં સોહાવ છોઃ
પીયળ પાડેલાં ને કંકોળેલાં નયણાંળાં;
જાણે કાંગરા દેવી સ્વયં સંગ્રામે ચ્હડયાં !
ખાનનું માથું લેજો થાળમાં,
કાંગરા દેવીને ધરાવીશું.
હું જાઉં છું શાહની શોધમાં.
કેલવાના પૂતની પટરાણી !
ખેલો આજ રણસિંહાસનને પાટ.

**રાણી** : કાળનાં વેણ છે, માજી ! કે
રાજલોહી છંટાય તો ગઢ ન પડે.
રાણોજી ગઢ છાંડી ગયા.
ત્હો યે ત્રિશૂળજીહ્વાઓ જ્વલન્ત છે.
ખડ્ગવીજળીઓ ચમકે છે ત્ય્હાં સૂધી
ક્ષત્રિયસ્વતન્ત્રતાના મહામન્દિરનો
તૂર્ક કો ઉમ્બરો નહિ ઓળંગે.
પ્રારબ્ધ સ્હામે ઝૂઝવાનાં છે આજ.

**રાજમાતા** : ( ગઢ સમોવડી મુગલલહરોળની પાર ગાજન્તા રણઘોષે )
ઓરો આવ,ઓ ચઘતાઇના સપૂત !
ક્ષત્રિયતીર્થ જીતવા સોહેલા નથી.
સેનાપતી તો મોખરે શોભે.
સેનાનીઓની સજાવટ પાછળ ઉભીને
વીરમાતાનાં ધાવણ દાખવો છો ?

**રાણી** : બાદશાહો ધાવતા નથી
રાજમાતાઓનાં બાદશાહી ધાવણ.

રાજપુત્રો રાજસિંહણોને ધાવે છે.

( ત્રણ બાણ આવી પદ્મિણી સમી રાણીનું કાળજ વીંધે છે. )

**રાજમાતા** : ચિતોડનાં કાંગરા દેવી જાણે પડયાં !
દેહમંડળેથી જાણે બાણ પ્રગટયાં.
સિધાવો, રાણીજી ! સ્વર્ગવાટે.
ઇકોતેર પૂર્વજને તાર્યા ત્હમે.
આવું છું શોણિતનાં સ્નાન કરીને.
સમશેર ! ભવાનીને ભોગ દેઃ
બાપ્પા રાવળના સુરધનને રંગ દે.
આજની ઘડી છે આયુષ્યમૂલી.

( મુગલહરોળને છેદતાં રાજમાતા આગળ ધપે છેઃ એક સાંગ ઉડતી આવીને લલાટને ચીરે છે. રાજમાતા રણમાં પડે છે.

સંગ્રામગર્જના ઉપર શાહની ગર્જના ગાજે છે. )

**અકબરશાહ** : અભડાવશો મા; બ્રાહ્મણને હાથે
અગ્નિદાહ દેવા છે એ જોગણીઓને.
શબનાં પરમાણુઓ એમનાં ઉડશે
ત્હો યે જમદૂત જન્મશે એમાંથી.

**રાજા ભગવાનદાસ** : ન્હાજ્યોને ક્ષત્રિયાણીઓનો જંગ ?

**અકબરશાહ** : ચિતોડની કાલિકાઓ હતી એ;
રાજસ્થાનની વિધાત્રીઓ હતી એ.
ભદ્રકાળીરૂપે પૂજાશે પૃથ્વીપડમાં.

( ચિતોડગઢની તૂટેલી ગઢબ્હારીમાં તરવારોનાં તોરણ કરી રાજપૂતસંઘ ઉભો છેઃ એ બ્હારી ભણી મુગલદળ ઉભરાય છે. મોખરે ઇસ્લામનું લીલું નિશાન ધારી સમશેરપટા ખેલતા બહારાના સૈયદો કાટપગથારે પગ માંડે

છે. એવે ઓચિન્તાનો જાણે પર્વત ફાટયો, જાણે ધરતીએ મુખ ઉઘાડયું, જાણે કાળદુંદુભી ગાજ્યાં, એવો ભીષ્મકાટકો થાય છે. ચિતોડગઢની શિલાઓ બનાસ ઓળંગી ઉડી રહે છે. શૂરવીરોનાં શબ ચિતોડીને ઉલ્લંઘી પડે છે. સો–સો ગાઉ ફરતો એ મહાઘોષ ગાજે છે; જાણે રાજસ્થાનને જગાડતી આકાશવાણી ધણધણી. વંટોળમાં ગોથાં ખાતા પંખીગણ શી મુગલો ને રાજપૂતોની શબશિલાઓ અન્તરિક્ષમાં ગોઠમડાં ખાતી ઉડે છે.)

**અકબરશાહ :** આરાવલ્લીની ગુફાઓ ધણધણી.
બાદશાહી બન્ધૂક લાવો–સંગ્રામ.
આટઆટલા જંગ જોયા,
આ રણગર્જના નથી સાંભળી.
પડતા ચિતોડનો એ છેલ્લો પોકાર.

**શેખ ફૈઝી :** હિમાલયમાં જ્વાળામુખી ફાટયો'તો
ત્ય્હારે જગત ગાજ્યું'તું આવું'ક.

**રાજા ભગવાનદાસ :** ચિતોડગઢની શિખરશિખાએ પણ
આજ હિમાલયના દાવાનળ સળગશે.
શિશોદિયાનો સૂરજ અમથો નહિ આથમે.
ચિતોડના કાંગરા પડશે ત્ય્હારે
ગામડાંમાં ગાયો ભડકશે,
રાજસ્થાનની ધરણી ધણધણશે.
લોકસંઘ સૈકાઓ સૂધી સંભારશે
ચિતોડના સિંહાસનને ડોલાવન્તી
આ વિરાટમુખી જગતઘોષણા.

(આથમતા ચન્દ્રમાનાં છેલ્લાં કિરણો વરસતાં હોય છે. ચિતોડગઢમાં પડેલી બખોલો પૂરવાને રાજપૂત સુભટો ધૂમાધૂમ કરે છે. એક બખ્તરિયો

સામન્ત, વજ્રઘડયા રણદેવ શો, કાંગરે ઉભો છે, આજ્ઞાઓ આપે છે; ઘોડીલા જેવો રૈવન્તી ચાલે થનગને છે. તારાતેજ સમું એના બખ્તરનું હૈયાપટ ઝબકારા મારે છે. )

**અકબરશાહ :** લાખોટા બ્હારીએ થઇ ચ્હડવા માંડીને
સંગ્રામસુભટ ટોડરમલ્લની પાંખ?

**રાજા ભગવાનદાસ :** જાણે ઝીલ્લરો સાકર ઢગલે ચ્હડી.

**અકબરશાહ :** કહાવો કે પ્હરેરાડિયે સૂરજપોળે મળે.
ફતેહજંગ હાથી યે મંગાવજો.
સૂરજકિરણની કળીઓ ફૂટતાં
અકબરશાહ પ્રવેશશે ચિતોડગઢમાં.
કુચનો પડો વજડાવો, આમેરરાજ !

( રાજા ભગવાનદાસ રણઆજ્ઞાઓ આપવા જાય છે. જાણે સંગ્રામધ્વજ ચાલ્યો !

ભૂતાવળના ભડકા સમી મશાલો ગઢકાંગરે જ્યોત જગાવે છે. ઉડતી હવાઇ શો મંહી બખ્તરિયો સામન્ત ઝબકે છે. 'સંગ્રામ' બન્ધૂક લઇ અકબરશાહ નેમ માંડે છે, ગોળી છોડે છે. મૃત્યુડંખ સમી ગોળી નમતી રાતનાં અન્તરિક્ષ વીંધીને ગઢમાં પ્રવેશે છે.

એકાદશીનો ચન્દ્રમા આથમી જાય છે, અન્તરિક્ષ અન્ધકારવર્ણું થાય છે, ગઢ પણ રાજપૂતસૂનો થાય છે. જ્યહાં વીરકોલાહલ ગાજતો ત્યહાં પાછલી રાતનો શમશમાકાર રહે છે. અકબરશાહ આશ્ચર્યઆંખે અન્ધારી શબ્દશૂન્ય રજનીને નિરખી રહે છે. )

**ખાનખાનાન:** (પ્રવેશીને) ખાન હુસેન કુલીએ આરાવલ્લી જીત્યા.
ધાવ પન્નાનો પુત્રયજ્ઞ વૃથા થયો.
ગિરવાના હૈયામાં ઉદયસાગર,

ને ઉદયસાગરની પાળે નવચોકી
રાણાજીએ જઇને વસાવ્યાં.
શાહી ગદાએ આભ ફોડયો.

**અકબરશાહ** : ઝીંદગીમાં બે ચિતોડ જીતવાના નથી.
મહારાણાજીને જીતવા
એ જ છે જીવનનો જય.
અજબ છે રાજપુત્રોનો રણરંગ.
પાણીપતનાં પૂર તરી-ઉતરી
ચિતોડકાંગરે જયધ્વજ રોપે
એ જ ભારતનો ચક્રવર્તી.
-પણ આમેરનાથને ન્હોતરો જો !
જૂવો, પેલી જવાળાની કાંગરી શેની ઝબકી ?

( ખાનખાનાન જઇને રાજા ભગવાનદાસને તેડી લાવે છે. )

**રાજા ભગવાનદાસ** : સેના સજ્જ છે હલ્લાને કાજ.

**અકબરશાહ** : તઅૂજ્જુબ છું, આમેરરાજ !
રાજપૂતોની રણરમણાથી.
ઘડી પહેલાં કોલાહલ ગાજતો,
સૂના-સૂના છે ગઢના એ ગોખ
ને બૂરૂજના એ વીરઝરૂખાઓ:
ગરૂડસૂની ગરૂડગુફાઓ સમોવડા.
આવાઝની સિત્કારી યે સળકતી નથી.
જાણે ખાલી એક આભ ઉભો !

રાજા ભગવાનદાસ : બાદશાહ સલામત ! સાવધાન.
સ્હવાર આજ યમનું ઉગશે,
મૃત્યુનો ડંકો ગડગડશે.
અત્યહાર સૂધી જંગ ન્હોતો, રમત હતી;
જંગ હવે જામશે.

( આકાશને આંગણે અન્ધકારને આરે ભડકા ભભૂકે છે. )

પેખો પેલી ભડકાઓની શિખરકાંગરી;
ચિતાની એ જીહ્વાઓ છે.
રાજમહેલ અગ્નિઆભલાંમાં ઘેરાણો.
વિરાટનાં અગ્નિમુખ ઉઘડયાં,
ને હોમાય છે મંહી
ચિતોડની મહાલક્ષ્મીઓ.
એ છે જૌહરની જ્વાળાઓ.
અન્ધારી રાતમાંથી પ્હરોડ ફાટે
એવો છે એ રાજપૂતાઇનો અરુણોદય.
ક્ષત્રિયોએ આયુષ્યયજ્ઞ આદર્યો,
ને ક્ષત્રાણીઓ હોમાય છે એ અગ્નિકુંડમાં.
ક્ષત્રિયોએ સર્વસ્વ સળગાવ્યું:
બેઠો હવે પ્રલયનો પહોર.
હવે સંહારચોઘડિયું ગડગડશે
ને દુનિયા મૃત્યુરેલમાં ડૂબશે.
મુગલાઈનાં મહાવન દઝાડતી આવશે
રાજપૂતોના દાવાનળની ઝાળ.
શાહાનશાહ ! સાવધાન.

( ગંડસ્થળે વજ્રઢાલો ઝૂલાવન્તો, કાને કટારકુંડળ શોભન્તો, દન્તુશૂલમાંથી સમશેરો લટકાવન્તો, કવચમઢેલો બાદશાહી ગજરાજ આવે છે. )

**અકબરશાહ** : ક્ષત્રિયાણીઓનાં એ ચિતાસ્નાનને દર્શને
અકબરશાહ પરવરશે ચિતોડગઢમાં.

**રાજા ભગવાનદાસ** : સિંહણની ગુફામાં સંચરવાનું ન હોય.

**અકબરશાહ** : સિંહો સિંહ ગુફામાં ખેલે.
વીરોને ન્હોતરૂં છે સંગાથે ચ્હડવાનું.
સંગ્રામકુચનાં દદામાં ગગડાવો.
અકબરશાહનો ફતેહજંગ ગજરાજ
પહેલો પ્રવેશશે ચિતોડગઢમાં.

**શેખ ફૈઝી** : સૂરજનો સપ્તમુખો ને ઈન્દ્રનો ઐરાવત,
એવો અકબરશાહનો ફતેહજંગ.
સૂરજવંશીને રાજદુર્ગે એ જ શોભે.

**રાજા ભગવાનદાસ** : સળગતા વનમાં જવાનું છે
શિશોદિયાઓની મહેમાનીએ.
સામન્તો છીએ અમે—

**અકબરશાહ** : રાણાજીની પાટનગરીને સન્માનવા
સ્વયં બાદશાહ સોહાય.

**શેખ ફૈઝી** : સૂરજ સ્હવારે પહેલ્લો ઉગે
ને કિરણદળ પાછળ પરવરે.
શિશોદિયાને સૂરજમહેલે પણ
પહેલ્લો ઉગશે શાહનશાહનો સૂરજ:

સંગાથે સંગાથે સંચરશે
સામન્તરાજોનું કિરણદળ.

( મહાસંગ્રામના દુંદુભી ગડગડે છે શાહાનશાહ ગજરાજે ચ્હડે છે. અહમદળવીંટયા સૂરજ સરિખરા બાદશાહ સૂરજપોળે સચરે છે. ચિતોડગઢમાંની જોહરની જ્વાળાઓ આભવીંધતી ઉડે છે. બાદશાહનો રણમાર્ગ અજવાળે છે.

અગ્નિનિર્ઝરતા ભભોટ સમી તેજસ્વી સાંગ અકબરશાહના મહાવતને વીંધી પાડે છે. ફૂમતું બદલાય એમ ક્ષણેકમાં બીજો મહાવત ગજરાજે આવી બેસે છે. એક યૌવનરંગીલો કવચધારી ઘોડેસ્વાર કિરણજ્વળ સમું ખડ્ગ વીંઝતો વીજળીઝબકારે આવે છે. )

**ઘોડેસ્વાર** : બાદશાહી માર્ગમાં કઇ છે શિલા ?

**રાજપૂતી સામન્ત** : ક્ષત્રિયતીર્થનો પુરોહિત
હું છું સહિદાસ સલૂંબરો.
ચિતોડગઢની શિલાઓ છે સજીવન;
ને પ્રત્યેક શિશોદિયો છે વજ્રશિલા.
મ્હારી સાંગ અફળ ગઇ આજ.
કાંગરા દેવીએ ગઢસિંહાસન છાંડયાં છે.

**ઘોડેસ્વાર સામન્ત** : હું છું ખાનબાબાનો કુમાર ખાનખાનાન,
દેહલીની બાદશાહતની સમશેરઃ
ચિતોડની શિલાઓને યે વધેરીશ.

( દસ મુગલોને સંહારતો સહિદાસ ઘૂમે છે. પણ અન્તે સહિદાસનાં ઢાલકવચ ફોડીને ખાનખાનાનની સમશેર એ વજ્રશરીરીને વધેરે છે. શોણિતફૂવારાથી સૂરજપોળને વધાવતા સહિદાસ સ્વર્ગવાટે સંચરે છે.

એ જ ક્ષણે સૂરજદેવનાં પહેલાં કિરણો વરસે છે. એ સૂર્યકિરણોમાં ન્હાતા બાદશાહ ચિતોડગઢની સૂરજપોળમાં પ્રવેશે છે.

ભરતીમોજાં સમું મુગળદળ ચિતોડગઢમાં ધસે છે. કોટ ને કાંગરા, કોઠા ને શિખરો ચોધ્રસૂનાં છે. શેરીઓ ને ચોક વેરાન-બિયાબાન જેવાં છે. ઘોર ગુફા સમો ચિતોડગઢ શમશમાકાર છે.

ઝૂલન્તો ઝૂલન્તો, दृष्टिपूतं न्यसेत् पादम् ને પગલે ચાલતો શાહાનશાહનો હાથી ગોવિન્દશ્યામના મન્દિરચોકમાં આવે છે. )

**અકબરશાહ** : ચિતોડનાં ભોંયરાં યે ભાગ્યશાળી
કે શિશોદિયાથી સોહાય છે આજ !

**રાજા ભગવાનદાસ** : ધીરા, ઓ અધીરા બાદશાહ !
હસવાનું ચોઘડિયું નથી આ.
પગલાંના પડછન્દવા પડે છે
એવા બોલના ઉત્તર મળશે;
ઘાના પ્રત્યાઘાત વરસશે.

**ટોડરમલ્લ** : દેશદ્વારનો નહિ, દુર્ગદ્વારનો નહિ,
ઘરઆંગણનો આ છે ઘોર સંગ્રામ.
પૃથ્વીપડમાં નથી આ સિંહોની સજોડ.

( શંખનાદ સમું રણગીત ઓચિન્તાનું ગાજે છે. )

કેસરવાઘો શૂર ! સજી, કેસરિયો શિર પાઘ.
ઉઠ, ચિતોડના કેસરી ! ત્હડુકે મુગલનો વાઘ.
ક્રોડ ક્રોડ કિરણે ઉગ્યો સૂર પૂરવા ઉરકોડ;
કેસરરંગે ઘૂમવા ઘર ચિતોડ ! રણમ્હોડ.
જય, જય, ચિતોડ ! રણમ્હોડ ધર્યો;
જય ! કેસરઝોળ ત્હલવાર છલે;
જય, સૂર્યવંશઅવતંસ ! પ્રસંશું શું !
સુરજન જશના કળશ ઢળે.
ધમઘોર શોર કરી ધ્વન ગરજે,
ઘટઘટ શૂરવીરના મયૂર ટ્હમે;

ધણ ધણણ ધણણ ધણ ધ્રૂજી ધરણી,
જય ! કેસરચીર રણધીર રમે,
જય ! કેસરચીર રણધીર રમે.

( યમદેવની નૌબત ગડગડે એવો એવે ગોવિન્દશ્યામનો ડંકો ગાજે છે. ગગન ભરી ચોમેરથી શંખનાદ ઘોરે છે. ‘ જય એકલીંગ ’ ની સિંહગર્જના ધડૂકે છે. ગોખમાંથી ઝરૂખાઓમાંથી અગાસીઓમાંથી ગોળી ને બાણ વરસે છે. રાફડામાંથી નીકળી નાગમંડળ ઘેરી વળે એમ બાદશાહી હસ્તીને શૂરમંડળ ઘેરી વળે છે. સૂરજરંગી વાઘા સજેલા સૂરજવંશીઓ, ગુફાગુફા સમા ગૃહદ્વારમાંથી કેસરિયા રાજવીરો કેસરીછલંગે કૂદી પડે છે. વનને વેડતા હોય એમ બે હાથે સમશેર વીંઝતા મુગલવનને વેડે છે. તટકાનાં પૂરની ગેઠમ દિશદિશામાંથી ક્ષત્રિયતડકાનાં પૂર ધસતાં આવે છે. સિંહોનાં છોગલાં ઉછળે એવાં યોધરાજોનાં પાઘનાં છોગલાં ઉછળે છે. ચિતોડગઢનો આજ છેલ્લો રણસંગ્રામ છે. સૂર્યકિરણોને રથે ચ્હડીને બાપ્પા રાવળ એ નિરખવાને ગોવિન્દશ્યામને મન્દિરશિખરે આવી વિરાજ્યા ભાસે છે. ગોવિન્દશ્યામના દેવચોકમાં ઘોર સંહાર જામે છે. )

‘ હર હર હર ’ કરી થથરાવ્યું ભૂતલ,
હલીમલી ગિરિગઢની અચળ ઘટા;
સર સર સર સરતા સમીર સમી
શૂરજનની ઉછળે અજબ છટા;
ધરી અગ્નિરંગ કપરે પ્રસંગ
વીર અંગઅંગ રણરંગ ઝમે:
ફર ફરર ફરર ફર ધ્વજ ફરકે:
જય ! કેસરચીર રધીણુર રમે,
જય ! કેસરચીર રણધીર રમે.

**અકબરશાહ** : આજે છે યોધરાજોનો ઉત્સવ.
આમૂહરિયા ને સિરહરિયાને તીરે
મહારણના વંટોળ ઘૂમે છે;

એવા ઘૂમો ચિતોડના ચોકમાં.
શિશોદિયાની શોણિતસરિતામાં
ચઘતાઇનો ઝુંડો ઝબકોળો.
મુગલાઈના તમનતાધને વીરત્વ પાવઃ
દુર્ગે દુર્ગે નહિ સાંપડે
આવાં વીરશોણિત.

( કેસરિયે વાઘે એક જોબનરંગીલો જુવાન સન્મુખ આવે છે. )

**જોબનરંગીલો જુવાન** : આજે છે પુરુષાતનનો જગન.
પરમે હતી રામજ્યન્તી,
ને આજે છે રામએકાદશી.
રામવંશજો ! રામરમણ ખેલજો.

( અભિમન્યુના અવતાર સરિખડો એ ક્ષત્રિયજુવાનડો, યૌવનની અલબેલી ડાળે ઝોલાં ખાતો, એક ઝટકે એક ગજરાજનો શૂંઢસ્થંભ ગજદન્તના મૂળમાંથી કાપી બાદશાહી હાથી સન્મુખ આવે છે. શાહાનશાહી માતંગરાજ અન્તરિક્ષે શૂંઢ ઉછાળે છે, જાણે યોધરાજને સલામ ભરતો હોય ને ! પછી યમદેવની ચાબૂક સરિખડી શૂંઢવેલ યોધરાજને ઝપાટે છે, પછાડે છે. યોધરાજ ઉઠીને અંબાડી ઉપર મૃત્યુડંખાળો ભાલો ફેંકે છે, અકબરશાહ એને ઝીલી લે છે.

મૃત્યુવૃક્ષ સમો ગજરાજ બીજો શૂંઢસપાટો ઝાડે છે, યોધરાજને પાડે છે, શૂંઢગુચ્છમાં પરોવી ઉપાડી વીંઝી વળી પછાડે છે, પાયે ચાંપી પ્રાણ હરે છે. પુનરપિ શૂંઢવેલમાં ઉછાળી શાહાનશાહને અને જવાળામુખી સમા સળગતા ચિતોડને એ યોધદેવના વીરશબનાં દર્શન કરાવે છે.

શિશોદિયાઓમાં હાહાકાર વર્તે છે કે ' પૂત પડયો ' ' કેલવાનો સપૂત પડયો. '

ભડભડતા રાજમહેલના અંગારા મન્દિરશિખરે વરસે છે, ગોવિન્દશ્યામની ધ્વજા ફાટી પડે છે.

કાળજમનાનાં કાળાં નીરપૂરની પેઠમ ધીરે ધીરે પણ વણથંભી જમના-તીરની મુગલસેના આગળ ધપે છે. )

કંઇ નમન ગગનગણને નમીને,
બહુ યજનપૂજન સુરપ્રન શું કર્યાં;
કંઇ રમણભ્રમણ કરી અરિગણમાં
વીર ઘૂમણ ઘૂમે ઘમસાણ ભર્યાં;
હુલહુલ હુલસે હિય હિય વીરનાં,
કંઇ કાયર નર ભયનમન નમે:
અહ! સુરજન પરમ સમર નિરખે,
જય! કેસરચીર રણધીર રમે,
જય! કેસરચીર રણધીર રમે.

**ઝાલોરના સોનગરા રાવ** ચિતોડનો છે આ છેલ્લો સંગ્રામ.
ગોવિન્દશ્યામનો ધ્વજ ફાટી પડયો.
ચિતોડનો આત્મા ઉડી ગયો:
હવે તો રહ્યાં છે શબનાં ખંડેર.
ગોવિન્દશ્યામનાં ચરણોમાં પૂત પડયો.
છેલ્લો જવાળામુખી સળગાવો.
ઝબકાવો સમશેરોની વીજળીઓ;
ને અર્જુને ખાંડવવનને બાળ્યાં'તાં
એવાં બાળો મુગલોનાં મહાવનને.

(અગ્નિસ્નાનમાં ન્હાતો ન્હાતો ચિતોડગઢનો સૂરજમહેલ, કાળની ઝાળને ઝીલતો ઝીલતો, ઉરમાંથી અગ્નિજવાળાઓ ઉછાળે છે, ને જાણે અટ્ટહાસ્યે હસે છે. ત્હેને વીરદ્વારે યમસંહાર મંડાય છે. સળગતા વૃક્ષરાજની અંગારશાખાઓ વરસે એમ ગોખ ને ઝરૂખા, છજાં ને માળિયાંમાંથી કેસરવર્ણા વીર, અગ્નિની છાંટો સરિખડા, કૂદી કૂદી પડે છે: અગ્નિઝાળ સમી સમશેરોને ભોગ ધરાવી રણયજ્ઞમાં હોમાય છે. એક વંટોળ વાય છે, ને રાજમહેલની ભસ્મનો મહાઢગ, ધૂમાડાના વાદળા શો, આભમંડળમાં વિસ્તરી દિશદિશમાં વેરાતો વેરાતો છેલ્લોવેલ્લો રાજસ્થાનની ભૂમિમાં ઉડે છે.

રાજમહેલને રાજદ્વારે અકબરશાહ ગજરાજેથી ઉતરે છે. હાથમાં કેસરી નેજાળો ભાલો લેઇ રાજકવિ સન્મુખ આવે છે. )

**રાજકવિ :** અંહી સજનસજની કંઇ વીજળી સમાં,
ઉર ગગનભવનની ઝલક ઝીલતાં;
વડી બાણકૃપાણુની વાણુ વદી
નિજ વીરઉરની સુરભિ સ્ફુરતાં;
અંહી પીંડ પીંડ પડછન્દ ઉઠે,
જય ! ખડ્ગ ખડ્ગ જમઝુંડ ઘૂમેઃ
નવ ખંડ અખંડ પ્રચંડ ધ્વનિઃ
જય ! કેસરચીર રણધીર રમે,
જય ! કેસરચીર રણધીર રમે.

( બાદશાહ આડો કેસરી નેજાળો ભાલો ધરીને )

દુહાઇ છે સર્જનને સુજનતાની.
આગળ છે રણવાસની ભોમકા.
બાદશાહથી આગળ ડગલું ન ભરાય.

( રાજકવિની એક પાંખે રાજા ભગવાનદાસ ને બીજી પાંખે ટોડરમલ્લ જઇને ઉભે છે.

ચિતાઓના ભસ્મઢગ વચ્ચે સ્મશાનભૂમિમાં જાણે ખડા હોય એમ હસ્તાંજલિ કરી રહી બાદશાહ ક્ષણેક ચક્ષુઓ મીંચીને ધ્યાનસ્થ રહે છે. પછી રાજમહેલના ઉમ્બરા સન્મુખ સીજદો કરે છે, રાજમહેલની ભસ્મ લેઇ શીર્ષે અભિષેકે છે. )

**અકબરશાહ :** આનું નામ શૂરાઓનો સંગ્રામ.
આજના તો ઇતિહાસના અમર અક્ષરો.
આમેરરાજ ! શું બોલું ?
વાણી ઓસરી જાય છે.
આજ ઇસ્લામે હિન્દને જીત્યું.

કાળ આવો ઘેરો કહેતો નથી.
આજે મ્હારા જીવનનો જયોત્સવ.
ક્ષત્રિયત્વને જીત્યો, પણ અમર કરવાને.
આ યોધરાજો મ્હારે હોત
તો સાગર ઉપર પાજ બંધાવત હું.

રાજા ભગવાનદાસ : ચિતોડ મરીને અમર થયું આજ.
યુગયુગનો ઇતિહાસ ઉચ્ચરશે
કાળજૂનાં એનાં યશોગાન.
દેશદેશના સુભટરાજો
અંહી યાત્રાએ આવશે.
ક્ષત્રિયત્વ અણુઆથમ્યું છે સદા.
જયમલ્લ ને પૂતની રામાયણ રચાશે,
ને રાજસ્થાનને મહેલે મહેલે ગવાશે.
રાજપૂતાઇની રાખ રહી હવે.
કોઈક કારમેક ચોઘડિયે
એ રાખે સજીવન થશે,
ને ચકિત જગતને વળી ભણાવશે
કે વીરત્વ એટલે શું ?
ચિતોડ તો છે જગતનું ક્ષત્રિયતીર્થ.

અકબરશાહ : ચિતોડની ભસ્મ ચોળીને
અજમેરીનો ફકીર થશે બાદશાહ.
માતાનાં વ્યોમગાજન્તાં દુંદુભી
ને ઘુમ્મટઅજવાળતાં સોનાઝુમ્મર

ને ગોવિન્દશ્યામનાં સુખડદ્વાર
સામન્તો ! બાદલગઢે પાઠવજો:
અકબરાબાદના રાજદુર્ગને શણગારશે
ચિતોડગઢના એ રાજશણગાર.
શસ્ત્રો ઉતારૂં છું આજ
શિશોદિયાને રાજઆંગણિયે.
અટંકાના ટેકનો પ્હાડ પડયો આજ.

( બાદશાહ શસ્ત્રો ઉતારે છે, ટોપ ખાંડે છે. બખ્તર છોડે છે, ઉપાન ત્યાગે છે. રાજમહેલની ભસ્મ લેઈ અંગરથંભોને ચોળે છે. )

અલ્લાહનો ફકીર આજ
ચાલ્યો અલ્લાહની શુકરગુઝારીએ
આ ફકીરબાદશાહની હારે હારે,
ખુદાના બન્દાની સંગાથે સંગાથે
સંગ્રામના સન્તો હોય તે પધારો
પાયે ચાલી અજમેરીની યાત્રાએ.
બાદશાહોની સમશેરોથી યે કારમા છે
સન્તોના શાપ ને આશીર્વાદ.
શાપ ને આશીર્વાદ આલેખતી
ઓલિયા છે અલ્લાહની અંગુલિઓ.

( સ્કન્ધે પાણીની બતક ને હાથે ફકીરનો વૈરાગ્યદંડ–એમ ફકીરવેશે અકબરશાહ અજમેરીની યાત્રાએ પરવરે છે. મહારથીઓ ને સુભટરાજો સંગાથે સંચરે છે. દરવેશવેશે શેખ ફૈઝી સહુને મોખરે ચાલે છે.

ક્ષત્રિયત્વની મહાચિતા સમોવડ ચિતોડગઢ સળગતો, અંગારા ઉછાળતો, ભડકાના નિશ્વાસ ભભૂકતો, કાળને નિજ કથની કહેતો શો, ઉભે છે: જાણે ક્ષત્રિયત્વનું સ્મશાન. )

## પ્રવેશ ૧ લો: ફતેહપુર સીક્રી

મહારાજ! ચોસર ખેલો.

( મોરપીંચ્છ સમી રંગબેરંગી દાસીઓનાં ગીતથી સીક્રીની ધાર ગાજે છે.

સીક્રીના રાજમહાલયના ચોરંગીચોકમાં વિધવિધરંગી આરસતખ્તીઓની ફરસબન્ધી છે. એનાં આરસઆસનોમાં કાશ્મીરી ને પંજાબી, હિમાલયી ને વિન્ધ્યવાસિની શણગારશોભતી નવયૌવનાઓ ઉભેલી છે. સન્મુખ મોતીઝાલરવન્તો ઈરાની ગાલીચો છે, ને જરિયાનકિનખાબને ગાદીતકિયે શાહબેગમ સુલ્તાન સલીમાબાનૂ અને શાહાનશાહ અકબરશાહ, પચ્ચીશીના પાસા ખેલતાં, ફૂલઢગલા સમાં ફોરમતાં, પડેલાં છે.

ધીમી ધારે ગુલાબજળના ફૂવારા ઉડે છે; કાશ્મીરી કન્યકાઓ પંખા ઢોળે છે; ધૂપદાનોમાંથી, બાદશાહી યશનાં હોય એવાં, ધૂપનાં વાદળ ઉડે છે; ફરતી ભરેલી ફૂલમંડળીઓમાંથી, સલ્તનતની બુલન્દબખ્તી શા, પરિમળ દિશદિશમાં ફોરે છે. શહેનશાહી સુખવાસના શાહકુંજે મઘમઘી રહી છે.

ચોસરપટમાં ઉભેલી કિન્નરીઓ મધુરપનું ગીત ગાય છે. )

**કિન્નરીઓ :** મહારાજ! ચોસર ખેલો;
મહારાજ! રહમજ કર ખેલો;
મંહી માણો રસ અલબેલો.
મહારાજ! ચોસર ખેલો.
( બે ચરણો પ્રાચીન. )

**અકબરશાહ :** સુન્દરીએ જગતને સુન્દર કીધું.
સલીમા! ત્હેં શણગારી મ્હારી સલ્તનતને.
જો! આજે યે નાંખ છ પોબાર.

( ઈશારતે શણગારસોગઠીઓ ચોસરનાં ઘર ચાલે છે. એક દાસી આવીને સીજદો ભરે છે. )

**દાસી :** દૂત આવ્યો છે, સન્દેશ લાવ્યો છે
કે કલીંજરનો કિલ્લો પડ્યો.

**અકબરશાહ :** શુક્ર ખુદાના, દેહ્‌લીઆગ્રા નિર્ભય થયાં.
વકીલે સલ્તનતને જાહેર કરો.

( દાસી ઉઠીને જાય છે. )

**સલીમા બેગમ :** દુનિયાને બાદશાહો શણગારે છે
કે બાદશાહણો ?

( પાસા નાંખે છે, શણગારસોગઠીઓ ચાલે છે. )

શહેનશાહ ! પુરુષ સુન્દર કે સ્ત્રી ?
મ્હારી આંખડીની પાંખડીઓમાં તો
અકબરશાહે જાદુના પરાગ આંજ્યા છે.

**અકબરશાહ :** અકબરશાહીની તું સૌન્દર્યપાંખડી છે:
સલીમા ! સોળે કળાએ ખીલેલી.
સુન્દરીનાં ગુલાબ છે,
પુરુષના કાંટા છે.

( પાસા નાંખે છે, શણગારસોગઠીઓ ચાલે છે. )

**સલીમા બેગમ :** કાંટા વિના ગુલાબ શોભત ?
સૌન્દર્યસોહાગણ સુન્દરીની સુકુમારતા
કે ટોપકવચધારી વીરત્વફોરમતો યોધરાજ—
શહાનશાહ ! કોણ સુન્દર ? નર કે નાર ?

( બીજી દાસી આવીને સીજદો ભરે છે. )

**દાસી** : અનુપસાગર છલકાતું ભરાયું, મહારાજ !

**અકબરશાહ** : સલીમાની સંસ્કારિતાના અનુપસાગર સમોવડું.

**સલીમા બેગમ** : શાહાનશાહના સદ્‌ભાગ્ય સમું.

**અકબરશાહ** : પાણીની અધુરપ નહિ રહે
શેખજીના યાત્રાળુઓને.

( દાસી ઉઠીને જાય છે.
પાસા એકઠા કરીને અકબરશાહ દાવ નાંખે છે, જાણે કટારનાં પાનાં ફેંક્યાં. )

**સલીમા બેગમ** : ( પાસા વાંચી સહેજ ઝંખવાઇને )
જોઈતા જ દાવ હોય ને બાદશાહના !

( વળી દાસી આવે છે, સીજદો ભરે છે. )

**દાસી** : ખાનખાનાન પધાર્યા છે.
કહાવે છે રણથંભોરનો દુર્ગ–

**અકબરશાહ** : ખાનખાનાન જંગબહાદુર છે,
એની તેઘને અજીત નથી કાંઈ.
આ વીરસોહાગી સમશેર આપજો.
કહો જયનૌબત વગડાવે સર્વકલ્યાણની.
જીતવું તે જમાવવા ને ખીલવવા.

( રત્નજડી સમશેર લેઇ દાસી ઉઠીને જાય છે. )

**સલીમા બેગમ** : હિમાલયનાં બચ્ચાંઓ સમોવડા
ચિતોડ કલીંજર ને રથથંભોર જીત્યા.
હિન્દુસ્તાનને નિર્ભય કીધું બાદશાહે.

**અકબરશાહ** : સાગરની પાળ હજી દૂર છે.

( બાદશાહ પાસા નાંખે છે. )

**સલીમા બેગમ :** મ્હારા આલમપનાહ પાદશાહને
એક ભમ્મરે હિમાલય વિરાજશે
ને બીજી ભમ્મરે મહાસાગર :
એમ બન્ને ભમ્મરો ભવ્ય ભાસશે.

( ચોસરની કિન્નરીઓ ગાય છે. )

ગગને અબરખનાં થર છે;
ત્ય્હાં તારલીઓનાં ઘર છે;
એવી આ જગચોસર છે:
મહારાજ ! ચોસર ખેલો.

( સલીમા પાસા નાંખે છે, પાસો પંદરનો પડે છે. )

**અકબરશાહ :** અટપટો દાવ નાંખ્યો, હો !
બાદશાહબેગમ જીત્યાં બાઝી.
સોનેરી મહેલ બન્ધાવવાનો મ્હારે.

**સલીમા બેગમ :** બાદશાહે જીતાડી મ્હને ઝીંદગીની બાઝી.
શહેનશાહી સોનેરી મહેલમાં
શાહનામામાંથી ચિત્રો ચીતરાવીશું.

**અકબરશાહ :** ઈરાનના સંસ્કારોની ઓ પૂજારણ !
સોનેરી મહેલ શણગારાશે
ઈરાનની પુરાણી બાદશાહીથી.
હવે જો, સાંભળ, સલીમા !
કાશ્મીરમાં નિરખ્યા'તાને વિહારો ?–
બૌદ્ધ જોગણોના પેલા વિહાર ?

**સલીમા બેગમ :** અજબ ફૂલડાંના અજબ ગુલઝારોમાં;
કાબૂલથી વળતાં'તાં ત્ય્હારે.

હા;. એક્કે ય દિશાને પડદા નહિ.
હિમાલયના શિખર સરિખડાં શિખર,
સંકોચાતાં ને શૃંગશૈલીનાં.

**અકબરશાહ :** બૌદ્ધ જોગણોના એ ધર્મવિહારઃ
આપણે બન્ધાવીશું અંહી
પંચહાટડીના આપણા પ્રેમવિહાર.
હારે તે બન્ધાવે એ પ્રેમમહેલ.

**સલીમા બેગમ :** નહીં; બાદશાહી ભૂલ થાય છે.
પ્રેમવિહાર જીવનના જય છે.
જીતે તે બન્ધાવે પ્રેમવિહાર.

**અકબરશાહ :** તો જીતો ને જગ શણગારો.
પ્રેમીઓના માળા બાંધો પ્રેમવિહારના.

**સલીમા બેગમ :** જગત જીતતાં દીઠી છે સુન્દરીને ?
યોધરાજો જ જગજ્જેતા હોય.
સ્ત્રી સુન્દર છે, પુરુષ ભવ્ય છે. ·

( પાસા નાંખે છે, જાણે કમળની પાખડીઓ વેરી. )

**અકબરશાહ :** પુરુષ જગજ્જેતા છે,
સુન્દરી પુરુષજેતા છે.
જીતો ને બન્ધાવો પ્રેમવિહાર.
લખો પ્રેમમહાલયના અક્ષરમન્ત્ર.
નાંખો પાસા, મ્હારાં પ્રેમપૂતળી !

**સલીમા બેગમ :** ( હસતાં હસતાં ) પ્રિયાને પૂતળી કહેવી
ઇસ્લામમાં અપમાન છે, શાહ !

( ચોરંગીની ચોપટસુહાગણો ગાય છે. )

પાસે ભાગ્યનાં લખત છે;
ત્‌્હાં વિધાત્રીનાં જ તખત છે;
જુગજુગનો આજ વખત છે:
મહારાજ ! ચોસર ખેલો.

( કમળવેલ કમળપાંખડીઓ ઉછાળે એમ બાદશાહબેગમ પાસા નાંખે છે. )

**અકબરશાહ :** પોબાર છે બાદશાહબેગમના.
ત્‌્હમારાં નયન ઉઘડે છે એવા
દરવાઝા ઉઘડશે બાદશાહતનાં ભાગ્યના.

( શ્વાસભરી દોડતી એક દાસી આવે છે, પંખિણી પાંખ ભીડે એવો ઝડપીલો સીજદો કરે છે. )

**દાસી :** પૃથ્વીનાં આયુષ્ય ઓઢેલા
શાહશેખ તપસ્વીજી પધારે છે.

**અકબરશાહ :** તપસ્વીજી ! અત્‌્હારે ? ખુદ બ ખુદ ?

**સલીમા બેગમ :** સન્તમહન્ત કલ્યાણને પગલે જ આવે.

( ઉતાવળે ને અડવાણે પગે શાહાનશાહ ઉઠીને શેખજીને સત્કારવા જાય છે.

ગેબનો સન્દેશો લેઇને કાળ સ્વયં ઉતરતો હોય એવા આયુષ્યવૃદ્ધ શેખ સલીમ ચીશ્તી આવે છે. સાથે શેખ મુબારક છે, યોગીની છત્રીમાંનો યોગી છે. નિજ મુખે મસ્તકે હૈયે ભક્તિપૂજાની આદાબની હસ્તકલિકા મૂકીને શાહાનશાહ દૂરથી વન્દન વન્દે છે. પછી નઝદીક સંચરે છે. આયુષ્યરેખાઓ દાખવતા હાથ ઉંચા કરીને સહુ બાદશાહને આશીર્વાદ આપે છે.

મોખરે કેસરીબાલ શો ખાનખાનાન હોય છે. )

**અકબરશાહ :** કૃપાનો વરસાદ વરસ્યો આજ,
પુણ્યના પહાડ ઉગ્યા;
કે બાદશાહોના બાદશાહ ફકીરબાદશાહો
પધાર્યા અમ આંગણિયે.

**શેખજી** : અલ્લાહના આશીર્વાદ છે ત્હને.
એક વર્ષ વીત્યું, શાહ!
આ બાલ સૂર્ય ઉગ્યે.
આજે સોંપું છું ત્હને ત્હારી શાખા.

**અકબરશાહ** : સૂર્ય ચન્દ્ર ને ધ્રુવ સમા
ત્રણ ઓલિયા આવ્યા છો આપવાને
દેહ્લીના બાદશાહને દેહ્લીનો બાદશાહ.
શેખ સલીમશાહના આશ્રમે આવ્યો છે
તે શાહઝાદાનું નામે સલીમશાહ રહેશે.
શાહબેગમ સુલ્તાન સલીમાબાનૂ!
બાબરશાહનાં સન્તાન છો:
બાબરશાહીની ગોદમાં સત્કારો
બાબરશાહીનો બાલ બાદશાહ;
ને બાબરશાહ સમો ઉછેરજો.

( શેખ સલીમશાહની પુત્રી બાલ બાદશાહઝાદાને લેઈ આગળ આવે છે. દાસીઓ ઓવારણાં લે છે, સીજ્દો ભરે છે; બાદશાહબેગમ સુલ્તાન સલીમાબાનૂ હીરામોતીએ વધાવે છે; અકબરશાહ કોઈ ગેબી હાસ્યે સત્કારી રહે છે. શેખ સલીમશાહ શેખ મુબારક વરદાનની હસ્તસ્થળીઓ શાહઝાદાને મસ્તકે મૂકે છે. શાહબેગમ શાહઝાદાને યોગીનાં ચરણોમાં ધરે છે. )

**અકબરશાહ** : એના જન્માક્ષર જોશો જોગીજી?
ગેબના અક્ષરો શું ઉચ્ચારે છે?

**જોગી** : અમારે ઉડવાં ને બ્રહ્માંડ જોવાં,
અમારે ચાલવાં ને સંસારે જોવા, શાહ!
સંસાર કંઇ બ્રહ્માંડથી બહાર નથી.
માનવકલ્યાણ એ પ્રભુપૂજા છે.

આભ ને ધરતીના સંગમઆરે જો;
એ વંચાય વિધિલખ્યા વિધિમન્ત્રો.
બાદશાહઝાદાઓ જોગી થવા નથી અવતરતા.
શાહઝાદો છે જગરસિયો.
જગત માણવું ન હોત તો
બાદશાહને મ્હેલે આવત શાને?
મોંઘો છે ને મોંઘેરો પડશે.
ઇતિહાસનાં પ્રકરણોમાં
અકબરશાહ બીજો નથી.
પણ અકબરશાહનો શાહઝાદો
અકબરી અમરતાને ઝંખવશે નહિ.
સૌન્દર્યરંગે રંગશે મુગલાઇને.
જગતે અમ્મર નથી, તો
જગતમાંના અમ્મર કોણ હોય?
હું જઇશ, શેખ જશે, સલીમશાહ જશે;
મુગલાઇ ફૂલીફાલી છે
એ યે ક્‌હારેક કરમાશે;
ત્હો યે અકબરશાહી અમ્મર છે:
કાળ જેટલી સનાતન છે.
સાંભળ આ જયનૌબતના ડંકાઃ
એવાં છે માનવીનાં આયુષ્ય.
બાદશાહો એટલે બે ઘડીનાં ચોઘડિયાં.
પૃથ્વીપાટે તો અમ્મર છે
એક પુણ્ય ને બીજાં પુણ્યવન્તાં.

( ફતેહપુર સીક્રીના બૂરજે બૂરજે ચોઘડિયાં વાગે છે; ચોરંગીના ચોકમાં દાસીઓ નાચવા માંડે છે; આભલે ચન્દ્રમા પડયો હોય એવા પાલવપોઢયા બાલ શાહજાદાને સલીમા બેગમ પાલવને હિંડોળે ઝૂલાવે છે: સ્મિત ફરકાવતી ક્ષણેક અકબરશાહને એનાં દર્શન કરાવે છે. ભવિષ્યની ગુફાઓમાં જોતા હોય એમ અકબરશાહ શાહજાદાનાં નયનોમાં નિરખી રહે છે. )

**અકબરશાહ :** ત્હારાને મ્હેં ઉછેર્યો,
મ્હારાને તું ઉછેરજે, સલીમા !
એક સપ્તાહ ભર
બાદશાહતના ફકીરોને જમાડજો !
મોતીઝૂલની જરિયાન ચાદર
ઓલિયા અજમેરીને ઓઢાડજો,
કાઅ્બા શરીફને ધરાવજો.
સીક્રીની ધાર શેખજીની હો.
રાજમહોત્સવ માંડજો પખવાડિયાનો.
યોગીરાજ ! આસ્માન ઉતારજો અવનીમાં.

( બાલ સલીમશાહને લઈ સુલ્તાન સલીમા બેગમ મહેલમાં જાય છે; જાણે વાદળી ચન્દ્ર લઇને ચાલી !

એક દાસી આવે છે, ખાનખાનાનની સાથે ગોષ્ટિ કરે છે. )

**ખાનખાનાન :** દાસી કહે છે, જહાંપનાહ !
ગુજરાતનો દૂત આવ્યો છે.

**અકબરશાહ :** હા—આ ! સંજોગોનો નજૂમી બોલે છે કે
કાશ્મીર જોવા પહેલાં ગુજરાત જોવાનું.
હોંશીલા ગુજરાત જોવા પધારે;
કોડીલા કાશ્મીર ભણી જાય.
વળતાં ખેલશું મારગમાં મહામૃગયા.

**ફૈઝી** : ( પ્રવેશતાં પ્રવેશતાં )

એક થશે બાદશાહના હાથનું પદ્મ,
બીજું થશે ભાગ્યનો ચન્દ્રમા.

( શેખ ફૈઝી શેખ અબુલફઝ્લ ને રાજા બીરબલ આવે છે, સન્તોને વન્દના કરે છે, બાદશાહને તસ્લીમ ભરે છે. )

**અકબરશાહ** : આવો, શાયરે શાયરાન !
સંગાથે કોણ છે જ્ઞાનનો ભંડાર ?

**ફૈઝી** : આસ્માનની દિશદિશમાં તીર્થે જતો
અવની ઉગ્યો છે સૂર્ય કિરણો ફેંકતો;
ફૂલફૂલ ખીલ્યા આ બાદશાહી બાગમાં
આકિલ વહે છે અફઝલકિરણો વીણતો.
એ ય છે એક ફૂલવીણનારો
બાદશાહતના બાગનો.
એનું નામ અબુલફઝ્લ.

**અકબરશાહ** : ખુદાઇ જ્ઞાનનો ફૂવારો !
આવ્યો શહેનશાહી દરબારમાં ?

**અબુલફઝ્લ** : આસ્માનમાં સૂર્ય છે ને ચન્દ્ર છે,
ને નવલખ તારલિયા છે:
એક ન્હાનકડો દીવડો
ત્ય્હાં શાં અજવાળાં પાડશે ?
ત્હો ય દીવડાનું તેજ
જહાંપનાહનાં ચરણોમાં છે.

**શેખ સલીમ** : વાણી વિશ્વખેલન્દાની છે, શાહ !
શાહી દરબારનો શણગાર થશે.

**શેખ મુબારક :** મ્હારે તો છે અંગનું અંગ
ને અવયવનો અવયવ.
એના દેહ ને બુદ્ધિ
શાહને સમર્પણ છે.
**યોગી :** આંખો વીંધે છે અન્તરિક્ષને
ને કાન વીણે છે કાળના પડઘા.
શાહ! સંઘરજો નવરત્ન દરબારે.
ત્રિકાળને ચોપડે એ લખશે
અકબરશાહીના અમર અક્ષરો.
**અકબરશાહ :** ઇલ્મ કહો કે કલમ કહો, એ એ જ છે;
સોનરંગી આસમાનનાં તેજ છે;
આવ, ઓ ઇતિહાસના આલમનવેશ!
ત્હને કાળનાં નઝરબન્ધી રહેજ છે.
આવો, અબુલફૅઝલ! ત્હમારા ફઝલને
ન્હોતરે છે અકબરશાહીની કુંજો.
મ્હારે ઢૂંઢવી છે દિશાઓની ગુફાઓ,
મ્હારે શોધવી છે ઈલ્મની ખાણો,
મ્હારે સંભરવા છે બુદ્ધિના ભંડાર.
ઉડશો ને સંગાથે આલમના આભમાં?
**અબુલફૅઝલ :** સમશેરો ઝબકે છે ત્ય્હાં
કેટલુંક શોભશે કટારીની પાંખડી?
પવનપાવડીઓ ઉડે છે ત્ય્હાં
કેટલુંક ઉડશે પૃથ્વીનો પરન્દો?
પણ પતંગમાં આંખે ઉડે છે
એમ ઉડીશ બાદશાહી પતંગમાં.

યોગી : કવિ છે, કાળદ્રષ્ટા છે,
દિલનો દાનેશમન્દ છે.
શાહ ! ત્હારાં રત્નોમાં રત્ન થશે.

અકબરશાહ : કવિરાજ ! લખો લાખેણા અક્ષર.
પરન્દા પાઠવવા છે કાસદો
ગુજરાતની વનકુંજોમાં,
મહારાષ્ટ્રને સાગરઆરે.
જૈનીઓ, પારસીઓ, નાઝરીનીઓને
ન્હોતરવા છે શાહી દરબારમાં.
સન્તસન્તનાં નીરખવાં છે નૂર,
ધર્મધર્મનાં ઝીલવા છે ધર્મમન્ત્રો,
પયગમ્બર–પયગમ્બરનાં કરવા છે દીદાર,
પ્રભુની પરબપરબનાં
પીવાં છે તીર્થજલ.
આંખ તરસી છે અગમ્યનાં દર્શનની,
આત્મા તડફે છે ગેબમાં ઉડવાને.
પૃથ્વીનાં પડ ઉખેળવાં છે,
આસ્માનના પડદા સંકેલવા છે,
શાસ્ત્રોનો રચવો છે સમન્વય.
પાંદડાંનાં કલબલાટ નહિ,
વનના બોલ સાંભળવા છે;
ખાડીઓના છલબલાટ નહિ,
મહાસાગરના શબ્દો સુણવા છે.
પૃથ્વીપાટલે ચિત્ર સમી ચીતરેલી છે

કોટિકરંગી દુન્યવી વિવિધતાઃ
મ્હારે ખોજવું છું અન્તર્વાસી એકતત્ત્વ.
ફતેહપુર સીક્રી છે શાહની સ્વપ્નનગરી;
સ્વપ્નનગરીનું રચવું છે તીર્થધામ.
દેશદેશના પ્રજાપ્રજાના યુગયુગના
ઓલિયાઓ આવશે અંહી યાત્રાએ.
શેખ સલીમશાહની ગુફા શોધશે,
શેખ મુબારકનાં પગલાં શોધશે,
યોગીની પાંખના પડછાયા શોધશે.

**યોગી** : એ ઝમાનો યે આવશેઃ–
અકબરી યુગનાં પૂજનનો.

**અબુલફ્રઝલ** : ને કાળની હવેલીઓ સમા
અકબરશાહીના મહેલ ને મન્દિરોમાંના
અમર આયુષ્યમન્ત્રો સૌ વાંચશે.
અલ્લાહ એક છે આલમમાં,
શાહાનશાહે એક છે ઇતિહાસમાં.
અકબરી યુગ ઇતિહાસનો નૌરોઝ છેઃ
ને ફતેહપુર સીક્રી છે
અકબરશાહીનું શાહતીર્થ.

**શેખ સલીમશાહ**
**શેખ મુબારક** } : આમીન ! આમીન !

( સીક્રીની ધારની ગુફાઓમાં પડઘા પાડતા શબ્દો અનુપસાગરના જલપગથાર ઓળંગી ક્ષિતિજમાં ઉડે છે. )

## પ્રવેશ ૨ જો: ગુજરાતવિજય

( સાબરમતીનો વિશાળ પટ ને ઉંચી ભેખડો રાત્રીના અન્ધકારમાં પોઢેલાં છે. એહમદાબાદ પાછલી રાત્રીની સુષુપ્તિમાં સૂતેલું છે. સૂનકાર ને શમશમાકારની પાંખો ક્ષિતિજમંડળે ઝઝૂમી રહી છે.

સાબરમતીને પશ્ચિમઘાટે થોડાક ઘોડેસ્વારો અન્ધકારના પડદાઓમાંથી નીકળી આવે છે. )

**ખાનખાનાન** : જહાંપનાહ! નગર નિદ્રામાં છે.

**મીરબહેર** / **કાસમખાન** : છાપો મારવો છે?

**અકબરશાહ** : રાયરાયાનને પૂછો.

**રાજા ભગવાનદાસ** : ક્ષત્રિયોના યુદ્ધધર્મ નિરાળા છે.
ઉંઘતા શત્રુને ન મરાય.

**અકબરશાહ** : અકબરશાહીનો યે એ છે યુદ્ધધર્મ.
જગાડજો ને યુદ્ધ આદરજો.

( ઓર થોડાક ઘોડેસ્વારો આવે છે. )

**રાજા માનસિંહ** : અવિચારતા યે હદબેહદની એમની:
પહેરો યે નથી મૂક્યો.

**ખાનખાનાન** : બાદશાહી પવનસાંઢણીઓ
પહેરો મૂકતાં પહેલાં આવી પહોચી.

( ભેખડની નેળમાંથી એક હેરક આવે છે. )

હેરક : જાહાંપનાહ ! નેળ સૂની છે.

અકબરશાહ : ઘડી–બેઘડીની વાર છે, નાયક !
નેળમાં થઇ નદીમાં જાવ.
પાણી પાવ, માલીસ કરો,
થાક ઉતારો લાંબી મજલના.
પછી સજ્જ થાવ સંગ્રામ કાજે.
શાન્તિના સામ્રાજ્ય મા ફોડતા.
સાવધાન; એવા વિચરજો કે
આવાઝને જાણે ઓળખતા નથી,
જગતના દીવા જાણે બૂઝાયેલા છે.

( બીજા બેએક હજાર ઘોડેસ્વારો ને સાંઢણીસ્વારો આવે છે, વેરાય છે, કામે વળગે છે: જાણે સૂનકારમાં, ભૂતાવળ શા, અન્ધકારના ઓળાઓ ઘૂમતા હોયને !

ટોપકવચધારી શહેનશાહ ને રાજા ભગવાનદાસ ને ખાનખાનાન રણ-સંગ્રામનો પ્રદેશવિસ્તાર નિરખવાને ભેખડની ધારે આવે છે. )

અકબરશાહ : શહેર તો લક્ષ્મીમ્હોરેલું છે.
આભને યે જાણે આધાર દેતા
હજાર મસ્જીદોના બે હજાર મિનારાની
રોનકદાર છે રિદ્ધિસોહન્ત રાજનગરી:
જાણે નદીઘાટે રાજરાણી ઉભી !
રાયરાયાન ! પટ તો વિશાળ છે.

ખાનખાનાન : બાદશાહના હૈયા સરિખડો,
બાદશાહીના ભાગ્યના ચોગાન સરિખડો.

**અકબરશાહ** : ગુજરાત સુલક્ષણો દેશ છે:
લક્ષ્મીસોહન્તો ને સૌન્દર્યશણગારેલો.
સૌન્દર્યોપાસકોને આણ્યા છે
ગુજરાતનાં સૌન્દર્ય માણવાને.
આ નેળિયું નિહાળ્યું?
પ્હોરનું સરનાળનું નેળિયું સાંભરે છે?

**રાજા ભગવાનદાસ** : કોટના કાંગરા ઉંચા છે
એથી યે ઉંચા હતા નેળના કાંઠા.
વચ્ચે હતા શહેનશાહ—

**અકબરશાહ** : ને ડાબે ને જમણે હતા,
બાદશાહની બે ભુજાઓ સમા,
બાદશાહતની બે પાંખો સમા,
રાજસ્થાનના રાજમુગટ
રાજા માન ને રાજા ભગવાન.

**રાજા ભગવાનદાસ** : ચારસોની સ્હામે ઉભા'તા તેર.

**અકબરશાહ** : એક-એક હતા સો જેવા.
રાજા ભગવાન ને રાજા માનની
સમશેરો ઝબકે છે ત્યહાં સૂધી
બાદશાહતને છે અભયનાં નિશાન.

(બે સરદારો આવે છે.)

**રાજા માનસિંહ** : કેમ, સરદારો ! શેની છે રાવ?

**એક બાલ સરદાર** : મ્હારૂં બખ્તર ઉતરાવે છે.

**રાજા માનસિંહ :** શાને માટે ? સરદાર !

**સરદાર :** બાદશાહના સંગ્રામને કાજે.

**બાલ સરદાર :** બાપુનું બખ્તર લાવ્યો છું.
ભારે છે, એમને આપ્યું:
એમનું ન્હાનકડું મ્હેં પ્હેર્યું છે.
પિતા બંગાળની ઝાડીઓમાં પડયા—

**અકબરશાહ :** બાળકનું બખ્તર ઉતરાવશો ?
અકબરશાહે બખ્તર ઉતારે છે ત્ય્હારે.
બન્ને યે અમે વણબખ્તરે લ્હડીશું,
અકબરશાહ ને અકબરશાહનો બાલસામન્ત.

(બન્ને સરદારો શરમિન્દગી ઓઢી, તસ્લીમ ભરી, જાય છે.)

પ્રાગટ વાસે છે, રાયરાયાન !
હવાઈ છોડો, દદામાં ગડગડાવો.
બખ્તરિયા બખ્તરો સજે.

(નગર ઉપર પૂર્વમાં પ્હેરોડનાં અજવાળાંની ઝાંખપ ઉગે છે. રાજા ભગવાનદાસ સેનાનીઓમાં સંચરે છે. આકાશપાટે તેજરેખાઓ દોરતી ત્રણ હવાઇઓ ફૂટે છે, સંગ્રામની હાકલ સમાં બાદશાહી રણદદામાં ગડગડે છે. આકાશ તેજબાણથી વિંધાય છે, અન્તરિક્ષ પડઘાઓથી ડોલે છે. નગરકોટને અથડાઇને ને ઓળંગીને રણધ્વનિ પોઢેલા નગરને જગાડે છે.

સુલતાનના મહેલનો અમીર જનાન્તિકે જાગે છે. લાત મારીને પહેરેગીરને જગાડે છે.)

**અમીર :** જાનુ ! કોનાં આ દદામાં ?

**જાનુ :** (આંખો ચોળતો ઉઠીને)
દદામાં ! કોનાં ? બાદશાહનાં.

**અમીર** : જુઠડાબોલી જીભ કાપવી પડશે.
આજે છે પૂર્ણિમાનું મ્હેરોઠ:
ચાંદરાતે બાદશાહ સીક્રીમાં હતા.
બાદશાહ હોય નહિ.

**જાનુ** : દુશ્મનોનું દળ નહિ,
દોસ્તોની અલગાર હશે.

( ઝરૂખાનો ગોખ વાસીને અમીર અન્દર સિધાવે છે. પચ્ચીસ–પચ્ચાસ હવાઈઓ, અગ્નિનાગ સરિખડી, નગર ઉપર ઉડતી આવે છે. બાદશાહી દદામાંનો સંઘ ભેખડધારે આવીને ઘોર ગર્જનાથી મીરઝાઓને આહ્વાન આપે છે. નગરમાં પાઠવેલો અકબરશાહનો હરેક આવે છે. )

**અકબરશાહ** : શું શું દીઠું ? સરદાર !

**સરદાર** : ત્રીસ હજાર લશ્કરિયા છે;
પણ જાણે રેતીના દાણા.
એકરાગ નથી, એકશબ્દ નથી:
સારંગીઓ બસૂરી છે સહુસહુની.

**અકબરશાહ** : મીરઝાઓ એકરાગે હોત
તો ભારે પડત બાદશાહીને.
એ યે છે મધ્યએશિયાના વાઘ.

**મીરબેહર** }
**કાસમખાન** } : ત્રીસ હજારની સ્હામે પચ્ચીસસો ?
જહાંપનાહ ! સેના પાછળ છે.
સેના આવ્યે––

**અકબરશાહ** : આટઆટલા છે વેળુનાં અણુરેણુ;
મંહી નાંખો થોડીક શિલાઓ:
સ્થિર ને હૈયાપાટ શી પડશે.

મુગલાઇની મહાસેના
ઉડતી આવે અને જીતે
એમાં આપણાં પરાક્રમ શાં ?
જંગબહાદુરના એ બોલ ન હોય.
ઇમામ સાહેબ ! પ્રભાત પ્રગટે છેઃ
પ્રાતર્નિમાઝની બાંગ પોકારો.

( બાદશાહી ઇમામ પ્રાતર્નિમાઝની બાંગ પોકારે છે. બખ્તરિયો બાદશાહ કાઅબા શરીફને પાંચ સીજ્દા ભરે છે, આત્માને ગેબસત્વથી ભરીને ઉઠે છે. )

**શાહી ઇમામ :** પ્રાતઃકાળે પરિયાણ માંડે,
ફતેહયાબી એને આઘી નથી.
કુચ કરો, નદી ઓળંગો;
વગાડો રણનાં રણશીંગડાં.

સૂરજનાં કિરણ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ.
ઝીલજો કો ચતુરસુજાણ રે
અમ ગુજરાતણનાં બાણ.

**અકબરશાહ :** શું છે એ ? રાયરાયાન !
બાદશાહી સંગ્રામ નિરખવાને
જોગણી ઉતરી કે જક્ષણી ?

**રાજા ભગવાનદાસ :** સાબરનું વાંધું છે;
ને વાંધમાં ગુજરાતની કન્યકા
તીરંદાઝી શીખે છે.

**ખાનખાનાન :** કમાનની કે નયનકમાનની ?

રૂપરૂપની એ વેલડ છે;
ગીતગીતની એ ઘેલડ છે;

ફૂલડાંના ડંખ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;
ચૂકવશે દિલનાં દાણ રે
અમ ગુજરાતણનાં બાણ.

**અકબરશાહ :** ગુજરાતણ એવીક સંગીતનિપુણ છે ?

**રાજા ભગવાનદાસ :** બાદશાહ વીસર્યાં લાગે છે.
તાનસેનજીની દીપકની ઝાળ
તાના-રીરીએ હોલવી હતીને ?
વડનગરના શિવમન્દિરમાં ?

**અકબરશાહ :** એની તો આરઝૂ છે સાંભળવાની.

અંબા એને અંગે છે;
કાળિકાકવચ જંગે છે:
સિંહણના ડંખ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;

**અકબરશાહ :** ખરૂં; સિંહ ને સિંહણ ગુજરાતે જ છે.

નમણીનાં નયનની આણ રે
અમ ગુજરાતણનાં બાણ.

પૂર્ણિમા કીકીમાં ઝીલતી,
મધ્યાહ્ન નયનથી ઝરતી:

વિધિના કો ડંખ સમાન રે
અમ ગુજરાતણનાં બાણ;
પડછન્દે પૂરતી પ્રાણ રે,
અમ ગુજરાતણનાં બાણ;

**અકબરશાહ :** અમર રહો ત્હારાં રૂપ ને ગીત.
રાયરાયાન ! આપણે રૂપ જીતવાં નથી.
પૂર્વમાં પ્રાગટ પ્રગટે છે.
જગાડો ફરી અમદાવાદને
ને પાઠવો રણન્હોતરૂં.
જોદ્ધાઓ જંગ જીતવાને તલપે છે.

( રણુનાં રણશીંગડાં વાગે છે. મુગલસેના સાબરમતીની ભેખડેથી નદીપટમાં ઉતરે છે. નગરમાં નગારાંત્રાંસાં વાગે છે, ભિન્ન ભિન્ન બૂરૂજો ઉપરથી રણભેરીઓ ગાજે છે. ખાનપરના દરવાજા ઉઘડે છે, ને શસ્ત્રસજ્જ માનવપૂર નગરમાંથી નદીપટમાં ઉતરે છે. સાબરમતીનું છીછરૂં જલવ્હેણ ઓળંગી હવાઇઓ છોડતી મુગલસેના નગરકોટ ભણી ધસે છે. )

**રાજા ભગવાનદાસ :** મોખરો છે કચ્છવાઓનો.
અપમાનો મા, બાદશાહ ! પાછળ રહો.

**અકબરશાહ :** હા, મુગલાઇનો મોખરો છે કચ્છવાહનો.

( સેનાનીઓનાં અખૂટભાસતાં પૂર નગરદ્વારમાંથી વહી આવી નદીપટમાં ઉભરાય છે. દારૂખાનુંલાધેલા હાથીઓનું લંગર આવે છે. ઉડતી મશાલો જેવી હવાઇઓ છોડતું ઘોડાપૂર સમું મુગલદળનું યોધ્ધમંડળ આગળ ધપે છે, અરિદળમાં સમાઈ જશે એમ લાગે છે. એવે એક અમદાવાદી હવાઈ દારૂખાનાલાધ્યા એક હાથી ઉપર પડે છે, ને હાથીપીડનું દારૂખાનું સળગે છે. એ હાથી ઉપરની સળગતી હવાઇઓ દિશદિશમાં ઉડે છે ને હસ્તીલાધ્યાં અન્ય દારૂખાનાંઓને સળગાવે છે. હનુમાનજીની એક મશાલે લંકા સળગાવી હતી એમ સાબરમતીના પટવિસ્તારમાં રણલંકા સળગે છે. હાથીઓનું લંગર ભડકે છે, ભાગે છે: હજારો હવાઇઓનાં બાણ સેનાઓને વીંધતા ઉડે છે. કિરણો સરિખડી હવાઈઓ ઉછાળતા હાથીઝુંડ ઘમસાણ મચાવે છે. પોતાના હસ્તીસંઘથી, પોતાનાં જ અગ્નિબાણથી મીરઝાસેનાનીઓ સંહારને અનુભવે છે. )

**મીરઝા :** બાદશાહીનો અજબ છે સિતારો:
આપણાં અગ્નિબાણ આપણને સંહારે છે !

**એક અમદાવાદી**: બાદશાહ બડભાગી ન હોત
તો ત્હમે જ બાદશાહ હોતને આજ !

**એક રાજપૂત સરદાર**: બાદશાહ પધારે સોરઠનાં સાવજડાંમાં.
કરશું આવડી મહેમાની.

( આહ્‌વાનનો ભાલો બાદશાહના બખ્તરને અથડાઇને પડે છે.

કેટલાક નગરમાં ન્હાસે છે, કેટલાક વનવગડામાં ભાગે છે. ત્રીસહજારનું દળ-વાદળ ફોરાં–ફોરાં થઈને દિશદિશમાં વિખેરાય છે. પાછળ રહી ગયેલો બાદશાહી મહાસેનાનો કાંઈક સેનાભાગ સાબરમતીની પશ્ચિમભેખડે ઉભેલો ઝંખાય છે. કાંઇકે દઢ રહેલું શત્રુદળ એ કુમકદર્શને રેતીના કણ–કણ સમોવડું વેરાઈ જાય છે. ચઘતાઈ યોધરાજો નગરમાં પ્રવેશી અમદાવાદના મહેલ ઉપર, નગર-કોટને બુરજે, ભદ્રના ઉત્તુંગ શિખરમસ્તકે મુગલાઈના રણધ્વજ રોપે છે.

સૂર્યતેજ નદીપટમાં પથરાઇ રહે છે, અશ્વોને ને યોધરાજોના સ્વાસ્થ્યને વિજયરંગે વધાવી વરસે છે. )

**રાજા માનસિંહ**: થાક ઉતારો, શસ્ત્રો સમારો.
નગરપ્રવેશનો ડંકો વાગશે.

( થોડીક વારે રાજનગરનું મહાજન અકબરશાહની સલામે પધારે છે. નગરદરવાજામાંથી મહાજનને આવતું નિહાળીને અકબરશાહનો સંગ્રામદરબાર રચાય છે. ખાનખાનાન ને રાજા માનસિંહ મહાજનોને સત્કારવા સંચરે છે.

આઘેથી મહાજન બાદશાહને સીજદો ભરે છે; નઝદીક આવીને નગરશેઠ પાઘ ઉતારી રેતીના ગાલીચા ઉપર મૂકે છે; ત્રણ વાર ઝમીનને મસ્તક પરસી ઝમીનબોસી કરે છે. )

**રાજા માનસિંહ**: રાખો, નગરશેઠજી ! ઉઠો:
જહાંપનાહનું ફરમાન છે.

**નગરશેઠ**: નગરલોકનો વાંક નથી, આલમપનાહ !
ત્હમારાઓએ આવી નગરને સળગાવ્યું.
દિલ્હીઆગ્રાના બખ્તરિયાઓએ

બળવો કીધો—બળવાખોરોએ.
અકબરશાહ ન્યાયી નોશીરવાન છેઃ
નગર ન લૂંટાય શાહથી કે સેનાથી.

**અકુબરશાહ** : કુશળ તો છો ને? નગરશેઠજી!

**નગરશેઠ** : સમા પ્રમાણે સ્તો, આલમપનાહ!
બાદશાહનાં દર્શને કમીના નહિ રહે.
ખેતરોમાં ખેડૂતોના પોકાર—

**અકુબરશાહ** : ખેડૂત તો છે જગતૃભર્તાઃ
ખેડૂત છે બાદશાહનો ભંડારી.
ખેડૂતો છે વિષ્ણુનાં સન્તાન;
વિષ્ણુના નૈષ્ઠિક ભક્તરાજ
ટોડરમલ્લજી જમાબન્ધી બાંધશે
ગરવા ગુજરાતના દેશની.
જાવ, નગરમાં સિધાવો, શેઠજી!
માણેકચોકમાં મહાજન મેળવજો.
જામી મસ્જીદમાં જુમ્માની નિમાઝ પછી
શાહસવારી માણેકચોકમાં આવશે.

**નગરશેઠ** : ને મહાજનની પેશકશ ને ઘોળ
પણ માણેકચોકમાં થશે ને?

**અકુબરશાહ** : વારે વારે પેશકશ ન હોય, શેઠજી!

**નગરશેઠ** : રોજ રોજ બાદશાહ
ક્ય્હાં હોય છે અમારે બારણે?
ન ચાલેઃ હેં! લેવી જોઇશે.

**રાજા ભગવાનદાસ** : ( બાદશાહ સાથે ક્ષણેક સંતલસ કરીને )
શાહમયદાનમાં અમીરઉમરાનો સીજદો;
તરપોળિયામાં થઈ જામી મસ્જીદમાં
શેખસૈયદોનાં દર્શન ને આશીર્વાદ;
માણેકચોકમાં મહાજનનો મુજરો થશેઃ
નગરશેઠને બાદશાહ પાઘ બન્ધાવશે.

( અમીનબોસી કરી મહાજન પાછું વળે છે. ત્ય્હાં કેટલાક મુગલસામન્તો સુલ્તાન મુઝફ્ફરને ને મીરઝા હૈદરને લેઇને આવે છે, શાહનશાહની સન્મુખ પેશ કરે છે.

માથે ઉઘાડા, ગળે શરણાગતનો રૂમાલ બાંધેલા, સલ્તાન ને મીરઝા ઉભે છે. )

**ખાનખાનાન** : બાદશાહી રાજસભાનું અપમાન.
સામન્ત ! નમાવો એમને.

**અકબરશાહ** : મીરઝા બાદશાહના બિરાદર છે;
સુલ્તાને શાહ હતા ગુજરાતના.
ન હોય સીજદો કે નમન એમનાં.

( સુલ્તાન ને મીરઝા શરમાઈ સીજદો ભરે છે. )

**ખાનખાનાન** : ક્ય્હાં સાંપડ્યા સામન્તને
એમના પરાજયઆથડતા દેહ ?

**સામન્ત** : ખેતરના કૂબાની ગુફામાં :
નદીને પેલે પાર,
કાળીના કિલ્લાની સરોવરપાળે.

**અકબરશાહ** : હેરાન છો, પરેશાન છો, ભૂલભૂલ્યા છો,
અપકીર્તિડૂબ્યા છો, મુઝફ્ફરશાહ !
મીરઝાઓએ આવીને સળગાવ્યાં

ગુજરાતનાં ગરવાં વન;
ને એ વનદવમાં સળગે છે
પરનાં પરજાળ્યા ગુજરાતીઓ.
શૂર છો, વીરત્વને વરો;
બેહઝારીનો કમરબન્દ બાંધો.
ઈલાહબાદ ને જૌનપુરની પાડોશમાં
મળશે મુગલાઈની જાગીરનાં માન.
બહાદુર છો, બહાદુરી કરો:
ખિલઅત ઓઢો, સમશેર ધારો.

**રાજા ભગવાનદાસ** : બાદશાહને અપમાનતા હતા:
બાદશાહ સહુને સન્માને છે.

( મીરબક્ષી રાજખિલઅત ઓઢાડે છે. ખાનખાનાન સમશેર બન્ધાવે છે, રાજા ભગવાનદાસ બેહજારીનો કમરબન્દ ધરાવે છે. સુલ્તાન ને મીરઝા બાદશાહને ફરી સીજદો ભરે છે. )

**અકબરશાહ** : ખાનખાનાન ! હવે નગરપ્રવેશ.

( મોખરે ચઘતાઈનું નિશાન ને મુગલાઈનો જયડંકો, પછી મુગલ સામન્તો, પછી સંગાથે સુલ્તાન મુઝફ્ફર ને મીરઝા હૈદર, પછી રાજનગરનું મહાજન ને મહાજનની વચ્ચે જયન્તજ્વલ્યવન્તો શાહનશાહ અકબરશાહ: જમણી ભુજાએ રાજા ભગવાનદાસ ને ડાબી ભુજાએ રાજા માનસિંહ: પાછળ જંગ-કોડીલા ખાનખાનાનની ઢાલ: સૌની પાછળ ચઘતાઈનો ઝુંડ: ખેરાતના સોનૈયા ને રૂપૈયા ઉછાળતા એમ અકબરશાહ બળાદ્રિના આરાના રાજદુર્ગનાં રાજદ્વાર ઉઘડાવી અમદાવાદનો નગરપ્રવેશ કરે છે.

સુલ્તાનના મહેલના ઝરૂખાઓમાંથી ખાન અયતમાદખાનની બાંદીઓ બાદશાહને હીરામોતીથી વધાવે છે. )



## પ્રવેશ ૩ જો: વૂલર સરોવરમાં

(સાગરવિશાળ સરોવરને તીરે સર્વસમન્વયના શાહાનશાહી મન્દિરમાં મધ્યાહ્નોત્તરનાં ચોઘડિયાં વાગે છે. વૂલર સરોવરનો જલપગથાર હેલે ચ્હડયો છે. કાશ્મીરની સૌન્દર્યકુંજે સમન્વયસ્તોત્રથી સોહાગવતી થાય છે.

જનમેદની એ ધર્મસ્તોત્રને ઝીલે છે.)

**મહન્ત**: ધર્મ અનેક છે રે, શાસ્ત્ર અનેક છે રે,
સહુનો હરિવર છે એ એક;
દેશ અનેક છે રે, લોક અનેક છે રે,
સહુનો હરિવર છે એ એક.
પૂરવ પ્રણમો, પશ્ચિમ પ્રણમો:
પ્રણમો સ્હવાર–સામ;
મન્દિર કે મસ્જિદમાં પ્રણમો:
સહુ એને જ પ્રણામ.
ધ્વજો અનેક છે રે, સહુમાં વહતો વાયુ એક;
આભ અનેક છે રે, સહુને ભરતો સૂરજ એક:
એ સહુ અનેકમાં એ એક.

(સ્તોત્રોચ્ચાર થઈ રહ્યે બાદશાહ ને ફકીરબાદશાહ મન્દિરમાંથી આવે છે.)

**ફકીરબાદશાહ**: ધરતીને શણગારો છો, શાહ!
પણ મન્દિર ને દુર્ગ બન્નેથી.

અકબરશાહ: આદમકુ ખુદા મત કહો,
આદમ ખુદા નહિ;
લેકિન ખુદાકે નૂરસે
આદમ જૂદા નહિ.

હા, સાંઇજી! દુર્ગ ને મન્દિર–બન્ને.
માનવી એટલે દેહ ને દેહી.
આદમી અડધો ખુદા છે,
અડધો છે શયતાનનો ચેલો.
તખ્તે સુલેમાન ને હરિપર્વતઃ
માનવવંશ બન્ને માગે છે.
દેહને દુર્ગ વશ રાખી ખીલવશે,
આત્માને મન્દિર વશ રાખી વિકસાવશે.
ઇન્દ્રિયોના ને મનના એ રાજયોગ.

ફકીરબાદશાહ: તો હિન્દુ ને ઇસ્લામ બે નહિ?

અકબરશાહ: તો તો માનવી ને માનવી એક અબજ.
નગરી નગરી નિરનિરાળી,
પણ દેશ એક–પ્રભુનો.
બાળક અવતરે છે ત્ય્હારે
કઇ બોલી બોલે છે—
હિન્દુની કે ઇસ્લામની?
હિન્દુને એક આંખ છે,
ને ઇસ્લામીને બે છે?
સાંઇજી! પડદાઓની પાછળ જૂવોઃ
જાત ઓલાદ ઇતિહાસ સંસ્કાર

સહુ માનવપ્હેરાવ્યાં પરિધાન છે.
સંસારનાં પરિધાનમાંનાં ચિત્રામણ
ચિત્રવિચિત્ર ને વિધવિધનાં છે.
વસ્ત્રો એટલે દેહના પડદા.
દેહીના પડદાઓ સૂક્ષ્મ છે
માટે વધારે કાતિલ છે.
સાંઇજી ! આત્માના અન્તર્પટ ઉતરે
તો નિરખાય નૂરીનાં નૂર.
ત્રિકાળને નિરખો ને ઉત્તર આપો કે
હિન્દુ ને ઇસ્લામ નિરનિરાળા છે ?
લગ્નનો આનન્દ ને મૃત્યુના ડંખ
એક્કે યે ઓછાં-વધતાં માણે છે ?
પુણ્યના પરિમળ ને પાપના અગ્નિ
ઇસ્લામને જ અડકે ? કે હિન્દુને પણ ?
કવિતા ને ફિલસુફી—
હિન્દુઓનો જયદેવ છે,
ને ઇસ્લામનો હાફીઝ નથી ?
ઉપનિષદમાં છે એ મસ્નવીમાં છે.
મેઘના છે સોનારૂપેરી પડદા,
ને પાછળ છે વાદળિયાં વાદળ.
એ વિશ્વપડદાઓની પાછળ નિરખો
ગભીરી ગેબની ગુફામાં.
સંસારીને દુનિયા અનેકવર્ણી છે,
ગેબીને દુનિયા એકવર્ણી છે.

ફકીરબાદશાહ : લા ઇલાહા ઇલ્લલ્લાહ—

અકબરશાહ : કુરાને શરીફની ઋચા ઉપનિષદમાં છે:
ॐ एकमेवाद्वितीयम् ब्रह्म.
એનેકમાંના એકને જૂવે છે
એની દૈવી આંખ ઉઘડેલી છે.

ફકીરબાદશાહ : આ છે વૂલર સરોવરનો સાગર:
ક્ષિતિજમાં ઢોળાતો વિસ્તરે છે.
ઉર્મિઓ ગણશે એ ભૂલશે,
સરોવરજળમાં ન્હાશે એ પાવન થશે.

અકબરશાહ : સાંઇજી ! આજે છે હિન્દુઓની દીવાળી,
ને હિન્દુઓ દીવા કરશે.
હિન્દુઓના દીવડા ઇસ્લામીને આંગણે
અજવાળું શું નહિ પાડે ?

ફકીરબાદશાહ : પાડશે જ.

અકબરશાહ : તો હિન્દુના ધર્મદીવડા
ને ઇસ્લામના ધર્મદીવડા
પરસ્પરનાં આંગણાંને અજવાળે કાં નહિ ?

ફકીરબાદશાહ : આડકોટ માંડ્યા છે માટે.
પૃથ્વીના બે પાડોશીઓને—
મ્હારો દીવડો ત્હમારે આંગણે
ને ત્હમારો દીવડો મ્હારે આંગણે,
વચ્ચે દીવાલ ન માંડી હોય તો,
અજવાળાં પાથરે જ પાથરે.

અકબરશાહ : એવાં છે હિન્દુઈસ્લામનાં અજવાળાં.
ભેદ પાડે છે એ ભૂલે છે.
સિન્ધુનદના સીમાદોર ઓળંગતાં
રાજા માને ઉચ્ચાર્યું એ સાંભળ્યુંને ?
સબી ભૂમિ ગોપાલકી,
વામે અટક કહા ?
જાકે દિલમેં ખટક હે
વાકો અટક રહા.
હિન્દુનો સર્વવ્યાપી પ્રભુ
અટક ઓળંગશે નહિ ?
કે પશ્ચિમનિમાઝી ઈસ્લામનો ખુદા
પૂર્વમાં પ્રગટશે નહિ ?

ફકીરબાદશાહ : બાદશાહની બાદશાહત મ્હોટી છે
ત્હો યે એક ખંડની છે.
બાદશાહ નવખંડનાં સત્યો ઉચ્ચારે છે,
બાદશાહ પૃથ્વીનાં પાનાં વાંચે છે.
બાદશાહ છે સાંઈનો ગુણગરવો ગુરુ.
ગુરુદેવ ! આવો ભેટિયે.

( ઉભરાતે હૈયે ને છલકાતી આંખડીએ બાદશાહ ને ફકીરબાદશાહ હૈયે હૈયાં ને અંગોઅંગે આલિંગે છેઃ જાણે કે મેઘ મેઘને મળ્યા ! )

અકબરશાહ : ત્હમે યે બાદશાહ છો ફકીરોનાઃ
સહુ ફકીરબાદશાહ કહે છે ત્હમને.
ગેબીનો ગેબમાર્ગ અનોખો છે.
ત્ય્હાં શાગીર્દે નથી, ગુરૂ યે નથીઃ
સહુ છે તીર્થના યાત્રીઓ.

પેલા હરિપર્વતે ને તખ્તે સુલેમાને
અગમ્યની વાતો માંડી છે;
એવી છે આપણી આ વાતો.
કેટલાક સાંભળશે, થોડાક સ્હમજશે.
આત્માને કોણે કોણે ઓળખ્યો છે?
નહિ ઓળખે એ ઉપહાસશે
આસ્માનમાં ઉડતા ગરૂડોને.

**ફકીરબાદશાહ** : તો કોણ કોણ છે તેજપંખાળા
એ અગમ્યપન્થના ગરૂડો?

**અકબરશાહ** : કવિ ફિલસુફ સૂફી યોગી ગેબી:
એ સહુ છે બાદશાહો
નિજનિજની બાદશાહતોના;
એ સહુ છે અગમ્યપન્થના ગરૂડો.
પાંખોમાં પ્રેરણાનાં પ્રબળ
એટલાં આસ્માને એમનાં સામ્રાજ્ય.
ગેબના સહુ ગેબી છે,
પડદા વીંધી પાછળ નિરખે છે.

**ફકીરબાદશાહ** : શાહ! આરઝૂ શું છે?
**અકબરશાહ** : આરઝૂ એટલે આત્માની તરસ.
**ફકીરબાદશાહ** : શાહ! પ્રેમ એટલે શું?
**અકબરશાહ** : ફરહાદે શીરીનમાં ને મજનૂને લયલામાં,
હાફીઝ ને મનસૂરે અગમ્યમન્દિરે,
ને બુલબુલે ગુલાબની આંખોમાં
જાદુ જે દીઠું તે પ્રેમ.

ફકીરબાદશાહ : પૃથ્વીમાં ત્હેં પ્રેમને દીઠો છે ?

અકબરશાહ : પ્રેમના પડછાયા દીઠા છે,
પ્રેમને દીઠો નથી, ફકીરબાદશાહ !
ઝીંદગીની એ જ્યોત નથી જોઇ.

ફકીરબાદશાહ : શાહ ! પ્રેમસૂની પૃથ્વી
લીસોટાને અક્ષર કહે છે.
ગેબની દિવાલો દીઠી છે ત્હેં,
ગેબના મન્દિરમાં જોયું નથી હજી.
વૃક્ષપલ્લવમાંથી સૂર્ય ઝંખાય,
ને પાછળ આભનાં હોય અન્તર્પટઃ
એવાં દીઠાં છે ત્હેં સત્યો.
બુદ્ધિનાં પગથિયાં તું ચ્હડે છે.
પ્રેમની પાંખે ઉડીશ ત્ય્હારે
ગેબના નિજમન્દિરમાં જઇ બેસીશ.
હજી તું સ્હમજવા મથે છે,
બ્રહ્માંડને માણી જાણ્યું નથી.
મહીને માણે એ મહીપત,
ને ગેબને માણે એ ગેબી.
ગેબીઓનો શાહ થા.
બાદશાહ ! હજી તું મસ્જીદમાં છે,
મહેરાબનાં પગથિયે નથી ચ્હડયો.

અકબરશાહ : પરીઓની પાંખો દીઠી,
નાઝનીંના નાઝ દીઠા,
રૂપગર્વિલીઓનાં રૂપ દીઠાં.

રૂપ ઝાલવા ગયો
ત્ય્હાં ત્ય્હાં દેહને ઝાલ્યાં !
સુન્દરીનાં સૌન્દર્ય સાંભળ્યાં છે,
દીઠાં નથી, ફકીરબાદશાહ !
રસિકોના રસદેશ ક્ય્હાં હશે ?

ફકીરબાદશાહ : ચેતનને પૃથ્વીના દેહ છે ?

અકબરશાહ : ચૈતન્ય દેહ ધારે
એટલે ચેતન્ય મટે.

ફકીરબાદશાહ : એવા છે પૃથ્વીથી પર
રસિકોના રસદેશ, પ્રેમીઓના પ્રેમદેશ.
શાહ ! સૂફીઓ ઉચ્ચારે છે
એ જ વૈષ્ણવો ભાખે છે:
**रसिकाः कामवर्जिताः.**
ઇતિહાસ વાંચ્યા, ફિલસુફી ચર્ચી,
બુદ્ધિની ખાણો ખણી રત્નો કાજે:
પ્રેમનો હીરલો લાધ્યો નહિ હજી.
શાહ ! ત્હારો મુગટ બાદશાહ ?
કે રાજદંડ ? કે રાજસિંહાસન ?

અકબરશાહ : એ એક્કે બાદશાહ નથી;
એ સહુથી બાદશાહ પર છે.

ફકીરબાદશાહ : શાહ ! સ્હમજજે ને ઉરમાં સંઘરજે:
કામ કે વિલાસ કે વિહાર
એ એક્કે પ્રેમ નથી.
પ્રેમ છે એ સહુથી પર.

અકબરશાહ : અનુભવિયા એને ઓળખે.
પ્રેમપંખીની પાંખો મ્હેં જોઇ છે,
પ્રેમપંખીનું હૈયું ઉઘાડી નથી નિરખ્યું.

ફકીરબાદશાહ : શાહ ! તું સાગરને આરે ઉભો છે,
ત્હેં ગેબમાં જોયું છે.
તું જગત્સત્યો ઉચ્ચાર છ કે
અલેફ ને ઓહંકાર એક છે.
દશે દિશાઓનો સમન્વય એ આભ.

( કાશ્મીરની સૌન્દર્યલીલામાં ફકીરબાદશાહ અદૃશ્ય થાય છે.
આઘેથી કોકિલકંઠી કાશ્મીરિયણોનું ગીત સંભળાય છે. )

સરોવરિયું લ્હેકી-લ્હેકી જાય,
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્યહાં લખાય.

( ગોધણને પુષ્પહારથી શણગારીને, કેસરફૂલની છાબો ભરીને પામ્પોરનું મહાજન શાહાનશાહ સમીપે આવે છે.
આગળ કાશ્મીરી કંચનીઓ ગાતી ને નાચતી હોય છે. )

અકબરશાહ : (સ્વગત) અજબ છે આ સૌન્દર્યનો દેશ.
અને તાનસેનજી દાખવવાના છે
વૃન્દાવનનું સંગીત ને રાયપ્રવીણનું રૂપ.
તાનસેનજી યે લ્હેરખડા જોગી છે !
સૌન્દર્યદર્શન એ પ્રભુદર્શન છે.

કાશ્મીરી કંચનીઓ : પલટાતા રંગ લખિયા, ધરતીના ઢંગ લખિયા;
દિશ-દિશના લખિયા ત્યહાં સોહાગ:
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્યહાં લખાય.

**મ્હોડવી :** બાદશાહ પધાર્યે
અમારી આજ દીવાળી છે.
મહારાજ ! અમારાં આ ફૂલ.

**અકબરશાહ :** કેસરકુંજનું મહાજન છો ?
આવો, આવો; લાવો ત્હમારાં ફૂલ.
વાદળિયા આંખ શી પાંખડી છે,
માંહી કેસરિયા ટશરો છે.
એ કેસરફૂલ નથી,
એ કુદરતની આંખો છે.
એ આંખમાં આંખ મિલાવજો,
ગેબના દરવાજા ઉઘડશે.

( કાશ્મીરી કંચનીઓ કિન્નરકંઠે ગાય છે. )

રાતના અન્ધાર લખિયા, દિનના પ્રકાશ લખિયા;
દિલ–દિલના રાગ ને વિરાગ:
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્ય્હાં લખાય.

આથમતા ચન્દ્ર જૂવે એ, ઉગમતા સૂર્ય જૂવે એ;
પ્રારબ્ધની વાંચે આછી સાખ:
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્ય્હાં લખાય.

( કુચનો ડંકો વાગે છે; કેટલાક શાહી શિકારીઓ વૂલર સરોવરની જળઝાડીઓમાં સંચરે છે. બાદશાહ ઉઠે છે, ચોબદાર નેકી પોકારે છે ‘ બાદશાહ સલામત. ’ )

**અકબરશાહ :** મહાજનો ! કાશ્મીર છે
ભારતવર્ષનો સૌભાગ્યચાંદલો.
ત્હાં અર્ચાય છે ભાગ્યઅર્ચના.
કાશ્મીરીઓ છે ભાગ્યકુંકુમના અણુરેણુઓઃ
અક્ષર કંકુ ને કેસરના લખજો.
કેસર વાવશો ને વીણશો ત્હાં સૂધી
અડધી મહેસુલ માફ છે.

**મ્હોડવી :** સૂરજ વરસે એમ
વરસી જાઓ છો, બાદશાહ !

(મહાજનના મ્હોડવી બાદશાહી અંચળની દામન આંખે ચાંપે છે, સમીપનાં જનો ફૂલડે વધાવે છે, આઘેનાં જન વન્દના વન્દે છે—જયઘોષણા કરે છે; શાહી કિશ્તીમાં બાદશાહ પાય માંડે છે કે વૂલર સરોવરની પાળે પાળે ને ઘાટે ઘાટે દીવાળીના આનન્દદીવડા પ્રગટે છે.

મહાજનના જળદીવડા ને શાહેનશાહી કોલાહલ ઉપર વહતો રૂપમૂર્તિ કાશ્મીરણોનો કિન્નરકંઠ ગાય છે.)

આશના આનન્દ વાંચે, વિધિલખિયા મન્ત્ર વાંચે;
સરોવરિયું ધરતીની આંખઃ
ઓ સજની ! જોને
ગેબના લેખ ત્યહાં લખાય.



## પ્રવેશ ૪ થોઃ સોનાકટારીની દુહાઇ

( બાદશાહ ને બીરબલ બે હાથી સમા આવે છે. માતંગની મદઝરતી ઋતુ સમી બાદશાહની ઋતુ છે. શુંઢમાંથી શ્વાસની ઝાળો ઉઠે છે, અંગમાં ઉછાળા ઉછળે છે; ત્હો યે ગજરાજનાં ગાંભીર્ય ગયાં નથી. આંખડી આભલાંઓને પ્રશ્ન પૂછતી અનન્તમંડળમાં ઘૂમે છે. )

**અકબરશાહ** : બીરબલ ! ક્ષત્રિયાણી સિંહણ છે.

**બીરબલ** : જહાંપનાહ સાચું ભાખે છે.
સિંહણનાં જ સિંહ જન્મે.
પણ શાહે જાણ્યું શાથી ?

**અકબરશાહ** : એની આંખમાં તીર છે,
એની કીકીમાં કટાર છે,
એની આંગળીઓમાં ભાલા છે,
એનાં અંગઅંગે ખડ્ગ ઝૂલે છે.
ફૂલ શી મઘમઘતી છે,
અગ્નિ શી પ્રજાળનારી છે.
નારી નથી, ક્ષત્રિયાણી જોગણી છે.

**બીરબલ** : એકદા નટરાજ તાંડવ ખેલતા'તા.
ગિરિજા હસ્યાં ને શિવજી રીઝ્યા.
ગણસંઘ સ્તુતિસ્તોત્ર ગાતો'તો, ને

જોગમાયાઓ ઘૂમતી'તી ગીતઘૂમણે.
પાર્વતીજીએ વરદાન માગ્યું
કે પૃથ્વી કૈલાસભૂમિ કરો.
સતીને રીઝવવા શિવજી હસ્યા,
ને કલ્યાણનાથે આદેશ દીધો ગણવૃન્દને
કે જાવ, પૃથ્વીનો કૈલાસ કરો.
એ જોગમાયાઓ તે ક્ષત્રિયાણીઓ.
ખપ્પર લેઇને ઘૂમણે નીકળે
ત્‌હારે ધરતીનાં રૂધીર ખૂટે,
એમનાં ખપ્પર ન છલકાય.
ક્ષત્રિયાણી છે જોગમાયાનો અવતાર.

**અકબરશાહ** : ગામગામની સતીઓની દેવડીઓ
હિન્દમાં સતીઓને સરજે છે.
ઇતિહાસ ધરતીમાં વાવે છે,
કવિતા ધરતીને પાણી પાય છે.
પ્રજાભૂંસનારે ભૂંસવા પડશે
પ્રજાનાં ઇતિહાસ ને કવિતા.
કાળના લેખ ને કવિનાં પ્રેરણાગીતો જીવશે
ત્‌હાં સૂધી મહાપ્રજાઓ જીવશે.
ક્ષત્રિયાણી સિંહણ છે:
મીનાબાઝાર બન્ધ કરો.
શાહને સોનાકટારીની દુહાઇ છે.

**બીરબલ** : ફૂલ વીણતાં વીણતાં વનમાં
સિંહણનો પંજો વાગ્યો કે શું?

અકબરશાહ : આવડુંક કહેવા યે આવ્યો ન હોત.
અગ્નિની ઉડતી શિખા સમી
સોનાકટારી હૈયે અડકી ગઇ:
જાણે યમદેવની જીભ !
ઘોર યુદ્ધમાં યે નથી દીઠી
એવી મૃત્યુડંખાળી બરછી.

બીરબલ : એવડાંક શાં અનુભવ્યાં શાહે ?

અકબરશાહ : ચન્દ્રમાઓ ચોકમાં ચાલતા હતા,
ને શાહ જોવા ગયા'તા રૂપના ચન્દ્રમાઓને.
સૌન્દર્યની કળીઓ જોતો,
ફૂલની પૂતળીઓ જોતો,
તેજની દીવડીઓ જોતો,
ગર્વઘેલડી અલબેલડીઓ જોતો:
જાદુ જોતો, ઝહર જોતો, અમૃત જોતો.
જગતનાં પુણ્ય જોતો, પાપ જોતો.
તારાઓ હોલવવા સ્હેલા છે;
એવા સહેલા નથી હોલવવા
જગતની મીનાક્ષીઓનાં મીનાબાઝારો.
ક્ષત્રિયાણી સિંહણ છે:
મીનાબાઝાર બન્ધ કરો.
સોનાકટારીએ દુહાઈ દીધી છે મ્હને.

બીરબલ : જેવું બાદશાહી ફરમાન.
મીનાબાઝાર બન્ધ થશે.
માનવીની મોહશિખાઓ હોલવાશે આજથી

**અકબરશાહ :** ઈરાનની નાઝનીંને બોલાવશો ?
ક્ષમા બક્ષું એને એના પાપની.

**બીરબલ :** ઇરાનની કઇ નાઝનીંને ? જહાંપનાહ !

**અકબરશાહ :** લોહરગઢના કિલ્લાના કોટમાં
જીવતી જડવા ફરમાવ્યું છે તેઃ
મ્હારે પાળવાં કપરાં છે
એ એને પાળવા કહું છું તે.
ક્ષમા બક્ષું કે ક્ષમા પામું.

**બીરબલ :** બાદશાહી મહેલમાં જ છે
સૌન્દર્યઅનારની એ અનારકળી.
ક્ષણેકમાં આવશે શાહી દીદારે.

( બીરબલ મહેલમાં જાય છે, બુલબુલ સમી ગઝલ ગાતી અનારકળીને લેઇને આવે છે. )

**અનારકળી :** ભરેલા વિશ્વમાં આ દિલનાં સિંહાસન ખાલી !
છલાછલ મેઘ, ત્હો યે અધૂરી આસ્માનની પ્યાલીઃ
ભરેલા વિશ્વમાં વિ.

( કરમાયેલી પાંખડી સમી અનારકળી ઉભે છે. )

**અકબરશાહ :** ભૂલ સ્હમજાઈ હોય તો
અનારકળી ! ભૂલની માફ છે ત્હને.

( ધીરે ધીરે ચન્દ્રોદય થાય એમ અનારકળી પોપચું ઉપાડે છે. )

**અનારકળી :** માનવી બોલે છે, કે દેવ ?

**અકબરશાહ :** ભૂલથી ભડકેલો માનવી.
ભૂલ સ્હમજાય એને ભૂલની ક્ષમા છે.

**અનારકળી :** શેની ભૂલ ? બાદશાહ !
સારી દુનિયાં આચરે છે
એને ભૂલ ભાખનાર છે કોણ ?

**અકબરશાહ :** માનવીના હવસની ભૂલ.

**અનારકળી :** હવસ જો હોત નહિ,
દુનિયા તો હોત નહિ.
હું ને ત્હમે હવસની ભૂલો છિએ, શાહ !

**અકબરશાહ :** મૃત્યુઆરે ઉભેલીને જીવતદાન દીધાં'તાં ત્હારેઃ
એ દયાનાં આ વરદાન હશે ?

**અનારકળી :** ભલે; સાચને સમશેરથી વધેરજો;
જીભ જુઠું નહિ ભાખે, શાહ !
અન્તરના અન્તર્યામીને પૂછજો,
દયા હતી કે હવસ હતો એ ?

**અકબરશાહ :** જગતનું પરમ ધન
હવસથી જન્મ્યું નથી કાંઈ.
મસ્નવી ને ઉપનિષદો,
કે પયઘમ્બરોના પયઘામ
એ હવસની ભૂલો ન્હોતી.

**અનારકળી :** ઈન્દ્રયો શાને બક્ષી છે પ્રભુએ

**અકબરશાહ :** જગતને ઓળખવાને,
અનુભવના બોધપાઠ સંભરવાને.
ઇન્દ્રિયો આત્માના પાય છે.

**અનારકળી :** ત્હમે માતા નથી, શાહ !
ને ન જાણો એ ભેદ.

સ્ત્રી જાણે છે એ પુરુષ જાણતો નથી.
ઇન્દ્રિયો દીધી છે જગત જન્માવવાને.
બાદશાહ ! આત્મા પવિત્ર છે
એવું દેહમન્દિરે છે પવિત્ર.
પવિત્રને પવિત્ર અડકયે
પૃથ્વીમાં પાપ પ્રગટે ?
ગુલાબ ઉપર ગુલાબ ઢળે—

**અકબરશાહ** : એવી જ છે પુણ્યવન્તી
શું દુનિયાની બધી ગુલબાઝી ?

**અનારકળી** : ચમનથી, ચન્દ્રમામાંથી, ફૂલોથી, તારકથી,
વીણી રસ મંજરી ભરી મ્હારી રૂપની મતવાલી.
ભરેલા વિશ્વમાં વિ.
આત્માની આરઝૂ શાહે દીઠી છે:
અનુભવી છે એવી અંગની આરઝૂ ?

**અકબરશાહ** : ભૂખ ને તરસ વિહોણું,
દીઠું નથી દુનિયાવાસી કો.

**અનારકળી** : એવી છે અંગઅંગની ભૂખ,
ને એવી છે ઇન્દ્રિયોની તરસ.
શાહ ! કુદરતનો કાયદો ચક્રવર્તી ?
કે બાદશાહતનો કાયદો ?
શાયરાનનો જમેલો જામ્યો હતો.
શાહે દીઠો પૃથ્વીચાલતો ચન્દ્રમા,
ને દીઠી ઉષાની રૂપચુન્દડી.
શાયરોને પાદપૂર્તિ ફેંકી;
સારો મુશાયરો હાર્યો શાયરીમાં;

એમને ન્હોતી અંગની આરઝૂ કોને.
સવૈયો રચી શાહે સૌન્દર્યને નિવાજ્યું.
એ હવસ હતો? કે ઇશ્કે હકીકી ?
શાહે દીઠો'તો રૂપનો ઝરો,
એવો મ્હેં દીઠો'તો યૌવનનો ફૂવારો.
એ ધારાઓમાં ન્હાવાને
અંગો ઉછાળે ચ્હડયાં.
ચન્દ્ર નિરખી સાગર સળકે છે
ચન્દ્રને ચુંબવાને કાજઃ
એ તે કુદરત કે કવિતા ?
સાગરને શાહી ફરમાન ભેજજો
કે પૂર્ણિમા નિરખી ઉછળતો મા.
એથી યે સોહેલું પડશે શાહ !
સ્વર્ગતખ્તે પ્રભુને કહાવજો,
કો આવતાજતાની સંગાથે,
કે પૃથ્વીમાં રૂપ સરજતો મા.
સૃષ્ટિમાં સૌન્દર્ય છે, શાહ !
ત્ય્હાં સૂધી સૌન્દર્યપૂજા છે.
હાફીઝે દીઠું તે ગાયું હાફીઝગાહમાં;
મ્હેં દીઠું એને આલીંગ્યું આલમમાં:
અમે બન્ને ય રૂપપૂજારીઓ.
એકને આરાધો છો ધૂપદીપથી;
બીજીને પૂરો છો જીવતી કબ્રમાં.
શાહ ! કબ્રના પત્થર જડાવ્યે
રૂપપૂજા જગતમાંથી નહિ જાય.

**અકબરશાહ :** રૂપને તો રાક્ષસો યે પૂજતા.
**અનારકળી :** રાક્ષસ ને શયતાન છે દૂધભાઇઓ.
દુનિયાને નગર-નગરે છે
શયતાનવસાવ્યાં શયતાનપરાં.
અકબરશાહની આગ્રાનગરી યે
શયતાનપરાસૂની નથી.
શાહે અળગું કીધું એને,
જૂદું પુર વસાવ્યું હવસપૂજારીઓનું;
તેથી હવસપૂજા બન્ધ થઈ?
આસ્માન હોલવો–આસ્માન, અકબરશાહ!
—અકબરશાહને શું અશક્ય છે?—
તો હોલવાશે પાપ પૃથ્વીમાંથી:
તો હોલવાશે અંગોઅંગના દીવડા
ને દેહભૂખ્યાંનાં ભૂખ ને તરસ.
શાહ! સ્વપ્નાં સેવો છો.
કુદરતવિરોધી ન હોય
પુણ્ય ને પાપની ભાવનાઓ.
**અકબરશાહ :** શા છે કુદરતના ઉચ્ચાર
ને વિશ્વના પડઘા? અનારકળી!
**અનારકળી :** દિલના ઉચ્ચાર એ કુદરતના પડઘા.
વિશ્વને તો વાંચ્યું છે અકબરશાહે.
નિરખો આ બાદશાહી ફૂલબાગ.
ફૂલડે ફૂલડે છે ભમરા,
ને ભમરો ભમરો છે ફૂલભોગી.
માનવીએ બાંધ્યા છે

જમનાજલના ઘાટ.
જમનાના કુદરતબાંધ્યા ઘાટ કિયા ?

અકબરશાહ : હિમાદ્રિમાંના અદ્રિકોટના ઘાટ.

અનારકળી : હિમાદ્રિ યોગીઓનો હશે,
સંસાર સંસારીઓનો છે, શાહ !
મ્હને મારો કે જીવાડો,
મ્હને માર્યે હવસ નહિ મરે.
મ્હને માર્યે હવસ મરતો હોય
તો હું મોત પ્રાર્થું છું શાહ કને.
દેહ છે ત્ય્હાં સૂધી
દુનિયામાં હવસ છે, શાહ !
હવસપૂજા એટલે ઇન્દ્રિયોના હોમહવન.
હવસપન્થીઓ જુઠ્ઠા નથી, શાહ !
ખપ્પરધારિણી ઇન્દ્રિયજોગણીઓ છે
ત્ય્હાં સૂધી ઇન્દ્રિયોના હોમહવન થશે.
આત્માને અંગ છે ત્ય્હાં સૂધી
અંગઅંગનાં છે ભૂખ ને તરસ.

લળી, ગુંજી, વીંઝન્તો પાંખ, જો ! આવે ભમરો;
ન કરતી એ ભ્રમરનો તું ભરોંસો, અય આલી !

ભરેલા વિશ્વમાં વિ.

અકબરશાહ : બીરબલ ! મિનારો ચણાવજો
અનારકળીની કબ્ર ઉપર,
ને ઉપર ચ્હડાવજો હવસનો ધજાગરો.
ભલે હવસપૂજારીઓ પૂજા માંડે ત્ય્હાં.

જતીઆવતી દુનિયાં દેખશે
અને ઉચ્ચરશે દિલના ઈકરાર.
એક અંગનાને સજા નથી કરતો:
આ તો છે બાદશાહીની
હવસપૂજારીઓને સઝા.
બાદશાહી ભૂલ હશે તો
બાદશાહોનો બાદશાહ માફ કરશે.
જાવ, લઇ જાવ એ હવસપૂજારણને
ને દેજો લોહરગઢનાં લોહદ્વાર:
ને ચ્હડાવજો હવસની દેવીનો ધજાગરો.
જગત જોશે, વિચારશે ને પારખશે;
ને ઓઢશે પુણ્ય કે પાપના અંચળા.

**બીરબલ :** પાપી એટલો પૃથ્વીભાર નથી, પાદશાહ!
પાપને ને પાપીને સૌ પ્રોછે છે.
પાપને પુણ્યના વાઘા સજાવતાં
હવસપૂજાનાં હવસી ઘમંડીઓ
એ જ છે પૃથ્વીના પરમ ભાર.
પાપને પુણ્ય ભાખનારાંઓ
છે દુનિયાનાં પરમ દુશ્મનો.

(જગતના રંગો જોતી, નિઝમરત સમી, અનારકળી ગાતી ગાતી જાય છે.)

ઘડીક કળી ઉઘડી, ઘડી ફૂલ ફૂલ્યું, કરમાયું;
ઘડીક અજવાળી દુનિયા ગેબમાં વીજળી ચાલી.
ભરેલા વિશ્વમાં આ દિલનાં સિંહાસન ખાલી!

## પ્રવેશ ૫ મો : કામુર્ઘાહ–મહામૃગયા

( ભવ્ય ભયંકરતા પાથરતું તિરાહીનું વન હિમાલયના ઢોળાવ ચ્હડવા માંડે છે ત્ય્હાં વૃક્ષ જલ ને ગિરિગહ્વરોમાંથી વીશ–વીશ ગાઉના ઘેરાવામાં હાંકો કરતા અકબરશાહના શિકારીઓ સતલજને તીરે ઉતરે છે. વર્ષાની વાદળી વરસી ગઇ છે, શ્રાવણની ભરીભરી સરિતા ઘોરમતી વહે છે.

હજારો વનપશુઓનું ધણ ટોળે મળ્યું છે, સેંકડો સંહારકો ફરતા ઘેરી ઉભા છે. કોઇક શિકારીઓ કને સાંકળબાંધ્યા શિકારી ચિત્તાઓ છે, કોઇક કને ચર્મમઢયા પ્હોંચાઓની બેસણીએ બાઝ છે. બાણ કમાન બન્દૂક બરછી ભાલા અંકુશ તોમર જમૈયા કટાર ખંજર સમશેરઃ વિચિત્ર વિચિત્ર શસ્ત્રો શિકારીઓએ સજેલાં છે. પીઠે વિશાળ ઢાલો લટકે છે.

સહુએ વનરંગી વાઘા પહેરેલા છે. )

**એક શિકારી** : દસ હજારની શિકારસેનાએ
વીસ વીસ કોસનાં ધણ વાળ્યાં છે.
ચાર ચાર અઠવાડિયાં વાળવે થયાં.
અજબ છે આ કામુર્ઘાહ.

**બીજો શિકારી** : બાદશાહે અજબ છે આ.
ક્ષણમાં બન્ધૂક લે છે, નેમ માંડે છે:
ક્ષણમાં કહે છે હિંસા એ પાપ છે :
ક્ષણમાં કહે છે રાજપાટ તજું છું.
રાજમાતાને તેડાં ગયાં છે પવનસાંઢણીનાં.

આજે છે છઠ્ઠો દિવસઃ
કાલે સૂરજ કારમો ઉગશે.

**ત્રીજો શિકારી :** વાઘ સિંહ સસલાં ને હરણાં,
દીપડા ગેંડા ને હાથીઝુંડઃ
વાળ્યા છે જાણે એક વાડામાં.

**સરદાર :** સલ્તનતનો યે એવો વાળ્યો છે વાડો.
આજ અવ્વલ તારીખ છેઃ
સેનાનીઓ ! બન્ધૂક સજ્જ છે ને ?
આજે થશે શાહી પરીક્ષા.

**પહેલો શિકારી :** કહે છે કે મરતાં મરતાં
ગણેશ ભારતી ગજરાજે ગઢવાલમાં
બાદશાહને બળ સમર્પ્યું'તું ?

**સરદાર :** સાંભળ્યું નથી, પણ સાચું હશે.
બાદશાહ વિશે શું સાચું નથી પડતું ?
હિસારના વનમાં હતો શિકાર.
સિંહ ને સિંહણી રમતાં હતાં.
બાદશાહે દીઠાં, વન્દના કીધી;
કહ્યું વનબાદશાહ ને વનબાદશાહણ
ખેલે છે રસિયાં વનવિહાર.
માણવા દ્યો મનની મોજ.

**બીજો શિકારી :** માનશો ? વીસ મણની સાંકળ ફેરવે છે.

**સરદાર :** ગજરાજને પીઠપાટલે ગંગાપૂર તરવાં,
ઘોડીલાની હોડલીએ સતલજરેલ ઉતરવી

એ તો પ્હેલવાનને છે પાંદડાં તોડવાં.
પંજો વાઘનો, છાતી સિંહની,
આંખ ગરૂડની, પાય હરણના,
હાથ શૂંઢ સરિખડા પાયલટકન્તા,
સારૂં યે શરીર ગૌરવવન્તું ગજરાજનું:
બાદશાહ છે ઝમાનાનો ભીમસેન.

(સ્વારીડંકો વાગે છે, ફરફરતે તમનતાઘે શાહાનશાહ શિકારગાહમાં પધારે છે. આઘે વનકુંજમાંથી હાથીઓનાં ધણમાં ગજધણના ગોવાળ શો ખાનઆઝમ રણધ્વજ લઈ પધારે છે.)

**ખાન આઝમ:** રોઝે અવ્વલની બાદશાહી સલામી.
સેનાનીઓ સજ્જ છે: સફ સજે?

(અકબરશાહ એક સેનાનીની બન્દૂક લે છે, નિરખે છે, ફોડે છે.)

**ખાન આઝમ:** બાદશાહ સલામત.

(લશ્કરીઓ બાદશાહી સલામતીની બન્દૂકમાળા ફોડે છે. ભડકેલા વનહાથીઓના હુંકારથી ઘટાઓ ગુફાઓ ખીણો ધણધણી ઉઠે છે.)

**અકબરશાહ:** ત્રણસો હાથીનાં ત્રણ ધણ
તિરાહીનાં જંગલમાં વાળ્યાં ’તાં:
ન છીપી ત્હો યે શિકારની તરસ.
ઉઝબેગોના દીપડાને વશ કીધા—

**ખાન આઝમ:** અફઘાન ને ઉઝબેગ છે પર્વતના વાઘ.
વાઘને યે લગામો ચ્હડાવી અકબરશાહે.

**અકબરશાહ:** પીંડના પ્હાડ કીધા,
દેહના દુર્ગ વાળ્યા.
સાઠમારીઓ ખેલાવી વનચોકમાં.
એક પીઠથી બીજી હાથીપીઠે

હનુમાનકૂદકે કૂદીને બેઠો:
ન શમ્યા રહો યે અંગબળના ઉભરા.
અન્ધારી રાતનો કાલનો ચોગન—

**ખાન આઝમ :** એ તો અજબ હતો, જહાંપનાહ !
અગ્નિના દડાનો ચોગાનનો ખેલ.
તણખાના ચાસ પડતા પાછળ:
જાણે કસોટી ઉપર સોનરેખ દોરી,
જાણે મેઘપટમાં વીજદોર પરોવ્યો !
સેનાનીઓ ! સાવધાન.

( વૃક્ષદંડ શા સેનાનીઓ નિજનિજને સ્થાનકે એકલક્ષ્ય ઉભે છે. )

જહાંપનાહ ! ફરમાવિયે.

( શિકારી કનેથી શહેનશાહ રણશીંગડું લે છે, શંખધ્વનિ સમા ઘેરે અખંડ નાદે શિકારનું ફરમાન છોડે છે- ડાળીડાળીમાંથી બન્ધૂકો ગાજે છે; હરણ દીપડા વાઘ અદ્ધર કૂદે છે, શોણિતછાંટણે છંટાઇને ધરતીને હૈયારંગે રંગે છે. )

**અકબરશાહ :** ચિત્તાને છોડો કાળિયાર પાછળ.

( એક કાળિયાર વનમાં ભાગતું દોડે છે, પાછળ ખાનઆઝમ ચિત્તાને છોડે છે.

વનમાંથી વૈરાગીઓનાં ઝૂંડ આવે છે, હરણને માગ આપી ચિત્તાને આંતરે છે, બે કાન પકડી બે બાવાઓ દોરે છે. એ નિરખીને સરદાર દોડતે ઘોડે ત્યહાં આવે છે. )

**સરદાર :** બાદશાહી ચિત્તાને આંતરનાર
કોણ છો શયતાનો ?

**એક બાવો :** શયતાનને યે જીતનાર
જોગી જોગન્દરપુરીની જમાત.
શાહને કહો શાહોનો શાહ છે.

( શંખ વગાડે છે, જમાતનાં રણશીંગડાં વાગે છે. )

**જોગન્દરપુરી :** ( હાથીની અંબાડી ઉપરથી )
શું છે ? આતમબળ !

**આતમબળ :** બાદશાહ છે; શિકારગાહે છે.

**જોગન્દરપુરી :** દેહ્લીઆગ્રાના બાદશાહ ?
બાદશાહને કહાવો
હિમાલયના જોગન્દરપુરીના આશીર્વાદ.

( ચિત્તાનો એકએક કાન પકડેલા બે બાવાઓ ને સરદાર ને અન્ય સરઘસ બાદશાહ સમીપે સંચરે છે. )

**ખાન આઝમ :** સરદાર ! શિકાર કેમ થંભ્યો ?
આ બાવાઓ કોણ છે ?

**આતમબળ :** જોગન્દરપુરીની જમાતના ખાખીઓ.

**અકબરશાહ :** કેદારની હિમગુફાના જોગન્દરપુરીજી ?

**આતમબળ :** હા, ખુદાના પડછાયા !
સીક્રીના યોગીન્દ્રની સંગાથે
બાદશાહ દર્શને આવ્યા હતા એ.

**અકબરશાહ :** અદ્ભુત છે એ યોગીરાજ.
પવનપાવડીએ ઉડે છે,
હિમમાંથી અગ્નિ પ્રગટાવે છે.
ચારે ધામમાં છે જોગન્દરપુરીના મઠ,
તીર્થે તીર્થે છે એમના અખાડા.
પૃથ્વી યે ઘડીક તો પૂછે કે
હું બાદશાહની કે જોગન્દરપુરીની ?
કૃષ્ણબંસીને ગોધણ વશ હતાં

એવાં છે જોગન્દરપુરીના હુંકારને વશ
હિમાલયનાં હસ્તીઝુંડ.
ખાન આઝમ! ચિત્તાને બાંધો:
ચરણવન્દના કરી આવું.

(બાદશાહ ખાખીઓની જમાત ભણી સંચરે છે, જોગન્દરપુરીના હાથી સમીપે જઇને વન્દના વન્દે છે.)

**જોગન્દરપુરી**: (મેઘ વરસે એમ આશીર્વાદ વરસતા)
જોગીના આશીર્વાદ છે, બાદશાહ!
બાદશાહોનો ચક્રવર્તી થઇશ.
આત્માને બહલાવ અમરતત્વમાં.

**અકબરશાહ**: સારી યે બાદશાહી સમર્પું, મહારાજ!
મ્હને આપો એ અમરતત્વ.
ભર્તૃહરિને લાધ્યું 'તું,
ગોપીચન્દને લાધ્યું 'તું એ.

**જોગન્દરપુરી**: સાંભળ, શહેનશાહ! જોગીનાં વચન.
મૃગયા શાસ્ત્રભાખ્યો ક્ષત્રિયધર્મ છે.
પણ સંહારમાં યે ઇન્સાફ હોય.
રાક્ષસોને રઘુવીરે સંહાર્યાં 'તા.
હિંસકની હિંસા કરજે,
અહિંસકને અવધારજે.
બાદશાહોની બાદશાહી ત્હારી છે.

(વનમાંથી વેરાગીઓનાં બે ઝુંડ લ્હડતાં લ્હડતાં આવે છે.)

**એક ઝુંડમાંથી**: જલમાં અમારો પહેલો પાવ.

**બીજા ઝુંડમાંથી** : કુરુખેતરનાં સરોવરજલમાં ?
મ્હેલો પાવ મૂકશે ત્હેનો પાવ કપાશે.
અમારા અખાડાની આણુમાં છે
સ્થાણેશ્વરનું પુણ્યસરોવર.

**પહેલા ઝુંડમાંથી** : વૈરાગીઓ છે તીર્થોના રાજા.
વૈરાગ્યને આંતરનાર છે કોણુ ?

**બીજા ઝુંડમાંથી** : ખાખીઓની ખાખ.

( બાદશાહના દૃષ્ટિદેશમાં નિરંકુશ તોફાનની બેઅદબી નિરખી ખાનઆઝમની ભુજાઓ ફરકે છે, અકબરશાહની આંખડીઓ ચમકે છે, હાથીઅંબાડીમાંથી મહન્ત જોગન્દરપુરી સહુ નિહાળે છે. )

**જોગન્દરપુરી** : શાહ ! સંયમ સેવજો:
ગાયો લ્હડે છે, લ્હડવા દેજો.
એકે ગાયને સમશેર ન મરાય.
છૂટી પડશે ને ભેળી ચરશે.

**અકબરશાહ** : વૈરાગ્યમાં યે સંસારના અજંપા ?

**જોગન્દરપુરી** : વૈરાગ્યનો યે સંસાર મંડાય છે ને ?

( એ વૈરાગ્યદર્શને અકબરશાહના આત્માની કોર ખંડિત થાય છે. 'હમારૂં પહેલું અશનાન' 'હમારૂં પહેલું અશનાન' પોકારતાં ખાખી ને વૈરાગીનાં ઝુંડ સ્થાણેશ્વરની યાત્રાએ સંચરે છે.

એક વાઘણ ને ત્રણ ત્હેનાં બચ્ચાંઓ વનમાંથી પૃથ્વીઉમા બાદશાહ ભણી ધસતાં આવે છે. વીજળી શી સમશેર વીંઝી બાદશાહ વાઘણને પાડે છે, ખાન આઝમ બાલજોડલીને કાપે છે, સરદાર છેલ્લા બચ્ચાને મારે છે.

સકલ મંડળી ક્ષણેક પ્રસંગસ્તબ્ધ રહે છે. )

**આતમબળ** : ક્ષણેક તો ધીરજ ધરવી 'તી, શાહ !
જોવું 'તું મહન્તજીનું જોગબળ:
અંગુલિ ઉચકયે અળગાં થાત.

**ખાન આઝમ :** સંહારકનો સંહાર, આતતાયીનો વધઃ
એ તો છે ક્ષત્રિયધર્મ.

**અકબરશાહ :** કામુર્ધાહ બરખાસ્ત છે.

( સેનાનીઓ વિખેરાઈ જાય છે. વનઘટાઓમાં ને વનચોકમાં નાચતાં-કૂદતાં-આનન્દતાં પશુધણ વિખેરાય છે. સંહાર આથમે છે.

અકબરશાહ મહન્તજીના હાથી સમીપે સીજદો કરે છે, બન્ને હાથની હસ્તાંજલિ કરીને જોગન્દરપુરીને પ્રાર્થે છે. )

ભર્તૃહરિએ ભોગવ્યો હતો,
ગોપીચન્દે માણ્યો હતો,
એ જોગ આપશો ! જોગન્દરપુરીજી !
બાદશાહને ધરાવશો ખાખીની ખાખ ?

**જોગન્દરપુરી :** ભસ્મના કોડ થયા બાદશાહને ?

**અકબરશાહ :** બાદશાહ દેહ્લીઆગ્રા માણે છે,
જોગન્દરો માણે છે હિમાદ્રિના મહેલ.
લાખેણી લક્ષ્મીવન્તો કોણ છે ?
દેહ્લીનો બાદશાહ ? કે હિમાદ્રિનો જોગી ?
દર્ભાસને જોગી બાદશાહી માણે છે,
સિંહાસને શાહાનશાહને એનાં સ્વપ્નાં છે.

**જોગન્દરપુરી :** ખાખીનો ધર્મ છે ભેખ,
બાદશાહનો ધર્મ છે બાદશાહી.
જાવ, શાહ ! જાવ;
સલ્તનત વાટ જૂવે છે.

**અકબરશાહ :** વાઘણ હતી વકરેલી
ને શયતાનની હતી સગી.

પણ આ માતાનો સંહાર,
આ બચ્ચાંઓનો વધેર.
મ્હારે યે મા છે, જોગન્દરજી !

જોગન્દરપુરી: જોગી કે સંસારી કે બાદશાહઃ
મા વિનાનો કોણ છે માનવવંશે?
વનની મા છે વેલડીઓ,
સંસારની મા છે ભવાની.
માતૃજ્યોત એટલે જગતની જનેતા.
શાહ! સેનાનીઓ સંહારે છે,
જનની જતન કરે છે.

અકબરશાહ: મહન્તજી ! જગત ચલાવવા જરૂરના છે
શું સંહાર કે કુરૂક્ષેત્ર?
મ્હારે નથી જોઇતાં આ જગત.
સમશેરવિહોણા સંસાર કય્હાં હશે?
જન્મે ઉછરે ને જીતે?
સર્વકલ્યાણ!–સુલહ–યે–કુલ્લ !
પાપીના યે ઉદ્ધાર ને કલ્યાણ ને મોક્ષ.
વિષ પીએ તે મરે એ કુદરત.
એવી કુદરત કાં ન કીધી કિરતારે
કે ઝેર પીએ એ ય જીવે?
મ્હારે એ મનોરાજ્યની ઝંખના છે
જય્હાં ઝેર પીનારે જીવે.
સારો સંસાર સંહાર છે.
અહાલેક ! જોગન્દરપુરીજી ! અહાલેક !

( બાદશાહ બાદશાહતની પાઘ ઉતારવા જાય છે. ગુરૂદશારતથી આતમબળ બાવો બાદશાહને મન્ત્રમુગ્ધ કરીને અટકાવે છે કૈલાસેથી ઉતરેલી આદ્યભવાની સરિખડી, બાદશાહતની માતૃજ્યોત સમી, રાજમાતા હમીદાબાનૂ બેગમ પધારે છે. )

**રાજમાતા :** અકબર ! બેટા ! હૈયામાં આવ.
માને મૂકીને ક્‌યહાં જવું છે ?
મ્હને પુત્રસૂની કરવી છે ?
માની ગોદ કરતાં યે
જંગલની સ્હોડ ગમી ત્‌હને ?
મ્હારો બાદશાહઝાદો જ નહિ,
ખુદ ખુદા કામુર્ધાંહ ખેલે છે.

**અકબરશાહ :** ( જાગ્યા જેવા )
અમ્મી ! ઓ અમ્મીજાન !
આ વાઘણનાં બચ્ચાંઓને ત્‌યહારે
ન્હોતી ગમતી માતાની ગોદ ?
શાને કાજે છે સંસારમાં સંહાર ?

( માતૃચરણોમાં ઢગલો થઇ અકબરશાહ ઢળી પડે છે, સારા યે દેહમાં દયામૂર્છા ઘૂમી વળે છે; આસ્માનને અનુત્તરના ઉત્તરો પૂછતી બાદશાહની આંખો ઉઘાડી, પ્રફુલ્લેલાં પોયણાં શી, પ્રફુલ્લી રહે છે. )

**રાજમાતા :** સારો સંસાર એક મહામૃગયા છે.

( બાદશાહનું શીર્ષકમળ રાજમાતા ઉછંગમાં લે છે. કેદારના મહન્ત જોગન્દરપુરીજી હાથીએથી ઉતરી દયામૂર્છિત બાદશાહની દયામૂર્છા વાળવાને યોગનાં આતમબળ આપે છે. જગતના અન્ધાર એ આતમમૂર્છાને નિરખતાં ધ્રૂજે છે. )

## પ્રવેશ ૬ ઠ્ઠોઃ વૃન્દાવનની સન્તમંડળી

( વૃન્દાવનમાં જમનાતીરે બંસીબટને ઘાટ વિશાળા વૃક્ષઓટે વિશાળી વટછાયામાં ગોસ્વામી હરિદાસજી મહારાજની સન્તમંડળી ભજન કરતી વિરાજેલી છે. ઉપર વટરાજનાં પત્રઝૂમખાં પંખો નાંખે છે, નીચે જમનાજી પુરાણો પુરાણો કૃષ્ણમન્ત્ર ગુંજતાં વહ્યે જાય છે. )

**હરિદાસજી** : સન્તજન હો ! જય રાધેશ્યામનો.
ગાવ એનો જયોચ્ચાર જગત્કુંજમાં

( મૃદંગ તાલ કરતાલ ખંજરી તબૂર એકતારો સારંગીનાં વૈષ્ણવી સાજ વાગે છે, ભજન જામે છે. )

अहो मन ! सब रसको रससार.
लोक ज्ञान कुल करम हि तजिये,
भजिये नित्यविहार:
अहो मन ! सब रसको रससार.

( મહાત્મા તુલસીદાસજી ને ત્હેમના બન્ધુવર નન્દદાસજી પધારે છે. સ્વામી હરિદાસજીની સન્તમંડળી સ્હામે જઇને ચરણવન્દના લે છે. ત્રણે ય સન્તો પરસ્પરને સન્તવન્દન કરે છે. )

**હરિદાસજી** : પધારો, રામલક્ષ્મણજીની જોડલી !
પાવન કીધી વૃન્દાવનની કુંજોને.
જમનાપાન કરો, મહાત્માજી !

( જમનાજલનું આચમન આપે છે. ગાદી ઉપર તુલસીદાસજીને સંગાથે પધરાવે છે. )

રામચરિતમાનસ કેટલુંક ઉભરાયું ?
સાંભળીને સુરદાસજીની સાધુવાર્તા ?
નન્દદાસજી ! રાસપંચાધ્યાયી યે--

**તુલસીદાસજી** : હરિકૃપા વરસી એટલું ઉભરાયું, સન્તજી !
હા, સાંભળ્યું; સુરદાસજી સન્ત થયાઃ
આંખો ફોડી સંસારદર્શન સંકેલી લીધું.
ધન્ય છે એ અદર્શનવ્રતિયાને.

**નન્દદાસજી** : અખંડ ને અનન્ત જ છે ને
બ્રહ્માંડ ને બ્રહ્માંડપતિના રાસ ?
કેટલા ક્ય્હારે ક્ય્હાં--
એના અધ્યાયો પૂરા થશે ?
પૂર્ણિમાના ચન્દ્રમંડળના છે એ રાસ.

**તુલસીદાસજી** : આજ તો અમૂંઝાયો છું, સન્તવર !
પૂછવા આવ્યો છું અમૂંઝણના ઉકેલ.

**હરિદાસજી** : અનેક ગ્રન્થીઓની મહાગ્રન્થી એ જીવનગ્રન્થી.
આપને ધૂંચ ન ઉકલી
એનો ઉકેલ મ્હને ક્ય્હાંથી જડશે ?

**તુલસીદાસજી** : સંસાર એટલે જ ધૂંચો ને ઘાંચો.
મેવાડની મહારાણી મીરાંબાઇ છે.

**હરિદાસજી** : બડી પ્રેમઝરતી નિર્ઝરણી છેઃ
જાણે વ્રજગોપીનો અવતાર.

**તુલસીદાસજી** : રાણાજીએ વિષપ્યાલો ભેજ્યો,
મહારાણી પી ગઇ એ.

**હરિદાસજી** : અને મ્હારે બ્હાલે વિષનાં કીધાં અમૃત.

તુલસીદાસજી : શ્રી હરિ છે અમૃતના સાગર.
મહારાણીએ પાઠવી મ્હને પત્રિકા,
ને મ્હેં લખાવ્યો અનભેનો ઉત્તર.
આજે વ્રજમાં આવવાનાં છે.

હરિદાસજી : મેવાડની મહારાણી સંસારમાં ભૂલી પડી.

(જીવા ગોસાંઇ આવે છે, જમનાપાન લેઈ સન્તમંડળીમાં વિરાજે છે.)

તુલસીદાસજી : પધારો, પધારો, ગુસાંઈજી !
પ્રસન્નચિત્ત તો છો ને ?

જીવા ગોસાંઇ : એક સ્ત્રીએ આજે તો હરાવ્યો.
બડી જગજ્જયિની છે એ જોગમાયા.

હરિદાસજી : હજી સ્ત્રીપુરુષના ભેદાભેદમાં રમો છો ?
વ્રજવાસથી યે સખી નથી સરજાયા ?

જીવા ગોસાંઈ : એ જ સંબોધ્યું મહાકલ્યાણીએ.
મોહમાયાની મ્હારી ઘાટડીઓ
ને ભ્રમનો અંચળો ઉતરાવ્યો.
આપ છો લલિતા સખીનાઃ અવતાર.—

હરિદાસજી : શી કથા બની, સન્તજી !

જીવા ગોસાંઈ : વ્રજમાં આવી છે મેવાડની મહારાણી.

નન્દદાસજી : વ્રજ એટલે સંસારથાકયાંનો વિશ્રામઘાટ.
સંસારનાં પુણ્ય ને પાપ
વ્રજને આરે ઠલવાય છે.

જીવા ગોસાંઈ : મન્દિરે મન્દિરે દર્શને નીકળી છે;
સન્તની મંડળીને નચાવે છે;

ચારે ધામ કરવાની છે.
દર્શને આવવા પૂછાવ્યું મ્હને.
કહાવ્યું: બ્રહ્મચારી છું,
અષ્ટધા નારી વર્જ્ય છે,
જીવા ગોસાંઇ સ્ત્રીમુખ જોતા નથી.
હૃદયાવેધી બાણ છોડયું મહારાણીએ:
'વ્રજમાં વસી પુરુષ રહ્યા છો હજી?'
વૃથા ગયો સન્તજી! મ્હારો વ્રજવાસ.
એ શીખવો, સ્વામીજી! એ શીખવો,
પ્રેમલક્ષણા ભક્તિનું પરમ રહસ્ય.

**હરિદાસજી** : હરિવરના પ્રેમીઓ સહુ છે વૈષ્ણવો.
પ્રેમલક્ષણા અજબ પ્રેરણા છે અવનીમાં.
પ્રેમલક્ષણા તો છે પ્રાણીઓની બ્રહ્મલોકની પાંખ.

(મેવાડની મહારાણી મીરાંબાઇ ને ત્હેમની સન્તમંડળી ભજન ગાતી ગાતી નાચતી નાચતી પધારે છે.)

**મીરાંબાઇ** : વનમાં ભૂલી પડી રે,
પેલો ક્ય્હાં ગયો કાનૂડો? (પ્રાચીન)
પોપટડીના પ્રાણ હરી ગયો
વનમાં વનનો સૂડો:
વનમાં ભૂલી પડી રે.

(મીરાંબાઈ ભક્તિમૂર્છામાં પડી ધૂને ચ્હડે છે.)

કોઇ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમાં;
કોઇ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો રે મધુવનમાં.
(પ્રાચીન)

(કંઇક ક્ષણે ધુનની મસ્તી ઉતર્યે મોરલીના ટહુકારે પૂછે છે.)

## વ્રજમાં છે કોઇ કૃષ્ણભીતરિયો ?

( જમનાના આરા જેવું વ્રજ અનુત્તર રહે છે: વ્હેતાં જલ માત્ર સુમધુર ગુંજે છે.

મીરાંબાઈ વળી ભજનધૂને ચ્હડે છે. )

જોશીડા ! જોશ જૂવોને,
કે દ્હાડે મળશે મ્હને ક્હાન ?

દુઃખડાંની મારી વ્હાલા ! દૂબળી થઇ છું;
પચી પચી થઈ છું પીળી પાનઃ
જોશીડા ! જોશ જૂવોને.

દુઃખડાં છે મ્હારાં ડુંગર સમોવડ;
સુખડાં છે સ્વપ્નાં સમાનઃ
જોશીડા ! જોશ જૂવોને.

પ્રીતો કરીને વ્હાલે પાંગળાં કીધાં;
આણે વીંધ્યા છે મ્હારા પ્રાણઃ
જોશીડા ! જોશ જૂવોને.

આઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
ચરણકમલ લાગ્યું ધ્યાનઃ
જોશીડા ! જોશ જૂવોને,
કે દ્હાડે મળશે મ્હને ક્હાન ? (પ્રાચીન)

( 'મીરાં' શબ્દ શ્રવણપુટે પડતાં સન્તમંડળી ઉઠે છે, હસ્તાંજલિ કરી વન્દી રહે છે, ને કેટલાક બ્રહ્મનૃત્યે નાચે છે.

ભજનધૂન પૂરી થયે, પ્રેમભક્તિની ખૂમારી કંઈક ઉતર્યે, સન્તમંડળી જગત્કૌતુક નિરખતી શી આશ્ચર્યચકિત ઉભે છે. મીરાંબાઈ સન્તો સન્મુખ પ્રાર્થનામૂર્તિ સમી ખડાં છે. )

**મીરાંબાઈ :** વ્રજ વૈષ્ણવવિહોણું ન હોય.
વ્રજમાં છે–કે નથી–કો
વૈષ્ણવની ધા સુણનાર ?
વ્રજમાં વાંસલડી આજ કોણ વાય છે ?

**હરિદાસજી :** વ્રજમાં અખંડવાસ છે વ્રજરાજનો.
વ્રજ વૈષ્ણવવિહોણું નથી.
સન્તજન ! ક્યહાંથી પધારો છો આજ ?

**મીરાંબાઈ :** દુનિયાના દવમાંથી.

**હરિદાસજી :** દુનિયાના દવ જ દીઠા મહારાણીએ,
ને દુનિયાના મેઘ ન દીઠા ?
આયુષ્યે ઉનાળો ઉતર્યો;
પણ વર્ષા નથી વરસતી દીઠી ?
જગતમાં ગ્રીષ્મે છે, વર્ષા યે છે.

( મહારાણી મીરાં હાથિણી શી ચમકે છે; શબ્દબાણ મર્મસ્થાનને વીંધે છે; મીરાંબાઈને બ્રહ્માંડ ઉઘડતાં ભાસે છે. )

સંસારમાં રાજસ્થાનનાં છે રણ;
સંસારમાં વ્રજની કુંજો યે છે.
શિશિરે વાય ને વસન્તે ખીલે.
વ્રજ છે પ્રેમભક્તિની ભોમકા.
વ્રજનાં મહાવનની વેલડીવેલડીએ
વસે છે જગતરસિયો વ્રજરાજ.
વ્રજમાં વ્રજવાસિની સમાં વિહરો છો:
જમનાપાન કીધું ?

**મીરાંબાઈ :** સંસારની બળીઝળી વ્રજમાં આવી.
માન્યું જે આતમજ્વાળાઓ વ્રજમાં શમશે.
વ્રજને મન્દિરમન્દિરે દર્શને ગઇ:
ન થયાં દર્શન વ્રજરાજનાં.
અનધિકારી હઈશ, અધિકારી કરો.
વ્રજમાં વ્રજરાજનાં
દર્શન કરાવશો કો મહાનુભાવ ?–
રસના એ રસેશ્વરના ?

**હરિદાસજી :** વ્રજની મંજરીમંજરીએ ઝૂલે છે વ્રજરાજ.
જેને દર્શન થતાં નથી
એનાં સંસારપોપચાં ઉઘડેલાં નથી.
નન્દદાસજી ! ગાવ એ ઝાંખીનું રસકીર્તન.

**નન્દદાસજી :** જેવો સન્તવરનો આદેશ.

( છબછબિયાં કરમંડલમાં લે છે, ને કિન્નરકંઠે કીર્તન ગાય છે. )

અણુઅણુમાં રમે રાસ,
સન્તન ! ઝાંખી કરો રી.

ડાળીએ ડોલે ને મંજરીએ મહેકે; ફૂલફૂલમાં હસે હાસ:
સન્તન ! ઝાંખી કરો રી.

વાયુમાં ઘૂમતો ને કિરણોમાં રમતો, પ્રેમીની પૂરન્તો પ્યાસ:
સન્તન ! ઝાંખી કરો રી.

રાત્રીએ શશિયર, દિવસે દીવાકર, વિરહીના ભરે ઉરવાસ:
સન્તન ! ઝાંખી કરો રી.

( તાનસેનજી ને સંગાથે એક પ્રતાપમૂર્તિ નરઘાંબાજન્દો આવે છે. નરઘાંબાજન્દો નરઘાં વગાડે છે, તાનસેનજી કીર્તનધૂનની ચલતીમાં ઘમે છે. )

**હરિદાસજી** : તાનસેન !! ક્યહાંથી ભૂલો પડયો ?
બાદશાહીથી થાકયો કે શું ?

**નરઘાંબાજન્દો** : મહારાજ ! આપથી શું અજાણ્યું હોય ?
બાદશાહી છે મેઘધનુષ્યના રંગોઃ
આસમાનના પૂલની એ કમાન.
દર્શન છે પડદાની પાછળ.

( સન્તપ્રવરો ક્ષણેક નરઘાંબાજન્દાને નિહાળે છે. )

**તાનસેનજી** : દુનિયામાં ગાવાના છે સૂરઃ
પડઘા આસમાનની પાર ગાજશે.

**હરિદાસજી** : ઘણાં વર્ષે મળ્યા, તાનસેન !
યુગના યુગ જાણે વચ્ચે વીત્યા.
આજની ઘડી ભેળા ગાશું ?
નરઘાંબાજન્દો છે બજવૈયાઓનો ઉસ્તાદઃ
ને તું બોલાવ સારંગીના સો યે તાર.
સંભળાવ એ ગેબનો પડઘો.
પુત્ર પેખી માનું હૈયું ઉભરાય
એવું ઉભરાય છે મ્હારૂં હૈયું
ત્હને આજ નિરખી નિરખીને.

**તાનસેનજી** : શિષ્યોને સદ્‌ગુરુ નહિ વરસે
તો મેઘે નહિ વરસે ધરતીમાં.
સુણાવો એ આસમાનપારનો શબ્દ.

( નરઘાંબાજન્દો નરઘાં ઉપર થાપ મારે છે, તાનસેનજી સારંગી છેડે છે, સન્તમંડળીની મહેમાની ફાજે સ્વામી હરિદાસજી સંગીત છેડે છે. કો ધન્ય ક્ષણે જ સુણાય એવું ગુરુશિષ્યનું સંગીત જામે છે. સન્તમંડળીના ઉરઉરમાં અમૃતદીવડિયા પ્રગટે છે.)

**હરિદાસજી** : આવો, માણો રસિકવરની કુંજે, રસરાજ !
ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ;
દિશાકાળનાં લોચનિયાં ઝીલે એ આનન્દઃ
ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ.

પરમ નિઃસીમને ઘાટ રાસ રચિયો સખે;
જાણે કિરણોને અંગ ચન્દ્ર કવિતા લખે !

હૈયાહૈયાને ઘાટે ગાજે એ પડછન્દઃ
ગગનદેશે અનન્તમાં ખેલે છે વ્રજચન્દ.

**તાનસેનજી** : હદબેહદની વાતો કીધી, મહારાજ !

**નરઘાંબાજન્દો** : આ તો અનાહત નાદના પડઘા.
બાદશાહના દરબારમાં, મહારાજ !
દીપક ગાયો હતો તાનસેનજીએઃ
ત્ય્હારે પ્રગટ્યા ’તા સ્થૂલ દીવડિયા.
ગુરુએ અન્તર્દીવડા પ્રગટાવ્યા આન્ત.

**હરિદાસજી** : જ્ય્હાં જ્ય્હાં ફૂલ ત્ય્હાં ત્ય્હાં ફોરમઃ
જ્ય્હાં જ્ય્હાં સુહાગિયા સન્ત,
ત્ય્હાં ત્ય્હાં આત્માનાં અજવાળાં.
આ સહુ વિરાયેલી છે અંહી
પૃથ્વીવસતી પુણ્યજ્યોત સૂરજમંડળી.
સૂરજને પગલે અન્ધારાં હોય ?
મેવાડનાં મહારાણીજી !

( નરઘાંબાજન્દો સહસા ચમકે છે. )

ગાવ એ આભપરાનું ભજનઃ
હદબેહદના કાંઠાઓમાં ઉછળતું.

( મીરાંબાઇ આભપરાનું કીર્તન ગાય છે. મહારાણીની સન્તમંડળી ભજનના બ્રહ્મનૃત્યે નાચે છે, તેજઝરન્તા કીકીમંડળે નરઘાંબાજન્દા ધૂનસમાધિસ્થ હરિજનોને સાનન્દ નિરખી રહે છે. )

**મીરાંબાઈ:**
આભપરો મેહુલો ગાજે મલ્હાર,
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

રોમરોમમાં હરિને સૂર્ય રમે,
અને ચન્દની ઢળે એનાં હાસ:
તારલીએ તારલીએ પગલીઓ પાડતો
રસિયો રચે મહારાસ:
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

આભ અસીમ, મંહી સૂર્ય ઢોળાણો,
તેજનો પૂર્યો પારાવાર;
હદ-બેહદના આરા ભરીને
લહરે એ અપરંપાર:
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

આભપરો મેહુલો ગાજે મલ્હાર,
એને આલી ! આરાધે મોરલા ઉદાર.

( આઘેનો મેઘ ગાજે એવા પહાડી શબ્દે ભજન લલકારતા સુરદાસજી પધારે છે. સકલ સન્તમંડળ, ચિત્રવત્, દર્શનપિપાસુ ઉભે છે: પુષ્પપાંખડીએ, પલ્લવમંજરીએ, જમનાજલના અભિષેકથી સૂરદાસજીને વધાવે-સત્કારે છે. )

**સુરદાસજી:**
દુનિયાં જોવી કીધી દૂર,
મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.

જોઇ લીધ જગતના વાધા વિવિધના;
આરોગી જગની અંગૂર:
મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.

સૂર ! નૂર સ્થૂળનાં બહુ જોયાં;
અન્તે ઉઘાડયાં છે ઉરઃ
મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.
દુનિયાં જોવી કીધી દૂર,
મ્હેં તો માંડયાં દર્શન હરિનાં.

**સન્તમંડળને ચરણવન્દના છે સુરદાસની.**

(સુરદાસજી દંડવત્ કરે છે. સહુ સન્તમંડળી સુરદાસજીને ઉઠાડે છે, આલીંગે છે, પ્રમુખપદે લઇ જઇને સ્થાપે છે.)

**તુલસીદાસજી** : પધારીને પાવન કીધાં, મહાત્માજી !
અમારી આંખોમાં પાપ છે,
ત્હમે પાપને વીંધી પરોવ્યાં.
સન્તકુલના શિરોમણિ !
જગતને જીવનરહસ્ય દાખવ્યું કે
સુન્દરીમાં પાપ બુદ્ધિ પ્રગટે
ત્હેનાં લોચનિયાંના દીવડા હોલવાય.

**સુરદાસજી** : આપ કોથી શું અજાણ્યું છે ?
ભવ્ય વૈરાગ્ય, ઉગ્ર તપશ્ચર્યા,
આત્માનાં કુન્દન સારવતી મહાઝાળઃ
એ જ છે સાધુજનની યજ્ઞવેદી,
એ જ છે સન્તોનાં અગ્નિહોત્ર.
આત્માની પરમાત્મજ્યોત એમાંથી પ્રગટે છે.
સુખ વિલાસ છે સંસારના મોહઃ
આત્માના આનન્દ ઔર છે.
પાંખ ખોલો, ઓ પંખીરાજ !

અવનીને આ આરે ઉભીને
નિહાળો બ્રહ્માંડની પેલી પાર,
અન્તરિક્ષના પગથાર ઓળંગીને.
ઓ લહરે મ્હણે - દશાંગુલ પર-
બ્રહ્માંડનાથની બ્રહ્મલહરી.

( સૂરદાસજી બ્રહ્મલહરીનું ભજન ગાય છે. સન્તમંડળીની આત્મનૌકાઓ એ લહરીહિન્ડોલે ડોલે છે, )

લહરિયાં સાગરમાં ન સમાય.
અખનિયાં અનન્તમાં ઢોળાય:
લહરિયાં સાગરમાં ન સમાય.

ફૂલની ફોરમ ફૂલમાં ન માયે,
તટમાં સરિતા ન માય;
હૃદયકુંજના ધૂપસુરભિ સમા
ભાવ બ્રહ્માંડ વીંધી વહી જાય:
લહરિયાં સાગરમાં ન સમાય.

હોમકુંડમાં હુતાશ ન માયે,
તેજ દીપે ન પૂરાય;
રોમરોમથી કિરણો ઝરતાં
અંગમાં આતમતત્ત્વ ન માય:
લહરિયાં સાગરમાં ન સમાય

**નરઘાંબાજન્દો :** ( સ્વગત ) એ જ આ સૂરદાસજી ? !
શો સ્વરૂપપલટો સજ્યો છે ?
જાણે વિશ્વની બાદશાહત માણે છે.

સન્તદરબારે સાંભળું છું એવા
શાહદરબારે સાંભળ્યા નથી.

**તાનસેનજી :** સંભળાવો સ્વામી ! વ્રજરાજની વાંસલડી.
વ્રજનો યાત્રાળુ કો
વાંસળી સુણ્યા વિહોણો ન વળે.

**હરિદાસજી :** વાંસળી તો છે આત્માનો બોલ:
હરિજનને હૈયેહૈયે બોલે છે તે.
વેણુનાદ એ તો વિશ્વસંગીતનો કલરવ.
સાંભળ, તાનસેન ! બ્રહ્માંડના બ્રહ્મબોલ.
વ્રજમાં ભણુતો ત્ય્હારે સાંભળતો;
આજ વળી સાંભળ વિશ્વની મીઠપ
હરિવરને અધરેથી નીતરતી.

( હરિદાસજી નન્દદાસજીને બંસી આપે છે. સહુ નિજનિજનાં સાજ સજે છે. મહારાણી મીરાં એકલતારો વગાડતાં સન્તમંડળીમાં બ્રહ્મનૃત્યે નાચે છે. )

હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું કંઇ કંઈ આંખડી-આંખડીએ,
. વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું હૃદયકમળની પાંખડીએ,
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

પ્રેમપરિમળ પૂર્યાં પરમ કંઈ
નર્તન્તાં ફૂલફૂલડિયે,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું વનની વેલડવેલડીએ:
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

ઈન્દ્રરંગ ચીતરી રસમન્ત્રો
લખ્યા ઘૂમતી રસવાદળીએ,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું રાસરમણ રૂપપૂતળીએઃ
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

હૈયાવેધણ હૃદયઋચાઓ
અજબસલૂણી લખી વીજળીએ,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું કંઈ કંઈ તારલી–તારલીએઃ
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

અભયવચન દીધ જનકુલને
અમે સાંભળ્યું એ તો ગોકુળિયે,
વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.
લખ્યું જગપાવન તુજ પાવલિયે,
હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએ.

હો વ્રજરાજ ! ત્હારી વાંસળીએઃ
હો વ્રજરાજ !

( આત્માપરમાત્માના ઉંડા અનાહતના સૂર સાંભળતી સન્તમંડળી પ્રેમભક્તિની સમાધિમાં વિલીન અનન્તના પ્રાન્તોમાં ઉડતી વિહરતી હોય છે. સન્તોને અવકાશસાગરે અન્તરાય નથી. સન્તો એવાં બ્રહ્મરૂપ્યાં વિહરે છે. )

**તાનસેનજી** : ( નરઘાંબાજન્દાને ગાનસમાધિમાંથી જગાડતાં જગાડતાં )

**ભોર ભયો, બાદશાહ ! જાગો.**
**ઝરૂખાદર્શને જવાનું હશે.**

**અકબરશાહ :** આજ જગતનો આત્મદેશ દીઠો,
આજ દુનિયાનું નિજમન્દિર નિરખ્યું.
જગતૂશણુગારરૂપ આગ્રાના રાજભવનોમાં
નથી દીઠું–નથી સાંભળ્યું
એ દીઠું ને સાંભળ્યું આ જમનાઆરે.

**તાનસેનજી :** આવા સન્તમંડળથી જ છે
અકબરી યુગ અમ્મર ને યશવર્ણો.

**અકબરશાહ :** ગોકુળ ગોસાંઇજીને સમર્પું છું.

( સન્તમંડળીને પ્રેમસમાધિમાં મૂકીને તાનસેનજી ને અકબરશાહ સંસારકુંજોમાં પરવરે છે. )

**અકબરશાહ :** ( જાણે શેરડી ચૂસતો રસના ઘૂંટ પીતો હોય એમ )
બાદશાહ એટલે સન્તોનો નરઘાંબાજન્દો !



## પ્રવેશ ૭ મો: નવરત્ન દરબાર

( આગ્રાના અકબરાબાદના લાલકિલ્લાના નવદુર્ગમાં આજ કાબૂલવિજયનો ઉત્સવ છે. શહેનશાહી ચોગાનમાં હસ્તિનૌબત વાગી રહી છે; સૂર્ય અને સિંહ ફરકાવતો ચઘતાઇનો શાહી ઝુંડો રોપાયો છે; ધ્વજાપતાકાઓ ફરફરે છે, તમનતાઘ ને ઇન્દ્રધ્વજ ખોડેલા છે. બાદશાહી અમીરઉમરાવો યુદ્ધપોશાકમાં સજ્જ થઈ આવે રૂમઝુમતા હોય છે. મેવાડ જીતાયાના, મહારાણો પ્રતાપ શરણે આવ્યાના ઉડતા સમાચાર આવ્યા છે.

હાથમાં નેજાળો ભાલો ને કુહેડે કટાર એમ કવિ ગંગ, અને ડાબે પડખે ઢળકતી ઢાલ ને ઢાલમાં રત્નજડી ખડ્ગદેવી એમ રાજા બીરબલ, જોડલિયે પધારે છે.

અકબરશાહનો દિવાને ખાસ ભરાય છે.

ખાનખાનાન અબદુર રહીમ આવે છે.

એ તેજઝળહળતા અશ્વરાજને નિહાળી કવિ ગંગ સહસા ગાજી ઉઠે છે. )

**કવિ ગંગ :** चकित भंवर रहि गयो, गमन नहि करत कमलबन;
अहि फनिमनि नहि लेत, तेज नहि बहत पवनघन;
हंस मानसर तज्यो, चक्कचक्की न मिले छति:
बहु सुन्दरी पद्मिनी पुरुष न चहैं, न करें रति;
खलभलित सेस, कवि गंग भने, अमिततेज रविरथ खस्यो;
खानानखान बहेरमसपूत जि दिन क्रोध कर तंग कस्यो.

( મેઘ ગડગડે એવી ગડગડતી કવિવાણી સાંભળીને સામન્તમંડળ ઉત્સાહમાં ડોલે છે; જોબનઝૂલન્તા ખાનખાનાન રાજસ્થંભ શા ઉભે છે. )

**ખાનખાનાન :** કવિરાજ ! આભ ધ્રૂજાવ્યાં અગ્રવનનાં.
વાદળ હોત તો હું રત્નો વરસત.
છત્રીસ વાજાં વાગે એમ વાગ્યા છો:
છત્રીસ લાખ રૂપામ્હોર નઝર છે કવિરાજને.
–રાયરાયાનજી ! શા છે રાજસ્થાનના વંટોળ ?
કહે છે રાણાજીનો કાગળ છે ?

**પૃથ્વિરાય :** મેવાડી હીર નથી સૂકાયાં હજી,
ક્ષત્રિયસમશેરો નથી ભાગી પડી બધી.
એવા તરકટી રાજકાગળ—

**રાજા બીરબલ :** વીરશૃંગારના ધીરનાયક રાયરાયાનજી !
જહાંપનાહને એ ભાખીને જ આવ્યો.
વૈષ્ણવી મહાસામન્ત ટોડરમલ્લજી
ચૈતન્યદેશમાંથી ખાન દાઉદને લાવ્યા છે.

**ખાનખાનાન :** પણ રાજા માન હઠે ચ્હડયા છે.
કહે છે કાગળ સાચ્ચો છે.

**કવિ ગંગ :** હઠે ચ્હડયો રજપૂત કારમો.

(રાજા ભગવાનદાસ, રાજા માનસિંહ, શેખ ફૈઝી, શેખ અબુલફઝલ, મૌલાના બિદૌની, હકીમ ફતેહઉલ્લા ને બાદશાહતના વકીલ; રાજમન્ત્રીઓના તેજસ્વી ગ્રહમંડળથી વિંટળાયેલ ભાસ્કર સમા, ગજગતિએ મલપતા, બાદશાહ અકબરશાહ પધારે છે. આગળપાછળ સોનાછડીએ ચોબદારો ને બે પડખે છત્રચમ્મરધારીઓ ને મોરચંગધારીઓ હીંડતા હોય છે.)

**ચોબદાર :** બાદશાહ સલામત !

**કવિ ગંગ :** ताराकि ज्योतमें चन्द छुपे नहि, सूर छुपे नहि बादल छायो;
रणचढयो रजपूत छुपे नहि, दाता छुपे नहि मांगन आयो;

चंचल नारको नेन छुपे नहि, प्रीत छुपे नहि पूंठ बतायो;
कवि गंग कहे सुनो शाह अकब्बर ! भाग्य छुपे न भभूत लगायो

**અકબરશાહ** : સાચ્ચું છે, કવિરાજ !
सूर छुपे नहि बादल छायो.
સમશેરોના સ્થંભ સરિખડા
અગ્નિ ફ્રાકતા આ રાજા માન.
અટકની અટકાયતોને ઉવેખી,
પર્વતોની પાળોને ઓળંગી,
કાબૂલના વાઘોને વશ કીધા એમણે.
શાહ્બાશ ! ફરઝન્દે બાદશાહી !
બાદશાહી દરબાર આજથી ઓળખશે એમને
સમશેરબહાદુર મીરઝા રાજાના નામથી.
સાતહઝારીનો કમરબન્ધ બાંધજો.

**રાજા બીરબલ** : શ્રી કૃષ્ણચંદ્ર ને સવ્યસાચી સરિખડી છે
દિલ્લ્હીપતિ ને આમેરકુમારની બાન્ધવબેલડી.
બાદશાહ પ્રેરે, મીરઝા રાજા આચરે.

**વકીલે સલ્તનત** : દિશાઓના દિગ્પાળો જીતવાને
ચાર દિશાએ ચાર સૈન્ય પરવર્યા છે.
મુગલાઇની અમરાઇની ડાળીઓ
પૃથ્વી ભરીને મ્હોરશે.

(તસ્વીર લઇને મુલ્મશહૂર મુસવ્વર દુષ્યન્ત આવે છે, ત્રણ તસ્લીમ ભરી સિંહાસનપાંખે ધરે છે. બાદશાહ એ તસ્વીર લેઈ. નિહાળી, આઘે ઉભી નાઝની ભણી નિરખે છે.)

**અકબરશાહ** : મુલ્કમશહૂર ! સ્વર્ગ ક્ય્હારે દીઠાં હતાં ?
પૃથ્વીલોકની પદ્માણી નથી આ;

આસ્માનની આ તો છે અપ્સરા.

સુલ્કમશાહુર : જહાંપનાહનાં નયનોમાં દીઠાં'તાં સ્વર્ગ.
બાદશાહ તો ખુદાનો પડછાયો છે.

( વારાફરતી બાદશાહ તસ્વીરને ને નાઝનીને નિરખે છે. )

અકબરશાહ : મેઘની કિનારી ઉપર, ઓ કવિરાજ !
પેલી કઇ વીજળી ચમકે છે ?
મ્હેણે, રાજસભાને રંગછેડલે.
સ્વર્ગલોકમાંથી ભૂલી પડી છે કે પૃથ્વીલોકમાં ?

શેખ ફૈઝી : ના, જહાંપનાહ ! ભૂલી નથી પડી.
કાલિદાસ ઉજ્જયિની માટે ઉચ્ચરે છે એમ
અકબરશાહનો રાજદરબાર
પૃથ્વિઉતર્યો સ્વર્ગખંડ જ છે.

( બાદશાહ સમીપે જઇને, રાજસભાને આરે ઉભેલી સૌન્દર્યપ્રતિમા ભણી કોઈક કોઈક તર્જનીનિર્દેશ કરીને રાજા બીરબલ રાજમન્ત્રણા કરે છે. બાદશાહ પ્રસન્નતા દાખવે છે. )

રાજા બીરબલ : રત્નાવલિ રાયપ્રવીણજી ! સુણિયે.
ઓડછા છે રત્નોની રત્નખાણ.
ઓડછાનરેશે શાહી ફરમાન પાળ્યું,
રસમૂર્તિ રાયપ્રવીણને રાજસભામાં પાઠવી.
જહાંપનાહ રાઝી છે,
ઓડછાનરેશનો ક્રોડી દંડ માફ છે.
દાખવો મુજરો નૃત્યસંગીતનો.

રાયપ્રવીણ : જેવું શહેનશાહી ફરમાન.

ઓડછાનરેશ છે રત્નપારખ,
ને સંઘર્યાં છે ભારતનાં કલારત્નો.
બાદશાહત કેટલાંક કરજ કરશે ઓડછાધીશનાં ?
તાનસેનજીનું મહારત્ન ઝડપી લીધું.
કેશવદાસજીનું જવાહીર ઝળકે છે ત્યહાં.
હું તો છું રત્નકણિકા એ રત્નરાજવીની.
સુણિયે વ્રજ ને અવધનું સમન્વયગીત.

( હૈયે ને ભાગ્યદેરો હસ્તસ્થલી મૂકી નમન નમી મુજરો મીંડે છે. )

युगल चरणां भजुं रघुवर-श्याम. ध्रुव.

उत अयोध्या, निर्मल सरयू;
इत मथुरा बहे शीतल यमुना. भजुं.

उत कौसल्या गोद खीलावणो;
इत जशुमतीजीं झुलावे पलनां. भजुं.

उत धनुष्यबान कर सोहे;
इत मुरली मुख पर बजना. भजुं.

उत धनुष्य तोर सीता घर लाये;
इत रूक्मिनीको कियो हे हरना. भजुं.

उत सागरपें सिलाउ तरानी;
इत गिरिवर नख पर धरना. भजुं.

उत लंका चढी रावन मार्यो;
इत कंस पछारी बहायो यमुना. भजुं.

तुलसी-सुरको दोनु सोहे
दशरथसुत जशुमतीलालना. भजुं.

( ગંભીર ડોલન્તા ડોલન્તા, રસતરંગોમાં ઝોલાં ખાતી ગતિએ વિચરતા મહાજહાજ જેવા, મદમરત દશામાં તાનસેનજી પધારે છે. ચોમેર છલકાતી સરોવરલહરીઓમાં પ્રફુલ્લ કમલ પુષ્પ ઝીણું ઝીણું નાચે એમ રાજસભા વચ્ચે ઉભીને ઉછળતી સંગીતલહરીઓમાં કમલવત્ ડોલે છે. )

**ખાનખાનાન :** તુલસીદાસજીનું આ નવું પદ, જહાંપનાહ !
એક આંખે અયોધ્યા નિરખ્યું,
ને બીજી આંખે દીઠી મથુરાનગરી.
ને બન્ને નયને વન્દન વન્દ્યા.

**તાનસેનજી :** બાદશાહી મહેલમાં વસન્ત વાય છે આજ.
શીખતી ને સ્હોડમ ફોરતી;
પ્રફુલ્લ્યે એ શા શા ન બહલાવે પરાગ ?
રાયપ્રવીણ અત્યહારે છે પ્રફુલ્લેલું પુષ્પ.

**રાજા બીરબલ :** દેશદેશના ચમનમાં પ્રસરી છે હવે
રાયપ્રવીણની કલાકીર્તિની સુવાસના.
કેશવદાસજીએ રચ્યા પ્રવીણરાયજીને કાજ
કવિપ્રિયા ને રસિકપ્રિયાના રસગ્રન્થો.
એ બે રસપાંખે ઉડે છે રાયપ્રવીણ
આજની ભારતની કુંજોમાં.

**અકબરશાહ :** શું ગાયું ? રાયપ્રવીણજી !
પૃથ્વીના ને સ્વર્ગના દિલડોલાવન્તું એ ?
એ પહેલું ચરણ—

**રાયપ્રવીણ :** **યુગલચરણામ્—**

( એકાએક ખમચે છે. )

**અકબરશાહ :** શાને ખમચાવ છો ?

**રાયપ્રવીણ** : કાંટો વાગ્યો; પગે નહિ હૈયામાં.
પૃથ્વીના પાદશાહ ! ખુદાના પડછાયા !
ભૂલ થાય છે સ્હમજવામાં.
એક પ્રભુના એ તો બે અવતારો હતા.

**અકબરશાહ** : ત્‍હારે અદ્વૈત નથી પરમાણુતાં આપ
બાદશાહનાં ને ઓડછાનરેશનાં ?

**રાયપ્રવીણ** : રસનાં નથી, રાજ્યનાં છે એ અદ્વૈત.
અદ્વૈતરસિયાં આશકમાશૂકને યે
દ્વૈત તો પ્રત્યક્ષ જ છે દેહનાં.
બાદશાહ ! ભૂલ થાય છે.
સાવધાન; મેરૂ કોર મરડે છે.

बिनती रायप्रबीनकी सुनिये, शाह सुजान !
जूठी पतरी भखत हे बारी बायस श्वान.

( હવે અકબરશાહ, તીરભેદાયા શા, ખમચે છે: આગ્રાનો રાજદરબાર છાંડીને અન્તર્ગુહામાં ઉતરી જાય છે. પાછા પધારીને )

**અકબરશાહ** : રાજા બીરબલજી ! રથ ફરતા
પાંચસો સોનાનીઓ ભેજજો.
દશ હાથી લાધજો બક્ષીશોથી.
રાયપ્રવીણને ઓડછા પાઠવો.
કોડી દંડની માફીનો રૂક્કો આપજો.
આસ્માનનો ગુંબજ ફોડીને
અદ્‌ભુત દાખવ્યાં રાયપ્રવીણજીએ.
ચિન્તામણિએ સુરદાસજીને સદ્‌બોધ્યા,
રાયપ્રવીણે અકબરશાહને સદ્‌બોધ્યા.

**અબુલફ્ઝલ :** અકબરશાહીના અફલાતૂની ઝમાનામાં
કલાવન્તીઓ યે છે જાણે સતીઓ સમોવડી.

(મુજરો કરી રાયપ્રવીણ ઓવારણાં લે છે; તાનસેનજી કને જઈને ચરણરજ નયને છાંટે છે.)

**રાયપ્રવીણ :** ગુરુદેવનાં દર્શને બહાદુર કીધી.
નહિં તો તો હારી બેઠી'તી શાહસભામાં.
શાહનશાહ સુણશે અતિથિનો મુજરો ?

**અકબરશાહ :** કૂવા કિનારે જલ ભરે
સાહેલીના સાથ;
દીઠાં, પિધાં જલ, પથ પળ્યાં;
ક્ષણના એ સંગાથ.
રાયપ્રવીણ ! ગાવ એ અતિથ્યનું ગીત.

**રાયપ્રવીણ :** (અજબ અંગહિન્ડોલનાં નૃત્ય સાથે આતિથ્યનું ગીત ગાય છે.)

આભમાં ઉગતી કલાનો ચન્દ્ર ઉગ્યો,
કે ચન્દની શું મટકાં ભરે રે લોલ;
જાણે કોઈ બ્રહ્મપુરનો રમનારો
આગમની વાતું કરે રે લોલ.

ન્હાળ્યા—ન્હાળ્યા પાંપણને પલકારે,
ત્ય્હાં દેવ શા ઉડી જશો રે લોલ;
એવા મ્હારા આતમના મહેમાન !
કે ક્ય્હારે પાછા આવશો રે લોલ ? ૧

મીઠડા મધુરસ ટહુકે મોરા,
કે વીજળી ઝબકે ઝીણી રે લોલ;
જાણે કોઇ સ્નેહભૂખી મીટડી મટકે,
પ્રચંડ ને હૈયામીણી રે લોલ.

દીઠડી–ન દીઠડી ત્ય્હાં વીજ એ વિરામી,
કે કીકીઓની કુંજથી રે લોલ;
એવા મ્હારા મનડાના મહેમાન
કે આજ અંહિયાં નથી રે લોલ. ૨

લીલી–રંગલીલૂડી વગડાની વાટે
કે ઘોડીલા રૂમેઝૂમે રે લોલ;
પનિહારી પાણી ભરે પાણીઘાટે,
કે નેણુલાં નાચે–રમે રે લોલ.

આદર્યાં–ન આદર્યાં અનન્તના સન્દેશા,
ત્ય્હાં આથમ્યા એ ઓરતા રે લોલ;
એવા મ્હારા નેણુલના મહેમાન!
કે નિત્યનાં છે ન્હોતરાં રે લોલ. ૩

(આશ્ચર્યભરતીનાં અજવાળાંમાં શાહસભાને ડૂબાડી રાયપ્રવીણ અલોપ થાય છે. ખડકકોતરી મૂર્તિઓ શા સભાજન સ્તબ્ધ રહે છે.

ક્ષણ–બે ક્ષણ પછી બહાર જયડંકો વાગે છે, મહાસામન્ત ટોડરમલ્લ ને બંગાળાનો ખાન દાઉદ આવે છે.)

**ચોબદાર** : નિગાહ કીજિયે, જહાંપનાહ!
બંગાળવિજેતા રાજા ટોડરમલ્લની તસ્લીમ;
બંગાળનવ્વાબ ખાન દાઉદનો સિજદો.

(વીરવર ટોડરમલ્લ ત્રણ ત્રણ તસ્લીમ ભરીને શાહસિંહાસન સમીપે સંચરે છે; ખાન દાઉદ સિજદો કરી ત્રણ વાર ઝમીનબોસી કરે છે.)

**વકીલે સલ્તનત** : રાખો હવે, દાઉદખાનજી!
શાહાનશાહ સ્વીકારે છે.

(ખાન દાઉદ ઉઠીને અમીરોમાં અધોમુખ ઉભે છે.)

અકબરશાહ : ગંગાતીરના શેર ખાન દાઉદ !
મુગલસેનાને ખૂબ રઝળાવી
ગંગાતીરની ભૂલભૂલામણીઓમાં.
શાહ્બાશઃ શું કહું ? ત્હમે યે થાકયા
વાઘોમાં વસીવસીને માનવવાઘ.
જાવ, ર્‌હોટાસમાં રહેજો,
બે હજારીનો કમરબન્ધ બાંધજો.
ટોડરમલ્લજી ! રાજાનો શિરપેચ ધારો.
વાઘના વાસ, જલની ઝાડીઓ,
બંગાળ જીતવું એટલે વાઘનાં વન જીતવાં.

ટોડરમલ્લ : શાહાનશાહનાં સદ્‌ભાગ્યે સહુ સુલભ.
નહિ તો ખાન દાઉદે છે
ભાગીરથીભોથાંઓના અટાપટાળા વાઘ.

અકબરશાહ : પરમ વૈષ્ણવ રાજા ટોડરમલ્લજી !
ચિતોડને જીત્યા, બંગાળને જીત્યા.
જગતને જીતવું એકલું બસ છે ?
જીત્યા છો, હવે જમાવો.
વાદળી વરસે ને સરોવર ભરાય,
હીરાં વરસે ને જમીન ઉભરાય.
રણડંકો કીધો, હવે સંસારડંકો કરો.
ભરતખંડના ભડવીર ભૂમિપુત્રો
એ જ છે મ્હારા રાજભંડારના ભંડારી.
વાવ, કૂવા, તળાવ, બન્ધ ને નહેર બાંધો;
સરિતાઓમાંથી સરિતાઓ વહેવડાવો,

ને ઝીલો મેઘની ઝડીઓ
એ જગહાથેળીઓમાં;
ને ધરતીને ધરાતાં પાવ પછી.
વડ પાડો, આંક માંડો,
ઉત્તેજન ઘો, અભય આપો કે
ખેડશે, વાવશે, ઉગાડશે, તે ત્હેનું છે.
બાદશાહી રૈયતમાં રૈયતવારી સ્થાપો.
વૈષ્ણવ છો, તમ ધર્મ છે ભરણપોષણ.
ભરો-પોષો રૈયતના ભંડાર,
ને છલકાય તેથી ભરો બાદશાહતનો ખજાનો.
રૈયત છે રાજ્યની રખેવાળ.

**ટોડરમલ્લ :** જેવું જહાંપનાહનું ફરમાન.
ધીરે દૂહોશે એ દૂધ પામશે,
ઉતાવળે દૂહોશે એ વહકાવશે પ્રજાગાયને.

(દિલ્લ્હીઆગ્રાનો જગત્ઝવેરી મલેક મસાઉદ ને સંગાથે ઈસ્પહાનના મીરઝા ઘયાસ બેગ રાજસભામાં આવે છે.

ઝવેરી ત્રણ તસ્લીમ ભરે છે, મીરઝા સિજ્દો કરે છે. દેશદેશનાં અજબ ફળ અત્તર શરબત ને પેરવટાં બે લીથમ ઝવેરી નઝર ધરે છે.)

**અકબરશાહ :** આવો-આવો, ઉડતા પંખેરૂ !
ક્ય્હાં ક્ય્હાં ઉડી આવ્યા ?
ઇસ્લામની વાડીઓના શા છે સમાચાર ?
જાગતી જગતકુંજોમાં
શાં શાં ગવાય છે ગીત ?
ત્હમે તો છો સફરી જહાજ.

લાવ્યા લાગો છો સંગાથે
ઈરાનની સુજનતા ને ઇસ્પહાનની દાનેશમન્દી.

**ઝવેરી** : દેશદેશમાં ભટકી આવ્યો, જહાંપનાહ !
ભારતવર્ષ બીજું ન દીઠું ક્ય્હાંય.
જગતની ઝાડીઓમાં,
મહાસાગરની યે પેલે પાર,
મક્કા શરીફ મૂકી મઘરબની ગુફામાં
એક જ વાગે છે યશડંકો આજ,
મુગલાઈની મહાનામ બાદશાહતનો.
—આ તો રત્ન લાવ્યું છે રણવગડે.
અમૂલું છે; બાદશાહને અર્પણ હો.

**અકબરશાહ** : જગતઝવેરી છો–પરમ નૂરના પારખ.
ઓછાં કે અધૂરાં ન જ હોય
તમમૂલવ્યાં મણિ ઘોડા કે માનવી.
–કોણ છો ? સજ્જન !

**ઘયાસ બેગ** : હિન્દુસ્તાનમાં છું નવીન,
ચ્ઘતાઈની રાજસભામાં છું જૂનો.

( બાદશાહ વિચારવમળે ચ્હડે છે. )

**રાજા બીરબલ** : એટલે ? સજ્જન !

**ઘયાસ બેગ** : દાનેશમન્દોના દરબારમાં યે
એ કોયડો મ્હારે ઉકેલવાનો હોય ?

**અબુલફઝૂલ** : ઇતિહાસના કોયડા ઇતિહાસશનાસો ઉકેલશે.
મધ્યએશિયામાં છે વતન.–

**ઘયાસ બેગ :** સત્યની સમીપમાં છે એ કલ્પનાઃ
બે પાડોશીઓની પેઠમ.
નીલાબ ત્હેલી વાર ઓળંગી છે,
બાદશાહી વંશનો છું પુરાણો નોકર.

( અબુલફઝ્લ પણ નિરુત્તર થાય છે. )

**ઝવેરી :** શાહ્‌બાશ, શાયર વસલીના ફરઝન્દ !
વઝીરે યઝ્દના સન્તાન ! શાહ્‌બાશ.

**ઘયાસ બેગ :** હિન્દમાં પરદેશી છું, જહાંપનાહ !
જમનાતીરે પહેલો છે પાય.
શીરાઝ મ્હારૂં વતન છે,
ઇસ્પહાન મ્હારૂં રાજછત્ર છે.
આસ્માનના સિતારાઓના મન્ત્રદ્રષ્ટા,
દુઃખદાઝ્યા પણ દિલદિલાવર હુમાયુન્‌શાહ
ઇરાનના ગુલઝારોમાં વિહરતા
ત્ય્હારે ખિદમતમાં હતો શાહ તમસ્પ વતી.
એમણે ખુદાનો દરબાર શોધ્યો,
મ્હારે શોધવો પડ્યો છે જહાંપનાહનો દરબાર.

**અકબરશાહ :** પુણ્યશ્લોક રાજપિતાની રાજસેવા
એ અકબરશાહની છે મહાસેવા.
સર્જન ! સાચ્ચા છો:
બાદશાહીના ત્હમે પુરાણા સેવક.
ત્હમારામાં સંગમ પામ્યાં છે
શીરાઝની કવિતા ને ઇસ્પહાનના રાજમન્ત્રો.
અકબરશાહ ગુણઓશિંગણ છે ઇરાનનો

હુમાયુન્‌શાહની સેવાઓને કાજ.
એથી યે અદકેરા સેવજો, સર્જન !
અકબરશાહને ને બાદશાહી ફરઝન્દોને.
રાજમહેલમાં વાવજો શીરાઝના ગુલઝાર.

( મીરઝા ઘયાસ બેગ કુરનસ કરે છે, સિજદો ભરે છે, ઝમીનબોસી કરે છે. )

**ઘયાસ બેગ :** સલ્તનતની સુગન્ધ એ ઇતિહાસ છે;
કાળલખિયાં કાવ્ય એ ઇતિહાસ છે;
સૂર્યચન્દ્ર તપે છ ત્યમ તપજો સદા !
બાદશાહી તખ્ત ખુદ ઇતિહાસ છે.

**અકબરશાહ :** કાં, રાયરાયાન પૃથિવરાયજી !
શા સમાચાર છે મેવાડના સિંહના ?

**પૃથિવરાય :** વાયુ લાવ્યો છે વાત, મહારાજ !
ને એ છે વાયુના જેટલી અદૃશ્ય.

**અકબરશાહ :** શું કહો છો ? ખાનખાનાન !

**ખાનખાનાન :** રાજમહેલો યે છિદ્રવિહોણા નથી
કે મહીં ગપના વાયુ ન પ્રવેશે.

**અકબરશાહ :** એટલે ?

**ખાનખાનાન :** હળદીઘાટમાં રાણાજી હાર્યા એ સાચ;
સુન્દરીઓને રાણાજી સન્તાપે છે એ ગપ.
આગ્રાનો બાદશાહી દરબાર એ સાચ;
આગ્રાનું બળબળતું બાઝાર એ ગપ.

**કવિ ગંગ :** મેવાડના એ વીરકેસરીએ, મહારાજ !
જાળવ્યાં'તાં માન ખાનખાનાનખાનમનાં.

**અકબરશાહ** : રાણાજી નમ્યા એ બળબળતી ગપ ત્‍હારે ?

**પૃથ્વિરાય** : પશ્ચિમે સૂરજ ઉગ્યા જેવડી.
બેઅદબીની ક્ષમા યાચું છું:
આ દૂત આવ્યો, સન્દેશ લાવ્યો.

( એક બિકાનેરી રાઠોડદૂત રાજસભામાં આવે છે, બાદશાહને ત્રણ તસ્લીમ ભરી રાયરાયાનને એક તસ્લીમ ભરે છે. )

સામન્ત ! શા સમાચાર લાવ્યા છો ?
સંભળાવો બાદશાહ સલામતને.

**રાઠોડદૂત** : ( તખ્તપાયે નિહાળી રહીને )
સાંભળિયે, જહાંપનાહ !
મહારાણાજીને શોધતાં શોધતાં
ગીરવામાં ઘૂમત કે રણમાં આથડત:
પાતાળમાંથી યે લાવત ભાળ.
પણ ગોગુંડાનો ઘાટ ઓળંગ્યો
ત્‍હાં વાગતાં'તાં ઢોલનગારાં,
સજનસજની હોરી ખેલતાં'તાં ત્‍હાં;
અબીલગુલાલ ઉડી રહ્યા'તા;
મેવાડ આનન્દોત્સવ ઉજવતો હતો.
સાંભળ્યું ભામાશાહે ભંડાર ઠાલવ્યા
ને ક્ષત્રિયોએ આયુષ્ય ઠાલવ્યાં.
વીરત્વની ઝાળ ફરી વળી વનવગડે,
ને મુગલોનો મટીને
મેવાડ મેવાડીઓનો થયો.

( આશ્ચર્યસમાચાર સાંભળી રાજસભા થંભી જાય છે, આથમતા સૂરજ જેવા રાજા માન ખિન્નમુદ્રાળા થાય છે.

જગયાત્રાળુ સમા ભમતા ભમતા એક કવિરાજ, વાઉછાળ્યા કેવડાપાન સરિખડા, અગ્નિવર્ણા, શાહસભામાં પધારે છે. સભામંડપની મધ્યમાં પધાર્યે મસ્તકેથી પાઘ ઉતારી શાગીર્દને સોંપે છે, હૈયે જમણો હાથ નાંખી શિર ઝૂકાવી નમન નમે છે. )

**કવિરાજ :** ગગન અન્ધારાં ઘોર
જમના થઈ જગ અવતર્યાં;
અકબર ઉગમતે પ્હોર
અવની ઉજિયારાં કર્યાં.

**અકબરશાહ :** પધારો, કવિરાજ !

**કવિરાજ :** જ્ય્હાં શારદનાં સન્માન,
કવિઓનાં ત્ય્હાં પધારવાં જ છે ને, ભા !
રાવ, રાણા કે બાદશાહ:
કવિ કે હાથી બીજે ક્ય્હાં પરવરશે ?

**રાજા બીરબલ :** કવિરાજ કારમાક છે, જહાંપનાહ !
દેવીપુત્ર દર્શોજી આઢા
અગ્નિદેવ છે એ અગ્નિભોમના.

**અબુલફઝલ :** પણ રાજસભામાં, કવિરાજ !
ઉઘાડે માથે નમન શાનાં ?

**કવિરાજ :** મસ્તક મ્હારૂં છે તે નમ્યું,
પાઘ પરાયો છે તે નમ્યો.

**ખાનખાનાન :** निरंकुशाः कवयः.
બાદશાહને મન કવિઓનાં છે બહુમાન.

કવિઓ એટલે સરસ્વતીના મયૂર.
બાદશાહનું નહિ, કવિરાજ!
આ તો છે રાજસભાનું અપમાન.

કવિરાજ: એ પાઘ ન નમે, ભા! ન નમે.
ધ્રુવ ચળે, મેરૂ ડગે,
કે મગ મરડે હિમવાન;
પણ એ પાઘ ન નમે.
એ-એ! અપમાન થાવા ન દેવાં
એ ય છે મ્હોટપ ને બહુમાન.
એ પાઘ છે મહારાણાજીનો.
એક વેળા હદ-બેહદના રાણોજી રીઝ્યા,
એકલીંગજીને સમર્પિત મસ્તકશિખરેથી ઉતાર્યો,
ને આ મસ્તકે ધરાવ્યો આ પાઘ.
મહારાણાજીનો પાઘ ન નમે
બાદશાહી રાજદરબારમાં.
હિમાળાનું શિખર નમે
તો રાણા પ્રતાપનો પાઘ નમે.

(રાજસભા સૂની શમશમાકાર સમી થંભે છે જાણે તોફાન પહેલાનો પ્રશાન્ત સાગર. સહુ ચિન્તવે છે કે બાદશાહી રાજસભાનાં આવાં અપમાનથી અકબરશાહ શું કહેશે કે કરશે?

ક્ષણેક-બે ક્ષણેકમાં કમળપુષ્પાળો બાદશાહી હાથ ઉપડે છે. સહુ ધારે છે શાં યે ફરમાન થશે. મુગટમાથી શહેનશાહ શિરપેચ ઉતારે છે.)

અકબરશાહ: કવિઓ તો છે અક્ષરના ઉપાસક:
દુનિયા છે ક્ષરને ભોગવનારી.
અટંકા ક્ષત્રિયોના અટંકા છો રાજકવિ.

રાજી છું, નવાજું છું, કવિરાજ !
હ્યો આ બાદશાહી શિરપેચ.
રાણાજીના પાઘને નથી નમાવન્તા;
બાદશાહતના શિરપેચનાં યે
કરજો એવાં જીવાળી શાં જતન.

**કવિરાજ** : ( વિનયથાળ શી હાથેળીમાં શિરપેચને ઝીલીને )
મ્હારો એક છે પ્રશ્ન, મહારાજ !
અકબરશાહના નવરત્ન દરબારને,
દાનિશમન્દો ને દૂરઅન્દેશોની આ રાજસભાને.

**અકબરશાહ** : ફરમાવિયે, કવિરાજ !

**કવિરાજ** : નજીવો છે, પણ રસશાસ્ત્રનો છેઃ
મસ્તક વધે, કે હૃદય ?

( રાજસભા ઘડીક ચિન્તનલહરે ચ્હડે છે. )

**તાનસેનજી** : કવિરાજને તો પ્રશ્ન જ ન હોય એ.
શ્રુતિવાક્ય છે **रसो वै सः**.
કવિએ ને તો રસરાજ છે સર્વોપરી.
ને હૈયામાં છે રસના રાજમહેલ.

**અબુલફ્ઝલ** : ખૂબ કીધી, પણ એકતરફી.
સંગીતરાજ ! અર્થ વધે, કે આલાપધારી ?
અર્થવિહોણાં આલાપનાં સ્વરસંગીત,
ને અર્થભર્યાં ગૌરવવન્તાં વ્યંજનસંગીતઃ
એમાં કોણ વધે ? તાનસેનજી !
ને અર્થના રાજંમહેલ છે મસ્તકમાં.

રાજા બીરબલ : સૌન્દર્યકલાપશોભિત સુન્દરી વધે?
કે રણરઢિયાળો શસ્ત્રસોહન્તો સુભટરાજ?
દિલ વધે, કે ડહાપણ?
પરાભક્તિ વધે, કે પરમ જ્ઞાન?
પહેલું ફૂળ, કે પહેલું બીજ?
એવો છે કૂટ પ્રશ્ન આ, મહારાજ!
મસ્તક વિંધાયે માનવી મરે,
હૈયું વિંધાયે પણ માનવી મરે.
માનવીના માનવદેહને મહેલે
મસ્તક ને હૈયું બન્ને સમોવડિયાં.

અકબરશાહ : બીરબલજીનું સાચું છે ચેતનશાસ્ત્ર.
રાજા વધે કે રાણી?
પ્રજાને મન રાજા વધે,
રાજાને મન રાણી વધે.
રાજારાણીનાં સંગાથે મંડાતાં સિંહાસન.

કવિરાજ : સાચ્ચું છે, મહારાજ!
મસ્તક ને હૈયું છે સમોવડિયાં.
મસ્તકે માંડયો છે મેવાડી પાઘ;
હૈયે માંડીશ બાદશાહી શિરપેચ.

( હૃદયસ્થાને શિરપેચને પરોવે છે. )

મેવાડનો રાણો ને દિલ્હીનો બાદશાહ
કવિજનનાં છે જમણાં ને ડાબાં નયનો.
એકકે યે ફોડયાં ન ફોડાય.

કવિ ગંગ
રાય પૃથ્વીરાજ : } શાહબાશ; મેવાડી કવિરાજ! શાહબાશ.

અકબરશાહ : દિગ્વિજય કીધો, કવિરાજ !
નવરત્ન દરબારને યે જીત્યા;
દિલ્હીઆગ્રાના બાદશાહ સુદ્ધાંને.
રસરાજેન્દ્ર છો, અટંકા રસદેવ છો:
રસદેવ તો જીતેજને બાદશાહને.
રાય પૃથિવરાજ : આ અગ્નિઝાળ ફાકી ફાકીને
ઉછરે છે મેવાડનાં સન્તાનો:
દૂધમલ, કોડીલાં, ને રણુરઢિયાળાં.
અકબરશાહ : મેવાડ કવિઉછેર્યો દેશ છે.
કવિઓ જ પાય છે આત્માને અમૃત.
આલમ ઉભી છે એમની હથેળીમાં,
બ્રહ્માંડ રમે છે એમની કીકીઓમાં.
શિશોદિયાઓ સિંહ છે રાજસ્થાનના.
જુદ્ધમાં યે જોયા નથી રાણાજીને.
એક વાર જોવો છે એ વનકેસરીને.
મહારાણો પ્રતાપ ને અકબરશાહ
એક હોત, કવિરાજ !
તો ભૂમંડલને યે ભારે પડત.
મહાસાગરની પાળોને પૂલ બન્ધાત,
અવનીને આરે આરે જયદુર્ગો મંડાત.
કવિ ગંગ : શાહ ! એક અભયવચન છે ?
અકબરશાહ : કવિઓને છે સદાયનાં અભયવચન.
કવિઓ યે કડવાં નહિ ભાખે
તો બન્ધ પડશે અવનીતલમાં
સાચના સંભળાતા સૂર.

કવિ ગંગ : હવે હદ થઇ છે, શાહ !
મેવાડને મા છેડો.
માઝાને સ્હમજો એ મહાસાગર.
ગીરવામાં નિર્ભ્રાન્ત વિહરવા દ્યો
મહારાણાજીના સિંહોને.

અકબરશાહ : કવિઓનાં વેણ વૃથા ન હોય.
કવિરાજ ! મેવાડના મહારાણાને કહેજો,
રાજસ્થાનના ક્ષત્રિયકુલને ભાખજો,
રાજસ્થાનને અભય છે અકબરશાહનાં.

કવિ ગંગ : हिन्दु–मुसलमां दो खडे,
गिरिराण, जगभूप;
कोन शूर ? तपशाली को ?
कोन उदार अनूप ?

અકબરશાહ : ઝમાનાના ગોહર ! વઝીરે સલ્તનત !
સહસ્રાબ્દિ ઉજવવાની છે ઇસ્લામની.
ઇસ્લામ છે આસ્માનનું નૂર.
સૂરતના નવ્વાબને ફરમાન ભેજો,
નોસારીના વડા દસ્તૂરજીને પાઠવે.
અમદાવાદથી હીરવિજયસૂરીશ્વજીને ન્હોતરો.
ને ફરક્રૂરની સાગરકુંજોમાંથી
પાદરી બાવાને આમન્ત્રો
આપણા **સર્વકલ્યાણના સમારંભમાં.**
દિશદિશમાંથી ન્હોતરો
પુણ્યના એ પુણ્યસ્થંભોને.

મ્હારે રચવું છે પ્રભુનું મહામન્દિર
પૃથ્વીનાં પુણ્યની એ સ્થંભાવલિ ઉપર.
સુલહ-ચે કુલ્લ! સુલહ-ચે કુલ્લ!

(સોનાશીંગડીએ ને કંઠમાં ને કાને પુષ્પમાળા ને પુષ્પગુચ્છોથી શણગારીને નરહરિ કવિ બાદશાહી રાજસભામાં એક ગાય સંગાથે પધારે છે. ગૌમાતાની શીંગડીઓની વચ્ચે કુંકુમરંગી પાટીમાં સોનેરી અક્ષરે કવિતા આલેખેલી છે. બાદશાહને હાથ જોડીને નરહરિ કવિ ઉભા રહે છે.)

**અકબરશાહ :** પધારો, કવિરાજ!
અહોભાગ્ય છે બાદશાહનાં આજે
કે કવિરાજોની કૃપા વરસે છે.

**રાજા બીરબલ :** ગૌમાતાને શેનાં ધરાવ્યાં છે
માદળિયાં? કવિરાજ!

(ગૌમાતા ચમકે છે, પોકારે છે.)

**નરહરિ કવિ :** ગૌમાતા નહિ, દેશમાતા છે એ.
દેશમાતાની ફરિયાદ છે બાદશાહને:
ઇન્સાફ સહુને સરખા હોય,
ઇનસાનને તેમ જ હેવાનને.

**અકબરશાહ :** દેશમાતાની શી છે ફરિયાદ? કવિરાજ!

**નરહરિ કવિ :** દેશમાતા પૂછે છે બાદશાહને
કે અકબરશાહ ને શાહ નોશીરવાનમાં
શા શા છે રાજભેદ?
દિલ્હીઆગ્રા હજી બાગે દાદ કાં નથી બન્યાં?

**શેખ ફૈઝી :** દિવસે સૂર્યરાજ પૃથ્વી જોઇ વળે,
રાત્રિએ ચન્દ્રરાજ નભોમંડળ ઘૂમી રહે,

એમ સંભાળે છે અહોરાત્ર સામ્રાજ્યને
શાહોના શાહ અકબરશાહ.
એ અખંડ જાગરણમાં, એ અથાગ પરિશ્રમમાં
અધુરપો નિરખી ગૌમાતાએ.
રાજસભાને ભાખશો એ ઉણપો ?
સૂર્યચન્દ્રથી યે અધિકડું
શું વાંછે છે ગૌમાતા ?

**નરહરિ કવિ :** સુણિયે, એ મુગલાઇના મન્ત્રીશ્વરો !
દેશમાતાની જગત્ફરિયાદ.

अरि हु दन्त तृन धरैं, ताहि मारत न सबल कोइ;
हम सन्तत तृन चरही, बचन उच्चरहिं दीन होइ;
अम्रतपय नित स्रवहि, वच्छ नहि थंभत जावहि,
हिन्दु हि मधुर न देहि, कटुक तुरक हि न पियावहि;
कहे कवि नरहरि अकबर ! सुनो, विनवत गौ जोरे करन;
अपराध कौन मौहि मारियत ? मुयहु चाम सेवत चरन.

( નરહરિ કવિનાં શબ્દબાણ દિશદિશમાં ઉછળતાં ઉછળતાં અન્તરિક્ષમાં સુસવાટા બોલાવે છે, રાજસભાના વાતાવરણને ડગમગાવે છે, મન્ત્રીશ્વરોના મર્મસ્થાનને વીંધે છે, અકબરશાહની હૈયાટાલમાં ભોકાઇ લટકે છે. )

**અકબરશાહ :** અકબરશાહના રાજમન્ત્રીઓ ન્યાયમન્ત્રીઓ છે,
અકબરશાહની રાજસભા ધર્માસન છે:
જગત જાણશે ને ઇતિહાસ નોંધશે એ.
અકબરશાહની આલમપનાહીમાં
અભય છે આજથી એ દેશમાતાઓને.
ગૌચરોમાં ચારો ચારજો,
ને દૂધ પાજો હિન્દુમુસલમાનને;

અકબરશાહની સારી સલ્તનતને.
હાનેશમન્દે ઝમાના ! અબુલફ્ઝ્લ !
બાદશાહતની સૂબાગિરિઓમાં ભેજો
ગોવધબન્ધીનું બાદશાહી ફરમાન.

**કવિ ગંગ :** આવો, કોઇ આવો ત્રિલોકનાં પડમાંથી,
ને માગી લ્યો મગાય તે.
અકબરશાહ આપવા બેઠા છે આજ
એમના આત્માના કટકાઓ.

**રાજા બીરબલ :** દિલીપે ગોધણ ચાર્યાં હતાં,
અકબરશાહે ગોધણને અભય દીધાં.

**નરહરિ કવિ :** આશીર્વાદ છે ગૌમાતાના શાહને;
ગાયો વિચરે છે એટલી સાગરબાંધી ધરતી
બાદશાહતની થજો !

(આગળ ચાર હાથીઓ, ત્હેમાં બે ઉપર ડંકો ને બે ઉપર નિશાન; પાછળ ચાર હાથીઓ, ત્હેમાં બે ઉપર દદામાં ને બે ઉપર ત્રંબાળાં; મધ્યે મેરુશિખર નામનો ઉન્નતકાય શાહહાથી; ને મેરુશિખર ઉપર રત્નજડિત છત્રિયાળી સોનાઅંબાડીમાં એક ઇસ્લામી મૌલવી ને એક હિન્દુ મહામહોપાધ્યાય એમ બે મહાપંડિતો સંગાથે મહાનામ અકબરશાહીની જગઓજસ્વિની જાહોજલાલીની ભવ્ય સવારી પધારે છે. બાદશાહ સુદ્ધાં રાજસભા ચકિત થઇને આશ્ચર્યનયને નિહાળી રહે છે.)

**અકબરશાહ :** ચતુરાઇના ભંડાર રાજા બીરબલજી !
ત્હમારાં હશે આ કૌતુકનાં હસ્તિમંડલ.
મ્હારી વિક્રમસભાના છો કાલિદાસ–

**રાજા બીરબલ :** જહાંપનાહ ! તારાઓ સહુ
એક જ દિશામાં નથી ઉગતા:
એક જ સેવકનાં ન હોય સહુ કૌતુકસંઘ.

ઇલ્મના સાગર, બુદ્ધિરત્નોના ભંડાર,
ત્રિકાળને ઘોળી-ઘોળીને સારવનાર,
ઇતિહાસનાં અમૃત નિતારી જગતને પાનાર,
સર્વદ્રષ્ટા, દાનેશમન્દ, ઝમાનાના અફલાતૂન
અબુલફઝલનાં છે આજનાં આ કૌતુક.

અકબરશાહ : ઝમાનાના મન્થનહાર શેખજી !
શેનાં માંડયાં છે આ કૌતુક ?

અબુલફઝલ : કૌતુક નથી એ,
કૌતુકને યે ઝંખવતો છે ઇતિહાસ.
સૂરજનાં અજવાળાંથી ઉજળી
દીઠી નથી કવીન્દ્રની કો કલ્પના.
મેરુશિખરની અંબાડીમાં છે
અકબરી યુગની અનસ્ત જાહોજલાલી,
ને મુગલાઈના ત્રિકાળના જગસન્દેશ.

અકબરશાહ : એટલે ? શેખજી !

અબુલફઝલ : એ છે અકબરશાહીના અમ્મર ગ્રન્થો.
એ તો છે ઝમાનાનું દફતર,
અકબરનામું ને આઈને અકબરી.
આયુષ્ય હશે તો ત્રીજી પાંખડી પૂરીશ;
આ છે ઇતિહાસની બે પાંખડીઓ.
રૂમશામ ને ઇસ્પહાનમાં, બગદાદ ને સમરકન્દમાં,
બલ્ખ બૂખારા ને મક્કા શરીફમાં,
ઇસ્લામની આસ્માનનૂર કુંજકુંજમાં
નકલો ઉતરાવી-ચિતરાવી પાઠવી છે.
આગ્રાનગરીની કરાવી નગરપ્રદક્ષિણા;

હવે પધરાવે છે રાજભંડારમાં.
કાળના ખડકખોળે ત્ય્હાં વિરાજશે સદા.

**અકબરશાહ** : એ છે ઝમાનાની જીહ્વાઓ.
અકબરશાહનાં કોહેનૂરનાં નૂર
કોઈક દિવસે યે આથમશે:
નહિ આથમે ત્રિકાળમાં યે એ
અબુલફ્ઝલનાં શબ્દમણિઓનાં નૂર.
કાળના પડછાયા પડયે યે ઝંખવાશે નહિ
અબુલફ્ઝલે અકબરશાહને ધરાવેલો
એ આલમપ્રકાશ કીર્તિમુગટ.
મોંઘામાં મોંઘાં રાજરત્નો ઉપર
પધરાવજો એ મહાગ્રન્થોને.

**કવિ ગંગ** : અબુલફ્ઝલે અકબરશાહને અમૃત પાયાં.
રૂપાની જ્યોત ઝગે જનમંડલ, કાંચનજ્યોત ઝગે ધનરૂપા;
ચન્દ્રની જ્યોત ચતુરદગે ઝીલી, સૂર્યની જ્યોત ઝીલે ધૃણીધૃપા;
રૂપની જ્યોત રસિકઉરે રમે, વીરની જ્યોત સુયત્નસ્વરૂપા:
કવિ ગંગ કહે સુનો, શાહ અકબ્બર ! કીર્તિની જ્યોત અખંડ અનૂપા.

**અબુલફ્ઝલ** : મ્હેં તો દીઠું છે તે ભાખ્યું.
કવિતા નથી રચી, ઇતિહાસ આલેખ્યા છે.
એ ઇતિહાસ સન્મુખ જગત્કવિતા ઝંખવાશે.
જગતના શાહાનશાહોની નામાવલિમાં
અકબરશાહ એક જ છે અમૃતના અધિકારી.

(અકબરાબાદના દુર્ગકાંગરા ઓળંગી, જમનાને પેલે પાર, સલ્તનતના ચોખૂટમાં, ઉછળતી ઉછળતી એ શબ્દાવલિ, દુનિયાના આરાઓ સુધી, દિશદિશની ઘટાઓમાં, ઇતિહાસની ગહરી ગહરી મહાકુંજોમાં પડઘા પાડતી પાડતી અબુલફ્ઝલની અમૃતાક્ષરી અમૃતપાંખે ઉડતી કાળવહરે પરવરે છે.)



# પ્રવેશ ૧ લો: દીને ઇલાહી

( ચન્દ્ર ને શુક્ર સમોવડા મહાધર્મોના ધર્મધુરન્ધરો જગતઇતિહાસમાં અનુપમ ફતેહપુર સીક્રીના ઇબાદતખાનામાં વિરાજેલા છે. ઈસ્લામી શેખ બિદૌની, હિન્દુ યોગી દેવીમિશ્ર, ખ્રીસ્તી ફાધર એકવેવિયા, જરથૂસ્થી મોબેદ મહેરજી રાણા, જૈન મુનિ ભાનુચન્દ્ર, બૌદ્ધ, સૂરી, ચારવાકી: નક્ષત્રમંડળ સમું ધર્માચાર્યમંડળ ને અન્તરંગ દરબારીમંડળ ફરતું વિરાજેલું છે ને વચ્ચે, ગિરિશિખરોમાં શિખરમન્દિર સમાન, નક્ષત્રમંડળમાં માર્તંડરાજ સરિખડા શાહાનશાહ મહમ્મદ જલાલુદ્દીન અકબર વિરાજેલા છે. ઝુમ્મરના અનેક દીપપ્રદીપોમાંથી તેજ પ્રગટે, સંગમ પામે, ને અન્તરિક્ષને અજવાળે એવું ઇબાદતખાનાનું અન્તરિક્ષ ઝગહળી રહ્યું છે: જાણે ધર્મજ્યોતિઓનો સમન્વય જગત અજવાળવા ઉતર્યો !

આજે વસન્તપંચમીનું પ્રભાત છે. બાદશાહ નવસૃજનના ઉત્સવે બેઠા છે. ફતેહપુર સીક્રીનો પ્રભાતડંકો વાગે છે. મહાધર્મમંડળ ખડું થાય છે. પૂર્વ દિશા ભણી હસ્તાંજલિ કરી ઉભે છે. ધીરે ધીરે ત્હાં સૂર્યોદય થાય છે. )

**યોગી :** हरिः ॐ; भू भूर्वः स्वः;
तत्सवितु र्वरेण्यं
भर्गो देवस्य धीमहि
धीयो यो नः प्रचोदयात्.
જગતનાં અન્ધારાં ધૂવે એ સૂર્ય,
ઉરનાં અન્ધારાં ધૂવે એ ધર્મ.

**મહેરજી રાણા :** વિશ્વના બે જ છે પ્રકાશ અને પૂજ્ય,
સૂર્ય અને અગ્નિ.

**અબુલફૂઝલ :** અલ્લાહો અકબર ! અલ્લાહો અકબર !
જલ્લે જલાલુહૂ ! જલ્લે જલાલુહૂ !
બાદશાહ એક છે, ધર્મધુરન્ધર એક છે,
સંસારધુરન્ધુર એક છે.

( સૂર્યોદયને શાહાનશાહ અર્ઘ્ય આપે છે. )

**અકબરશાહ :** ઉત્તરને અજવાળે એ ધ્રુવ,
આભ સમસ્તને અજવાળે એ સૂર્ય.

**ફૈઝી :** ખુદા એક છે, સૂર્ય એક છે,
શાહ પણ એક છે.

**બિદૌની :** ને પયગમ્બર પણ એક જ છે
ઇસ્લામના સૂર્ય હઝરત મહમ્મદ સાહેબ.

( કેટલાક દરબારીઓની ત્રિશૂળ સમી નયનધારાઓ બિદૌની ઉપર વરસે છે: જાણે બિદૌનીને વીંધી નાંખતી ન હોય. )

**ફાધર એકવેવિયા :** ખરૂં: ઇસ્લામનાં કિરણો છે અગ્નિનાઃ
જગતના ઘણા વ્હેમોને બાળ્યા એણે.

**અકબરશાહ :** વૃક્ષની એક જ ડાળે ફૂલ નથી.
આંબાની શાખાએ શાખાએ છે
મ્હોર ને કેરી.
પ્રભુનાં સત્ય પ્રત્યેક મહાધર્મમાં છેઃ
પરમ સત્ય સર્વસમન્વયમાં છે.

**ફૈઝી :** અલ્લાહો અકબર !

**અકબરશાહ :** આજ વસન્તપંચમી છે, શેખજી !
કરમાચેલાં ફાળે છે,
મ્હોરેલાં પ્રફુલ્લે છે.

જગતે નવજીવનના વાયુ વાય છે.
પૃથ્વીની પ્રજાપ્રજાઓ પાળે છે
પૃથ્વીનાં નવસૃજનનો આ ઉત્સવ.
આકાશનો અગ્નિ ઉતરશે
આજ આપણા ઉરમાં ને ધર્મમન્દિરે.

**યોગી** : આજે પ્રગટશે પૃથ્વીમાં
શાહાનશાહી અગ્નિહોત્રનો અગ્નિ.

**અકબરશાહ** : સદરુલ સદ્ર ! સલ્તનતના ધર્મસ્થંભ !
ઉચ્ચારો એ બાદશાહી ધર્માજ્ઞાઓ.

**સદ્ર** : ( ઉલુમાઓનો ધર્મનિર્ણય—બાદશાહી શરેહ વાચે છે. )
ઉમરાવો અનેક છે,
રાજદંડ એક છે;
પૃથ્વીના ખંડ અનેક છે,
આકાશનું રાજછત્ર એક છે:
પ્રારબ્ધ શું, બુદ્ધિના બોલ સમું
એમ આખરી ફરમાન એક છે:
અને તે શાહોના શાહના સિંહાસનનું.
શંકાનું સમાધાન એ છે,
પૃચ્છાનો નિર્ણય એ છે,
ધર્મધુરન્ધર એ છે.

**રાજા બીરબલ** : વન જોગીઓનું છે,
સંસાર સજનોનો છે,
સિંહાસન શાહનું છે.

**ભાનૂચન્દ્ર** : કુદરતનો કાયદો એક છે,
બુદ્ધિનો બોલ એક છે.

**અકબરશાહ** : શેખજી ! જાહેર કરો જગતને
દીને ઇલાહીની શરેહો,
વિશ્વધર્મોનો સર્વસમન્વય.

**અબુલફઝલ** : જલ્લે જલાલુહૂ ! જ્યોતિઓનો એ જ્યોતિ !

( દીને ઈલાહીના ધર્મમન્ત્રોનું ધર્મસ્તોત્ર ઉદ્‌ગાતા અબુલફઝલ ઉચ્ચારે છે. બિદ્દોની ને રાજા ભગવાનદાસ શિવાય સહુ બોલે છે એના પાઠ. )

વિશ્વનો વિશ્વંભર એક છે;
માનવીની માનવતા એક છે.
આયુષ્યના પરિમળ છે
પુણ્ય ને પાપ.
આભઉદાર દિલમાં દુનિયા સમાશે.
ગેબમાં જૂવે તે ગેબી.
આસ્માનના પડદાઓ પાછળ
અનન્તનાં આયુષ્ય છે.
અનન્તનાં આમન્ત્રણ સાંભળો.

**અકબરશાહ** : બુદ્ધિસાગર, જ્ઞાનભંડાર, અનુભવવૃદ્ધ,
આયુષ્યફળથી નમતા શેખ મુબારકજી
દીને ઇલાહીના છે ધર્માચાર્ય:
અકબરી યુગના છે અફલાતૂન.

**શેખ મુબારક** : વૃક્ષો અનેક છે, વન એક છે:
ડાળીઓ અનેક છે, થડ એક છે.

પ્રભુનો મહિમા ગવાવ જગતભરમાં;
પુણ્યની વાડીઓ પાંગરો જગતભરમાં;
સાધુઓનાં ફૂલ પ્રફૂલ્લો જગતભરમાં.
અકબરશાહ દીને ઇલાહીના ખલીફા છે.

**અકબરશાહ :** આવો, અનન્તના ઉડણહારા !
શેખ ફૈઝી ! પરમ સત્યને પામો.

**શેખ ફૈઝી :** ( સન્મુખ જઈ ધૂંટણિયે પડીને )
પૃથ્વી પરના સૂર્ય !
આપો દીને ઇલાહીની દીક્ષા.

**અકબરશાહ :** દીને ઇલાહીના ત્હમે અલેફ.

( રત્નજડયા સુવર્ણતરભાણામાંથી પવિત્ર જલ, ગંગા જમના સરયૂ સિન્ધુ બ્રહ્મપુત્રા નર્મદા ગોદાવરીનાં નીરનું સમન્વયનીર લેઇને અકબરશાહ શેખ ફૈઝીને આચમન આપે છે. પુષ્કરજી, ગોમતીજી, ગંગાદ્વાર, સમંતપંચક, માન સરોવરનાં પુણ્યજલનો અભિષેક કરે છે. બદ્રીકેદારના જોર્ડનનાં, મક્કા મદીનાનાં, બુદ્ધગયાનાં ધર્મજલનો ચન્દ્રક કરે છે. એ ત્રિધા અભિષેક પછી સૂર્યદેવનું આવાહન કરે છે. આશીર્વાદની બન્ને હસ્તસ્થલીઓમાં ગેબનાં અદૃશ્ય અમૃત ઝીલી ઝીલી ત્રણ વાર શીર્ષે ઢોળે છે, અને એમ દીને ઇલાહીના ગેબીને સરજે છે. )

**અકબરશાહ :** ફૈઝી છે દીને ઈલાહીના શાયર.
ઉચ્ચારો દીને ઇલાહીનું ધર્મસ્તોત્રઃ
સંસાર સાંભળે ને પાવન થાય.

**ફૈઝી :** પ્રજાઓનાં વનવનમાં ચરે છે
ધર્મની અખંડદૂઝણી ગાયોઃ
પૃથ્વીની ધર્મગાયોનું ઘી
એ દીને ઈલાહી.

દાઉદના ધર્મસ્તોત્ર સમું
દીને ઇલાહીનું છે ધર્મસ્તોત્રઃ
જાણે સર્વ સમન્વયનું ન્હાનકડું ઉપનિષદ.
–મન્દિર–મન્દિરને મંડપે
ત્હને નિરખનારને નિરખું છું, પ્રભો !
પ્રજા–પ્રજાની વાણી
ત્હારાં સ્તોત્રો ગાય છે.
હિન્દુ ને ઇસ્લામ ત્હને ઢૂંઢે છે.
પૃથ્વીપાવન પ્રત્યેક ધર્મ કહે છે
તું એક છે, અદ્વિતીય છે.
મસ્જીદ હો તો ત્હારી નિમાઝ પઢે છે,
ખ્રીસ્તી દેવળ હો તો
ઘંટા ત્હારા પ્રેમબોલ બોલે છે.
કય્હારેક મસ્જીદમાં નિમાઝ પઢું છું,
કય્હારેક દેવળમાં પ્રાર્થના કરૂં છું:
પણ સૌ એ ત્હારી શોધમાં.
ત્હારા ગેબીઓને નથી
ધર્મદ્રોહ કે ધર્મબન્ધન.
અગમ્યના એ ભીતરિયા
નથી ધર્મદ્રોહી કે નથી ધર્મબન્ધની.
પ્રભુદ્રોહીઓ પ્રભુદ્રોહને પામશે,
ને ધર્મબન્ધનિયા ધર્મબન્ધનઃ
પણ સુરૈયો સદા માણે છે
ફૂલફૂલનાં અત્તરઅત્તરની સુવાસ.
( પ્રાચીનનો અનુવાદ )

ફાધર } : મહાનામ અકબરી યુગના
એકવેવિયા } : યુરોપમાં પડઘા પડે છે.

ઈશુ ખ્રીસ્તના બાર હતા સન્તોઃ
અકબરશાહ છે જાણે તેરમો સન્ત.

ભાનૂચન્દ્ર : મહાવીર પ્રભુના અગિયાર હતા ગણધરોઃ
અકબરશાહ છે જાણે બારમો ગણધર.

મહેરજી રાણા : અકબરશાહ છે ઝરથૂસ્ત્રની અંગુલિઃ
ઝરથૂસ્ત્રનાં સ્તોત્રો લખે છે આજ.

યોગી દેવીમિશ્ર : પૃથ્વીપાવન ગાયત્રી મન્ત્ર જપન્તો
અકબરશાહ છે નવયુગનો રાજર્ષિ મનુ.

અગમ્યયાત્રિક : આભલાંના વિમાને ઉડી રહ્યો છે એ.
આજ તો છે ગેબનો ગેબી
ને પડદાઓ પાછળનો પેખન્દો.

અકબરશાહ છે પૃથ્વીનો પરમહંસ.

અકબરશાહ : કઈ દિશા સૂરજસૂની છે ?
દિશદિશમાં છે સૂરજનાં અજવાળાં.
ઉઘાડી આંખે નિરખે એને તો

ધર્મધર્મમાં છે પરબ્રહ્મના પ્રકાશ.

માનવીને મુખડે–મુખડે છે પ્રભુ,
જીવનને ડગલે–ડગલે છે પ્રભુ.

ફૂલડાંની પાંખડી–પાંખડીએ છે પરિમલ.

પ્રભુના પરિમલ–પરિમલનો ભંડાર
દીને ઇલાહી છે ઇશ્વરી મધપૂડો,

ને અકબરશાહ છે પ્રભુના મધપૂડાની માંખ.
પરખન્દા પારખશે

ને જાણન્દા જોશે જગતનાં સત્યો.

પૃથ્વીના જાણુન્હા ને પરખન્હાઓ !
પધારો ને ગેબી થાવ.
આસ્માન દરવાજા ઉઘાડે છે.

( શેખ ફૈઝીની પેઠે શેખ અબુલફઝૂલને અને બીજા કેટલાક દરબારી-ઓને પૃથ્વીપાવન જલથી અભિષેકી, ગેબીની દીક્ષા આપી, દીને ઇલાહીના દીક્ષિત કરે છે. )

અકબરશાહ : ઉચ્ચારો, ઓ દીને ઈલાહીના પુરોહિત !
આસ્માનની ગુફા–ગુફાના પરન્હા !
ઉચ્ચારો દીને ઇલાહીનો કલમો;
કે ગેબીઓને પ્રગટે ગેબની પાંખો.
દુનિયા ગેબનાં દર્શન વાંછે છે.
નૂરીને નૂર પાવ.

અબુલફઝૂલ : એ એક છે, અદ્વિતીય છે;
પરમાણુમાં, પૃથ્વીમાં, વિશ્વમાં વસે છે.
પડદાઓ વીંધી પાછળ જો,
છેલ્લા આસ્માનનો ગેબી થા.
પરન્હા ! પાંખ છે; ઉઘાડ ને ઉડ.

અકબરશાહ : ફૂલ એક છે, પાંખડીઓ અનેક છે;
વૃક્ષ એક છે, શાખાઓ અનેક છે;
દેહ એક છે, ઇન્દ્રિયો અનેક છે;
માનવી એક છે, બોલીઓ અનેક છે;
એ અનેકમાં એક જ છે અમૃત.
વનવનમાં છે વનસ્પતિ,
ને વનસ્પતિએ-વનસ્પતિએ છે ફળ ને ફૂલ.

ફળફળના રસ અનેક છે;
એ અનેકમાં એક જ છે અમૃત.
ખાણુખાણુમાં છે મણિઓ,
ને મણિમણિના છે પ્રકાશ.
હીરા લીલમ માણેકના રંગો બહુમૂલા છે;
એ અનેકમાં એક જ છે અમૃત.
બ્રહ્માંડમણિઓની મહામાળાનો
એ જ છે ચેતનદોર.
પરબ્રહ્મ છે વિરાટદેહનો આત્મા.
દિલ-દિલનાં દૈવી સિંહાસને
પરમ જ્યોતિને પધરાવો ને પૂજો.
ગેબી થાવ, સન્તો ! ગેબના ગેબી થાવ.

( ઇબાદતખાનામાં જાણે પરમજ્યોતિ પધાર્યો હોય એમ વાતાવરણમાં ને ગેબીઓને મુખડે મુખડે પૃથ્વીપરનો પ્રકાશ ઝગહળી ઉઠે છે. સકલ ગેબી મંડળ ઘડીક ધ્યાનસ્થ રહે છે, નિ:સીમ અનન્તતામાં દૃષ્ટિના પતંગ રમતા મૂકે છે. )

**યોગી :** ( થોડીક વારે ધ્યાનમુદ્રામાંથી જાગીને )
અગ્નિહોત્રના અગ્નિ ઉતારવાના છે
આજ તો આકાશને શિખરેથી.

**અકબરશાહ :** આજે છે બ્રહ્માગ્નિપ્રતિષ્ઠાનું પર્વ:
આજે છે અગ્નિહોત્રનો મહોત્સવ.

**બિદૌની :** મઘરબિયાનની શયતાનપૂજા.
અગ્નિ કાં બાળે, કાં દઝાડે.

**અકબરશાહ :** મૌલાના અબદુલ કાદર બિદૌનીજી !

દાનેશમન્દ છો, ધર્મપુત્ર છોઃ કહેશો ?
સૂર્ય સમોવડ કોણ છે
આસ્માનગુફામાં અલ્લાહનું નૂર ?
અગ્નિ સમોવડ કોણ છે
અવનીપડમાં અલ્લાહનું નૂર ?

બિદૌની : નથી એ ઈસ્લામની નિમાઝ,
નથી એ પયઘમ્બરી ફરમાન.
એ તો છે મઘરબિયાનની પૂજા.

અકબરશાહ : પ્રભુ મઘરબમાં જ નથી,
પ્રભુ મશરકમાં જ નથીઃ
પૃથ્વીનો પ્રભુ દશે દિશાઓમાં છે.
પ્રભુ હિન્દુઓનો જ નથી,
પ્રભુ ઈસ્લામીઓનો જ નથીઃ
પ્રભુ માનવ જાતનો છે,
આદમની ઓલાદ આદમિયાનનો છે.
હિન્દુ પૂજે છે, ઝરથોસ્થી પૂજે છે,
રૂમશામના રૂમીઓ પૂજતા;
રોમમાં બાદશાહો પૂજતા,
ગ્રીસમાં કુમારિકાઓ પૂજતી.
અન્ધાર અજવાળતા, પ્રકાશ પ્રસરાવતા,
જગતની રાત્રીઓને ધોતા
સૂર્યદેવને કોણે નથી પૂજ્યા ?
ને પૃથ્વીને સિંહાસને તો
અગ્નિ છે સૂર્યનો અવતાર.

( પાંચ તસ્લીમો ભરી જ્ઞાનમુદ્રાની અંગુલિઓ વચ્ચે શાહાનશાહ સૂર્યકાન્ત મણિને ઉપાડે છે, સૂર્ય નારાયણ ભણી ધરીને મંહી સૂર્યકિરણો ઝીલે છે. મલયગિરિની ચન્દનશલાકાઓ ઉપર કાશ્મીરનાં કેસર પાથર્યાં છે, ઉપર રજતથાળાં કપૂર છે, ત્હેના ઉપર કાશીનાં કોરાં કુંકુમે કંકોળેલી પૂણી સૂર્યકાન્ત મણિની નીચે સુવર્ણપાત્રમાં મૂકેલી છે. મહેરજી રાણા સૂર્યના ને અગ્નિના મન્ત્રો ભણે છે, અરણીના ઇન્ધન ઘસતા યોગી ગાયત્રી ઉચ્ચારે છે. થોડીક વારે સુવર્ણથાળમાં જ્વાળા પ્રગટે છે, ફતેહપુર સીક્રીના ઇબાદતખાનામાં આકાશનો અગ્નિ ઉતરે છે. )

**ગેબીમંડળ** : અલ્લાહો અકબર !

**અકબરશાહ** : ડહાપણના ભંડાર ! દીને ઇલાહીના પુરોહિત !
શેખજી ! ત્હમને ભળાવું છું સંભાળ
આ આકાશી અગ્નિદેવની.
બાદશાહી અગ્નિના ત્હમે અગ્નિહોત્રી.
સદા જ્વલન્ત રાખજો જગતભરમાં.

**અબુલફઝલ** : બ સરો ચશ્મ, બ જાનો જીગર:
દીને ઇલાહીના ખલીફા !

**યોગી** : જેબની પાછળનો છે:
બાદશાહ ! એક પ્રશ્ન પૂછું ?
ને એક કથા કહું ?

**અકબરશાહ** : યોગીઓથી શું અજાણ્યું હોય ?
પૂછો ને કહો, યોગીન્દ્ર !
ઝીલવાં છે યોગનાં અમૃત.
હિમાદ્રિની ગુફામાંની છે કથા ?

( યોગીરાજ ઘડીક સમાધિમાં ઉતરી જાય છે, ધ્યાનસ્થ રહી જાણે આત્મભૂમિની ગુફાઓમાં ઢૂંઢી આવે છે. પછી જાગીને )

**યોગી** : બાદશાહ ! એ તામ્રપટ ક્ય્હાં ?

**અકબરશાહ** : શેનું તામ્રપટ ? યોગીન્દ્રજી !

**યોગી** : ત્રિવેણીતીરે દુર્ગ બન્ધાવ્યો
ને પ્રયાગને અલ્લાહાબાદ ભાખ્યું
ત્ય્હારે ત્રિવેણીસંગમમાંથી લાધ્યું હતું તે.

**અકબરશાહ** : ત્હમે એ ક્ય્હાંથી જાણો ?
સંગમતીર્થે ત્હમે તો ન્હોતા ત્ય્હારે.

**યોગી** : ત્હારી ને તામ્રપટની વચ્ચે
પડછાયો પડયો હતોઃ
પાદશાહ ! એ સ્મરણે છે ?

**અકબરશાહ** : એ કેમ ભૂલાય, યોગીરાજ !
આત્મભોમમાં નિરખવાની એ ઘડી ?
એ તો હતો જાણે માયાવી પડછાયો.
તામ્રપટની દેવલીપી ઉકેલવાને
ત્રિવેણીસંગમમાં ત્રણ વાર ધોયું,
પણ માટીના થર સમોવડો
એ પડછાયો ધોવાયો નહિ.
આયુષ્યભરની આરઝૂ જાગી ઉઠી.
જળાધારીનાં જળથી ધોયો,
એ પડછાયો ધોવાયો નહિ.
પછી હવિ અર્પ્યો મ્હારાં અડધાં પુણ્યનો,
એટલે વણધોયે છાયા અળગી થઇ.
રાત્રી મટી સન્ધ્યાકાળ થયો.

ત્‍હોં યે અક્ષર તો અધૂરા ઉકલ્યા
ઇલ્મિના ભંડાર શેખ અબુલફ્ઝલને.

**યોગી :** એ છાયા મ્હારા ગુરુની હતી.
એ પુણ્યતિથિ પછી, પાદશાહ !
શતધા છલકાયો છે ત્‍હારો પુણ્યભંડાર.
એ તામ્રપટ ક્‍હાં ?

**અકબરશાહ :** ઇબાદતખાનાનું એ છત્ર છે;
મ્હારે માથે છવાયાં છે એ પુણ્ય.

(યોગી ઉઠીને અકબરશાહના પુણ્યપ્રશસ્ત શિરછત્રમાંથી એક તામ્રપટ ઉતારે છે.)

**યોગી :** શાહ ! આ યોગલીપી છે,
યોગીઓને ઉકલે.
એટલા અક્ષર ઉકલ્યા
એટલું ત્‍હારૂં યોગબળ.
ગેબનો ગેબી તું સાચો છો.
શાહ ! સાંભળ એક કથા.
પૂર્વે એક દૂધાધારી બ્રહ્મચારી હતા.

**ફૈઝી :** હા, મહાત્માજી !

**યોગી :** પૂર્વાશ્રમમાં એ હસ્તિનાપુરે રહેતા.
જ્ઞાની હતા, પવિત્ર હતા,
પુણ્યશ્લોક હતા એ બ્રહ્મચારીજી.
અંગ હતું નિર્લેપ,
એવો આત્મા હતો નિર્લેપ.
સકલ હસ્તિનાપુર વન્દન વન્દતું.

**ફૈઝી** : પુણ્યસ્થંભને સહુ પાયે લાગે.
**યોગી** : શાહબાપુના જ્યોતીષિઓ
ફૂટ જ્યોતિષની ઘૂંચો ત્ય્હાં ઉકેલતા.
**ફૈઝી** : આસ્માનમાં ઘૂમનારને જ પૂછાયને
આસ્માનપારની વાતો ?
**યોગી** : શાહબાપુએ આર્યદેશ છાંડયો,
પછી યુગ બેઠો આંધીનો.
શેરશાહ હતા સદ્‌ગુણી સુરવંશી,
સેનાનીઓ હતા દૈત્યોના અવતાર.
એક પ્રભાતે એ દૂધાધારીશ્વરજી
જમનાજલમાં ન્હાતા હતા,
સૂર્ય નારાયણને અર્ઘ્ય અર્પતા હતા.
ત્ય્હાં અશ્વસ્વારોની ટૂકડી નીકળી.
હિન્દુની ઇસ્લામની બૌદ્ધની ખ્રીસ્તની
ધાર્મિકતા પુણ્ય છે, ધર્માંધતા પાપ છે.
સરિતા ઉતરતાં ઉતરતાં સેનાનીઓ
બ્રહ્મચારીજી ઉપર થૂંકયા:
ચન્દનનાં અર્ચન ઘટે ત્ય્હાં
કાદવનાં અર્ચન અર્ચ્યાં.
**ફૈઝી** : પુણ્યને અપમાનવાં
એ પાપનાં પ્રથમ પગરણ.
**યોગી** : ક્ષણેક કોપજવાળા પ્રગટી;
પણ પ્રગટી એવી હોલવાઇ.
જોયું કે પાપ એ પાપીનું ન્હોતું,

પાપ તો ઝમાનાનું હતું.
રાજયેષણા જન્મી જન્માન્તરની;
ને બ્રહ્મચારીને વાસના થઇ કે
અનેકનો એક ધર્મ સારવું ને સ્થાપું.
પછી આશીર્વાદ દીધા અસુરોને,
ને સમાધિમાં આત્મસ્વસ્થ થયા.
પણ રહી ગયો રાજયેષણાનો તણખો.
જમનાસ્નાન થંભાવ્યું,
ને અંગે એ થૂંકના રેલાવન્તા
આવ્યા પ્રયાગને પુણ્યતીર્થે.
જગતના કલ્યાણ કાજે
ઉગ્ર તપશ્ચર્યા આદરી વર્ષભરની.

**અબુલફ્ઝલ** : દેવર્ષિ હોય કલ્યાણક પરમધામના;
બ્રહ્મર્ષિ હોય કલ્યાણક આત્મધામના;
રાજર્ષિ હોય કલ્યાણક સંસારધામના.

**યોગી** : મેઘે મૂશળધાર ન્હવરાવ્યા,
એ થૂંક ન ધોવાયાં.
અન્તરિક્ષની ભૂતાવળે આવી લ્હોયાં,
એ થૂંક ન લ્હોવાયાં.
દૂધાધારીશ્વરજીએ વિચાર્યું
પરબ્રહ્મ કને ફરિયાદે જાઉં,
ને ધર્મધ્વજ લેઇને અવતરૂં.
તપશ્ચર્યા સમેટી લીધી,
એ તામ્રપટ ત્રિવેણીસંગમમાં દાટ્યું,

એક માસ અનશન વ્રત કીધું,
ને જલસમાધિ લીધી.
મુકુન્દ બ્રહ્મચારીના દિલમાં
રહી ગયો'તો રાજ્યેષણાનો તણખો
એકદેશીયતા ઉદ્ધારવાને કાજ.
પાદશાહ ! ભાગ્યપત્ર સમોવડું
ત્હારે શિરછત્રે અખંડ લટકે છે
એ આ ત્રિવેણીતીર્થનું તામ્રપટ.

**ફૈઝી :** સંભળાવશો એ યોગલીપીના અક્ષરો ?

**યોગી :** પૂર્વજન્મની ગાથાનો એ મન્ત્ર છે.
તારક જેવા તગતગે છે
યોગલીપીના એ અક્ષરોઃ સાંભળો.
"આજે, માઘ માસની કૃષ્ણ દ્વાદશીએ
સં. ૧૫૯૮ માં, પુણ્યતીર્થ પ્રયાગક્ષેત્રે,
સ્વર્ગમૃત્યુપાતાળના ત્રિવેણીસંગમે,
હું મુકુન્દ બ્રહ્મચારી દેહોત્સર્ગ કરૂં છું,
આયુષ્યનો અવશેષ બ્રહ્મસમર્પણ કરૂં છું:
કે જન્માન્તરમાં રાજસિંહાસન પામું,
ને આ ત્રિવેણીસમન્વય સમો
ધર્મસમન્વય સાધું."
શાહ ! એ તિથિ યાદ છે ?

**અકબરશાહ :** ગેબીને ગેબની ઝાંખી થાય,
માનવીને પૂર્વજન્મની ઝાંખી થાય,
યોગીને આત્માની ઝાંખી થાય

એટલી ઝાંખુ છું એ તિમિરને.
પૃથ્વી ફરતા આસ્માનના પડદા છે,
મનુષ્ય ફરતા પ્રારબ્ધના પડદા છે.
દૃષ્ટિને દૃષ્ટિમર્યાદા છે,
નિરવધિ બ્રહ્માંડને સીમાડા છે.
હદ–બેહદના પરન્દા !
બેહદનાં બારણાં ઉઘાડશો માનવીને કાજ ?

**યોગી:** જન્માન્તરનાં કમાડ જવલ્લે ઉઘડે છે.
બાદશાહ બન્યો; પણ, મુકુન્દ બ્રહ્મચારી !
ત્હારા ધર્મધ્વજને ભુલતો મા.
આત્માની આરઝૂ એ હતી,
આયુષ્યના આંબાનું ફળ એ છેઃ
સર્વસમન્વય, સર્વકલ્યાણ.

( એ શબ્દો ઉચ્ચરતા ઉચ્ચરતા યોગી ઝરૂખામાં થઈ અદૃશ્ય થાય છે. )

**બિદૌની:** બાદશાહ ! ત્હમે હિન્દુ છોઃ
હઝારો લિયાનત હો ત્હમને.

**અકબરશાહ:** ઇસ્લામની આલમના સ્થંભ !
ઇસ્લામ મારો પિતા છે,
ઇસ્લામ મ્હારી માતા છે.
પણ હિન્દુના રાજ્યમાં જન્મ્યો છું,
હિન્દુના ઘરમાં જન્મ્યો છું,
હિન્દુની ગળથૂથી છે મુખમાં.
મૌલાના ! હિન્દુ ને ઇસ્લામ
બન્ને સમાયેલાં છે અકબરશાહમાં.

**શેખ મુબારક :** અલ્લાહો અકબર !

**અકબરશાહ :** કરોડો આશીર્વાદ હો એમને કે
હઝરત પયઘમ્બર સાહેબે ઇસ્લામ સ્થાપ્યો.
સહસ્રાબ્દિ આવી એ ધર્મધ્વજ રોપાયાની.
કહેશો, ધર્મધ્વજી મૌલાના !
હજાર વર્ષ પૂર્વેની માનવજાત
બધી યે નરકમાં પડી ?
હિન્દુનું પૂજન છે કાશીમાં,
ઇસ્લામની નિમાઝ છે મક્કા શરીફે:
અકબરશાહના દીને ઇલાહીના
નમન ને પૂજન છે દશે દિશામાં.

**શેખ મુબારક :** અલ્લાહો અકબર !

**અકબરશાહ :** ઇસ્લામ કહે અકબરશાહ ઇસ્લામી છે;
હિન્દુઓ ભણે અકબરશાહ હિન્દુ છે;
ઝરથૂસ્થી બોલે અકબરશાહ ઝરથૂસ્થી છે;
જૈનીઓ ભાખે અકબરશાહ જૈની છે;
ખ્રીસ્તી ઉચ્ચારે અકબરશાહ ખ્રીસ્તી છે;
બૌદ્ધો કહે અકબરશાહ બૌદ્ધ છે.
અકબરશાહ તો છે ખુદાનો બન્દો,
ધર્મનો પરન્દો, પુણ્યપાપનો પડછન્દો,
ગેબનો ગેબી.
આસ્તિકો આસ્તિક કહેશે,
નાસ્તિકો નાસ્તિક કહેશેઃ
અકબરશાહ છે હસ્તીનાસ્તીનો ઉપાસક.

સર્વકલ્યાણ, સર્વસમન્વય
એ છે એના જીવનમન્ત્ર.
અકબરશાહ એકદેશવાસી નથી,
સમસ્ત માનવજાતિનો છે:
અકબરશાહ એક ઉદ્યાનનો નથી,
બ્રહ્માંડના મહાવનનો છે.
લાવો, શેખજી! લાવો
એ ધર્મઋચાઓ દીને ઈલાહીની.
સારી આલમને ઉચ્ચારૂં ઈબાદતખાનાની
મક્કા મસ્જીદના મિમ્બરને પગથિયેથી.

( દીને ઇલાહીના કલમા લેઇને મોતીમાંજરની, કટિમેખલાવન્તું પિતાંબર પ્હેરેલા બાદશાહ મિમ્બરનાં પગથિયે ચ્હડે છે. શેખ અબુલફઝૂલ અકબરશાહને પડખે ઉભે છે. સકલ ગેબીમંડળ સન્મુખ ટોળે મળે છે. મસ્નદને પગથિયે પગથિયે ચ્હડતાં ચ્હડતાં અકબરશાહ ત્રણે ય પગથિયે વન્દના વન્દે છે. પ્રથમ પગથિયાની રજ પોપચે આંજે છે: બીજા પગથિયાની રજ લલાટે અર્ચે છે; ત્રીજા પગથિયાની રજ શીર્ષે વધાવે છે. દીને ઇલાહીના ભાસ્કર સમોવડા, નવયુગના ખલીફા સરિખડા, અકબરશાહ મહેરાબ નીચે ઉભે છે. એક પછી એક કલમાની પદાવલિ અબુલફઝૂલ વાંચે છે, મસ્નદ ઉપરથી એ પદાવલિ અકબરશાહ ઉચ્ચારે છે. )

અલ્લાહ એક છે, અલ્લાહના ધર્મ અનેક છે;
અલ્લાહ એક છે, અલ્લાહનાં નામ અનેક છે;
અલ્લાહ એક છે, અલ્લાહનાં તીર્થ અનેક છે;
અલ્લાહ એક છે, અલ્લાહના માર્ગ અનેક છે;
અલ્લાહ એક છે, અલ્લાહનાં કિરણો અનેક છે.
રાત્રી ને દિવસ બે છે:
સૂર્ય ને ચન્દ્ર બે છે;
પાપ ને પુણ્ય બે છે;

જહાન્નમ ને જીન્નત બે છે;
આત્મા ને પરમાત્મા બે છે.
સત્વ રજસ્ ને તમસ્ ત્રણ છે;
શિયાળો ઉન્હાળો ને વર્ષા ત્રણ છે;
જન્મ જીવન ને મૃત્યુ ત્રણ છે;
સ્વર્ગ નરક ને માનવલોક ત્રણ છે;
દેહ દેહી ને દેહાન્તર્યામી ત્રણ છે.

( આકાશવીંધતી દ્રષ્ટિથી બ્રહ્માંડપાર નિહાળતા ને દીને ઇલાહીની મન્ત્ર-પદાવલિ ઉચ્ચરતા અકબરશાહ સહસા થંભે છે, ધ્રૂજી જાય છે, મસ્નદને પગથિયે બેસી જાય છે, કાળચક્રના પરીઘની પેઠમ બ્રહ્માંડ ચક્કર ખાતું જણાય છે, અકબરશાહના આત્મામાં બ્રહ્મદર્શનનાં પૂર છલકાય છે; દર્શનસમાધિની ધૂનમાં ને ધૂનમાં ઉદ્ગાતાની પેઠે ઉચ્ચારી રહે છે. )

આવ, ઓ બ્રહ્માંડના બ્રહ્મજ્યોતિ!
સંકેલ ત્હારા ગેબના પડદાઓને.
માનવજાતને આંગણિયે ઉતર,
ને સરજાવ મનુષ્યના દેવ.
ચન્દ્રસૂરજ વરસે છે એમ વરસ:
મેઘમાલા વરસે છે એમ વરસ.
જય હો! ત્હારો જય હો
ભૂત ભવિષ્ય ને વર્તમાનમાં.

( મન્ત્રપદાવલિ ઉચ્ચરતાં ઉચ્ચરતાં મસ્નદને પગથિયે બેસી જાય છે, આરસપગથારે બ્રહ્મસમાધિમાં ઢળી પડે છે. અગમ્યનાં અમૃતવર્ષણ ઝીલતી અંજલિ કરી રહેલું ગેબીમંડળ એ રાજર્ષિને વીંટી ઉભે છે. આસ્માનનો પાર અનન્તનાં અજવાળાં ઉતરતાં નિરખાય છે. )

## પ્રવેશ ૨ જો : આરાવલ્લીનાં કોતરોમાં

( મેવાડની ભાગ્યભ્રમ્મર સમી પિછોલા સરોવરની ધાર ઉપર મેવાડી સુભટરાજોની પર્ણકુટીરો છે, ને એમાંની મધ્યકુટીર ઉપર શિશોદિયાઓનો કુંકુમવર્ણો સૂરજમુખી ઝુંડો અડધો ઢળેલો—અડધો ઉડતો ડોલે છે. ઢાલો પાથરી સજેલી ઢાલશય્યા ઉપર હિન્દવા સૂરજ મહારાણા પ્રતાપસિંહની ત્ય્હાં મૃત્યુશય્યા છે. આસપાસ ચન્દાવત શક્તાવત સલુંબરાજી ભામાશાહ અમરકુમાર મ્હોટેરા રાજકુમારો ને અન્ય સામન્તવીરો, પાયપેઢલીએ ઢાલતરવાર વિરામી, વીરાસને વિરાજેલા છે. સહુની મુખમુદ્રા ઉપર વિષાદછાયા છવાયેલી છે. આવતા મૃત્યુનો શમશમાકાર ત્ય્હાં પથરાયેલો છે. મેવાડના અસ્ત પામતા સૂર્યના જાણે દર્શનને કાજ સૂર્યનારાયણે ઉગેલા છે.

મેવાડના રાજકવિ પધારે છે. સંગાથે પડછાયા શા આજાનબાહુ મેઘશ્યામ એક પરમહંસ હોય છે. )

**રાજકવિ** : માંઈ ! એવો પૂત જણ,
જેવો રાણ પ્રતાપ;
અકબર સૂતો ઉધડકે
જાણી સરાણે સાપ.

( આરાવલ્લીનાં કોતરોમાં શંખનાદ સરિખડા કવિવચનોના પડઘા પડે છે. ઢાલશય્યા પર ઢળેલા મહારાણાનું પોપચું ફરકે છે, નયન ઉઘડે છે. )

અકબરસરવર અથાહ,
માંહી ડૂબ્યા હિન્દુતુરક;
વણડૂબ્યો તે માંહ્ય
પોયણુ ફૂલ પ્રતાપસિંહ.

એક છો, બાપલા ! એક ને અનોખા.
ધરતીને સૂની કરીને જાવ છો.

( રાજકવિની ગજગર્જનાથી પિછોલાનું અન્તરિક્ષ ડોલી ઉઠે છે. હાથની ઈશારતે મહારાણાજી રાજકવિને આદર દે છે. )

**ભામાશાહ** : પધારો, કવિરાજ ! મેવાડને પ્રેરણા પાવ.
કવિઓ તો છે વીરત્વના ગાજન્તા મેઘ.
રાણાજીને સુવાણુ આજ માઠી છે.

**રાજકવિ** : અકબર ઘોર અન્ધાર,
ઉંઘાણા હિન્દુ અવર;
જાગે જગની ધાર
પહેરે રાણ પ્રતાપસિંહ.

ધર્મની દેવડીને પહેરે
એક જ ખડો હતો એ રાજવી.
એકલંગ એને ચે ઉઠાવી લે છે.
હિન્દુપતનો પહેરો પડયો.

( સકલ રાજરાવણું રાજકવિને માગ દે છે, અમરકુમાર ઉઠીને કવિરાજના ભાલાને વન્દે છે. રાવણાને મોખરે જઈ કવિરાજ વિરાજે છે. પાછળ પાછળ ઘનશ્યામ પરમહંસ પણ રાવણાને મોખરે સિધાવે છે.

મહારાણાને હેડકી આવે છે; સામન્તમંડળ ઉત્કંઠ થાય છે. થોડીક વારે સ્વસ્થતા જામે છે. વિરમતા સિંહના સિંહનાદ સમોવડા રાણા પ્રતાપના શબ્દો ધીરગમ્ભીર ગાજે છે. )

**મહારાણો** : ત્હમને ભળાવું છું, કવિરાજ !
મેવાડના વીરત્વની ભાળ.
ભણો, ભણો છેલ્લીવેલ્લી
રાય પિથલની એ બિરદાવલિ.

( બિકાનેરના રાય પૃથ્વિરાજના મહારાણા ઉપરના ઐતિહાસિક પત્રમાંથી બિરદાવલિના દુહા રાજકવિ ભાખે છે. )

**રાજકવિ :** ધર બાંકી, દિન પાધરા,
મરદ ન મૂકે માણ;
ઘણા વીરનો ઘેરિયો
ઘૂમે ગિરન્દે રાણ.

પાતલ ! પાઘ પ્રમાણ
સાચી સાંગાહર તણી;
અકબર શું, જયમ બાણ,
ઉભી રાગ, જગદીવડા !

હિન્દુપતિ પ્રતાપ !
પત રાખો હિન્દવાણની;
સહ્યાં વિપતસન્તાપ,
લીધા શપથ સાચા કર્યા.

ચમ્પો મેવાડો અથાહ,
પરિમલ રાણો પ્રતાપસિંહ;
એ ફૂલ અકબરશાહ—
ભ્રમરે આભડિયું નથી.

ડંકા, અટંકા શૂર !
તુજ ગાજે ગીરવાને ગઢે;
જમનામાં ઉલટે પૂર,
દિલ્લ્હીપતને દે ઉજાગરા.

( પ્રાચીનનાં ભાષાન્તર )

( મહારાણાનો શ્વાસોચ્છવાસ રૂંધાય છે ને ઘોર બોલે છે. સૂર્ય ફરતા સૂર્યમંડળ સરિખડા સામન્તો ફરી વળે છે. સલુંબરાજી ઢાલશય્યા સમીપે સંચરે છે, ઉંચે હાથે સહુને સ્વસ્થ થવા વિનવે છે: એક સામન્ત પાય તળાંસે

છે, એક હાથ ચાંપે છે, રાજકવિ મસ્તક પંપાળે છે, બાલ દેશે ત્રિપુંડ્ર આલેખે છે. )

**સલુંબરાજી** : બાપજીશાહને શેની છે અમૂંઝણો ?
આત્માને શું અવરોધે છે ઉડતાં ?
જૂવો, સ્હામા પધાર્યા
સૂરજ નારાયણુ ન્હોતરે.

**મહારાણા** : ( થોડીક વારે શ્વાસ બેસે છે એટલે ધીરે ધીરે )
ઢાલને ઓશીકે ઉઠાડશો, વીરા ?
છેલ્લુંવેલ્લું જગત જોઇ લઉં.

( કાંગરાવિહોણી ચારેક ઢાલો સરદારોની લેઇને ગોઠવી સલુંબરાજી મહારાણાને અધૂકડા કરે છે. )

**રાજકવિ** : સૂરજરાણુને ન્હોતરે
સૂરજ ઉગ્યો આભ;
સૂરજિયાને આંગણે
ઉજિયારાનો લાભઃ—
જગઉજિયારાનો લાભ.

**મહારાણા** : નિરખું છું સૂરજ બાપજીને.
ગાયત્રીના જાપ જપું છું,
એમના જ ભણું છું મન્ત્રો.
સલુંબરાજી ! મૃત્યુપાળે ઉભેલા રાણાને
એક કોલ આપશો સામન્તો ?

**સલુંબરાજી** : મેવાડનો મહિમા માગે છે,
તો સામન્તો શું શું નકારશે ?

**મહારાણા** : આ પિછોલાના તરંગ ઉછળે છે,
એવા ઉછળતા'તા હળદીઘાટમાં
મ્હારા બાવીશ હજાર બખ્તરિયા.

**સલુંબરાજી** : બાપજીશાહ સાચું ભણે છે.

**મહારાણા** : કુંભલમેરનો ગઢ પડયો.
વાઘના રાવણાં શો શિશોદિયાસંઘ
ઉભો જઈ રણુને પગથાર.
ભામાશાહ-પૃથ્વીનો પાઘ ભામાશાહ
પધાર્યો ત્હાં રાણાને મનામણે,
ને પ્રતાપને પાછો પધરાવ્યો મેવાડમાં.

**ભામાશાહ** : દેવને દેવમન્દિરે સ્થાપ્યા.

**મહારાણા** : હા, ભામાશાહ ! હાઃ
ઉથાપેલા દેવને દેવમન્દિરે સ્થાપ્યા.
ઇતિહાસમાં કેટકેટલાકે કીધાં એ ?
ઉગમતાને સહુ સન્માને છે;
આથમતાને હુલસાવે એ જવલ્લા.
–મેવાડ પાછો ઘેર કીધો,
ગીરવાના ગઢમાં માંડયા રાજનેહ,
ને પાથરી આ પર્ણકુટીરો
પિછોલાના જલસમુંદરને તીર.
સલુંબરાજી ! મૃત્યુશય્યાએ ઢળેલાને ચિન્તા છે.
ઓળાઓ આગાહી દે છે કે
આમ પ્રતાપની ચિતા છંટાશે
ને આમ સ્મશાનમાં સ્થપાશે રાજમહેલો.

કોલ ઘો, મેવાડ તુર્કોને નહિ જાય:
વચન આપો કે તપશ્ચા તપાશે સદા.

ચ્હડેલો શ્વાસ ઠરવા માંડે છે. )

સુભટોના આ ત્યાગ ને વૈરાગ્ય,
શિશોદિયાનાં આ સંન્યાસ ને તપશ્ચર્યા
છેલ્લાં તો નથી ને? સલુંબરાજી !
ચિતોડને સહુ ભૂલશે,
ગિરવામાં વિલાસ ઘૂમશે.—

**રાજકવિ**: બાપજી ! આ શા કારણે ?
આવી અઘોર ભવિષ્યવાણુ ?

**મહારાણા**: વીરોના વીરભાવ વિસારશે,
રાજકવિઓને અપમાનશે,
કવિતાની સરિતાઓ સૂકાઈ જશે,
રાજદરબાર રાજકવિસૂના થશે.
પ્રતાપને કવિતા અમૃત પાય છે:
કવિતાનાં અમૃતને ઝેર માનશે
એ રસસૂકા રસકોવિદો.
સાંભળો, સરસ્વતીના સપૂત ! એક કથા.
ઢાલશય્યાએ સૂતે માસેક થયો મ્હને.
જીવનકાંઠડે પડયો પડયો જોઉં છું
મેવાડીઓના બદલાતા રંગઢંગ:
ઘરડેરો સિંહ જાણે ગુફામાં ઢળ્યો,
ને વનમાં વિચરતાં થયાં હરણાં.

( વિશાલ કમલદલ શા લલાટપત્રેથી રાજકવિ શ્રમબિન્દુઓ લ્હૂવે છે. )

અમર ! માઠું મા લગાડતો;
ત્હને ભઠવાનો મ્હારો પહેલ્લો ધર્મ.
એકદા વરવરણાગિયા અમરૂભા
આવ્યા ગીરવામાં મૃગયા ખેલીને.
છાતીએ હતાં કુંકુમછાંટણાં
શેરના રૂધિરફૂવારાઓનાં.
ખંભે ઢળકતાં'તાં ભાથોડું ને ઢાલ,
કડે લટકતી 'તી મેવાડી તરવાર,
બ્હાંયે ઝૂલતું 'તું ચિતોડી ચાપ.
વેશ હતો વીરનો.
અજમેરી પાઘ બાંધી'તી, ને
સિંહપગલે પધારતો 'તો સિંહનો સપૂત.
પણ આભ તો છે ઉંચા,
ને મોભ તો છે નીચા મેવાડના.
મોળીડાનું છોગલું વિખાયું મોભારામાં.
રાજકુમાર પધાર્યા પર્ણકુટીરે,
ને મોળીડાનો થયો ધજાગરો.
કસુંબલ આંખડીએ કસુંબો પીધો,
ને નેણવલ્લી ઘેરાણી રાજકુમારની.
મોભ તાણી પિછાલોમાં ઉશેટયો.
મેવાડનાં મોભ ને મોળી
એમ ફગોટાશે ને હવે ?
મેવાડના મોડવી છે
આભને થોભ દે એવા.

વીરોનાં શિબિરો સમોવડ
આ પર્ણકુટીરો પડશે,
પિછોલાને તીરે મહેલો મંડાશે.
સંન્યાસ મટી વિલાસ મ્હોરશે,
ને ત્યાગને અભડાવશે એશઆરામ.
તપસ્વીઓનાં તપ તૂટશે,
વૃથા થશે, વૃથા-વૃથા-વૃથા
અમ જોગીઓની જમાતના જોગ.
પ્રતાપની ઢાલશય્યા સમીપે
મેવાડની સ્વતન્ત્રતાના ઘો કોલ,
ચિતોડ જીતવાના લ્યો શપથ;
ને સજાવો સામન્તોને સૂઝે ત્હેને
એકલીંગીજીની આ ધર્મકૃપાણ.
મહારાણો તો એકલીંગનો દિવાન છે.

( શિશોદિયા સુભટરાજે ખડા થાય છે, હસ્તાંજલિ કરી રહે છે, રાજકવિ એ ધર્મકૃપાણ હસ્તસ્થલીમાં ઝીલે છે. )

**રાજકવિ** : બાપ્પા રાવળના વંશને સોંપી છે
એકલીંગીજીએ આ ધર્મકૃપાણ.
મેવાડનું રાજરાવણું સોંપે છે આજ એ
ઘેલોટી રાજરાવળ રાણા અમરાને.

( એકલીંગજીની ધર્મકૃપાણના પટાનું કુંવર અમરાને ઉપવિત ધરાવે છે. )

**સામન્તો** : જય એકલીંગ ! જય એકલીંગ !

( વનમાંથી વળતી માતંગિણી સમોવડ મેવાડની મહિલાઓનો ગીતશબ્દ, સ્હામી પાળેથી વહતો, પીછોલાના જલપગથારે ઝઝૂમી રહે છે. )

સોના વાટકડી ને રતન જડેલી;
રણુ કેરા રંગ ત્ય્હાં ઘોળાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

કંકોળ્યાં ઢાલકવચ, કંકોળ્યાં છોગલાં;
કંકોળ્યા પદ્મણીએ પાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

વાગે છે દુંદુભી ને ગાજે છે સિન્ધુડો;
વીરોનાં વારણાં લેવાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

ફરકે છે અંગઅંગ, ઉછળે ઉરના ઉમંગ;
આંખડીમાં ઓજસ્ ન માયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

ડોલરની કંઠમાળ, ડોલરના બાજુબન્ધ;
ડોલરિયો રણવાટે જાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

કેસરનો ભાલચન્દ્ર, કેસરનો વાઘો;
કેસરી લે વનની વિદાયઃ
કસુંબલા કીધા, નાહોલિયા !

(ગીરવાના ઘેરા ગોરંભના ઘાટે પડઘો પાડતો ગીતશબ્દ આઘે આઘેના કુંભલમેર ને ચિતોડના કાંગરાઓને માળે જઈને વિરાજે છે.)

**પ્રતાપ** : મેવાડની કન્દરાઓના સિંહરાજો !
સજ્જ છો વ્રત લેવાને ?

**સામન્તો** : બાપ્પા રાવળની ગાદીના શપથ,
મહારાણા પ્રતાપની ઢાલશય્યાના શપથઃ

મેવાડનો સૂરજમુખી ઝુંડો નહિ નમે,
ચિતોડની સૂરજપોળે સૂરજમુખો ફરફરશે.

**મહારાણા** : ત્ય્હાં સૂધી ભૂમિશય્યાએ સૂવું.

**સામન્તો** : ત્ય્હાં સૂધી ભૂમિશય્યાએ સૂવું.

**મહારાણા** : ત્ય્હાં સૂધી પત્રાવલિમાં જમવું.

**સામન્તો** : ત્ય્હાં સૂધી પત્રાવલિમાં જમવું.

**મહારાણા** : ત્ય્હાં સૂધી ધાનમાં ચપટી ધૂળ.

**સામન્તો** : ત્ય્હાં સૂધી ધાનમાં ચપટી ધૂળ.

**મહારાણા** : ત્ય્હાં સૂધી કેશજટા વણકાપી વાધે;
શિશોદિયો દેશનો જોગન્દર થાય.

**સામન્તો** : શિશોદિયો દેશનો જોગન્દર થાય.

( પિછોલાની ભેખડોમાં અથડાઇને યોધરાજોની એ વ્રતઘોષણા મેવાડનાં વનોમાં, ખીણોમાં, ગુફાઓમાં, ગિરિદુર્ગોમાં, દૂર-દૂરનાં ચિતોડનાં ખંડેરોમાં ઘૂમી વળે છે. પછી પાછો શમશમાકાર પથરાય છે.

કવિરાજની સંગાથે પધારેલા પરમહંસ ઉઠે છે, પડકારે છે. )

**પરમહંસ** : સાવજમુખા સૂરજવંશીઓ !
એક્કે એક સૂરજ છો ત્હમે,
ને મહારાણોજી છે મહાસૂરજ.
એ મહાસૂરજને મ્હેંાજોણે આવ્યો છું.
એનાં મૃત્યુ ન હોય,
એનાં તો ગામોતરાં હોય.

**સલુંબરાજી** : કોણ છો, ને ક્ય્હાંથી પધારો છો ?

**પરમહંસ** : પૃથ્વીનો પરમહંસ છું;
દુવા ગુઝારવાને આવ્યો હતો.
જોઉં છું તો જોગીઓના જોગન્દર

મહારાણોજી દુવા ગુઝારે એવા છે.
ત્યાગી છે, વૈરાગી છે, તપસ્વી છેઃ
ભેખનો ઓઢયો છે એમણે અંચળો.
ઢાલશય્યામાં યે અગ્નિ ફાકે છે.
મેવાડના એ રાજજોગન્દરને
મ્હેં જોણે આવ્યો છું.

**સલુંબરાજી :** પધારો, પરમહંસજી !
ને નેણાં ભરી નિરખો
મેવાડના મહાસૂરજને.
રાજજોગીઓની જમાતના
આપ ભાસો છો જમાતપતિ.

( પૃથ્વીનો પરમહંસ ઢાલશય્યા કને જાય છે; કો અદ્ભુતત્વને ન્હાળે એમ ન્હાળી રહે છેઃ આત્મા આત્મામાં પરોવવા મથે છેઃ ઇતિહાસનો તાગ લેવાને મથતો દૃષ્ટિદોર થાકીને સંકેલાય છે. પાછા વળી સૂર્યદેવને નમસ્કાર કરે છે.

પરમહંસનો ઓછાયો મહારાણા ઉપર પડે છેઃ તન્દ્રામાં પડેલા મહારાણા પોકારી ઉઠે છેઃ )

**મહારાણા :** યવનરાજ ! પધાર મેવાડની મહેમાનીએ.

( સામન્તમંડળ ખડું થાય છે, ખડ્ગ ખેંચીને ખડ્ગલતાઓનો માંડવો ગૂંથી મહારાણાને છાઈ ઉભે છેઃ જાણે મૃત્યુ સ્હામે દુર્ગ વાળ્યો.

પવનપાવડિયા જોગી જેવો પૃથ્વીનો પરમહંસ એ ધમસાણમાંથી અલોપ થાય છે. )

**પરમહંસ :** ( જતાં જતાં )

સિંહાસને કે સંગ્રામસિંહાસને
એ રાજજોગન્દરને ભેટવાના
આયુષ્યના ઓરતા રહી ગયા.

એ જ છે હિન્દુપતનો પ્રાણ:
એ જ છે આલમભરમાં
પ્રજા-પ્રજાનું અમર આત્મતત્ત્વ.
મેરૂ સમોવડ પ્રતાપ પડ્યો, પણ
અમ્મર છે આર્યાવર્તે પ્રતાપનો પ્રાણ.
પૃથ્વીના ઓ પરમહંસ!
દક્ષિણના ગિરિદુર્ગો ન્હોતરે છે ત્હને.
આજથી ત્હારે બે ઢાલ બાંધવાની.

( ભામાશાહ ને રાજકવિ પિછોલાને તીરે આવે છે. )

**ભામાશાહ** : કોણ હતા પૃથ્વીના એ પરમહંસ?

**રાજકવિ** : સૂરજદેવને વન્દના વન્દતા 'તા એ?
જગતનો સાચ્ચો સૂરજવંશિયો,
મન્દિરમાં ને મસ્જિદમાં પ્રકાશતા
સર્વસંચારી સૂરજદેવનો સપૂત,
પ્રતાપનો અવનીમાં એક સમોવડ,
મેવાડી મહારાણાને મ્હોંજોણે
પધાર્યો હતો પૃથ્વીનો પાદશાહ
આભઉદાર દિલનો અકબરશાહ.
પૃથ્વીના પરમહંસે જ પારખ્યા છે
મેવાડના જોગન્દર મહારાણાને.

**ભામાશાહ** : પરમહંસો જ છે પૃથ્વીના પાદશાહ,
જોગન્દરો જ છે સાચ્ચા જગત્પતિ.

( એક નેણલે રાજરાવણાને ને બીજે નેણલે મેવાડને રાજકવિ નિહાળી રહે છે. )

રાજકવિ : માઈ! એવો પૂત જણ,
જેવો રાણ પ્રતાપ;
એક સૂરજથી ઉગટમે
આભઅવનીના શાપ.

આથમ્યો આજ મેવાડનો અવધૂત.

( રાજકવિ શંખનાદ કરે છે. પિછોલા સરોવરને શિખર- શિખરેથી શંખનાદ ગાજે છે. મન્દિરમન્દિર તે ઝીલી લે છે, ને મેવાડ આખો યે તુમુલ શંખનાદે ખળભળી ઉઠે છે: જાણે પૃથ્વીના પેટાળમાંનો મહાધ્વનિ ગાજ્યો ! સમશેરોનો ઘટામંડળ રચી યોધરાજો ઉભા છે. સૂર્ય નારાયણનો એક ઝબકારો થાય છે, ને એ ઝબકારામાં સૂરજવંશીના અમર સૂરજઅંશો સૂરજદેવમાં જઇ ભળે છે. આરાવલ્લીનું શિખર પડ્યા સમો રાજસ્થાન ભરતો ઘોર પોકાર વાયુમાંથી ધમધમે છે કે ' પ્રતાપ પડ્યો. ' )



## પ્રવેશ ૩ જો: હાફીઝગાહ

( આગ્રાના શહેનશાહી રાજમહેલના નારંગીબાગની કુંજઘટામાંના આસ્સઆરે પન્દરેક વર્ષની એક બાલા છે. જીવનવસન્તને ઉંબરે એ ઉભી છે. કમળનાળ શી પ્રત્યેક કરવેલથી કમલપુટ સરિખડું, મોતીઝુંઝર ને મણિમાળથી શણગારેલું, એકએક કબૂતર હૈયાં સરસું ચાંપી રાખેલું છે. વારાફરતી એકએક પાયપાંદડી ઉપાડી હમચીને નૃત્યે નાચતી નાચતી, કબૂતરોને ચુંબતી બાલા ગાતી ગાતી ઘટાછાયે ઘૂમતી હોય છે. )

**બાલા :** તાઝે બતાઝે, નૌ બનૌ.
મુતરએ ખુશનવા ! બગો
તાઝે બતાઝે, નૌ બનૌ;
બાદ્યે દિલકુશા બજ્ને,
તાઝે બતાઝે, નૌ બનૌ. ૧

બા સનમી ચું લબબતી,
ખુશ બનશીં બખિલવતી;
બોસે સિતાનો કામ જ્ને,
તાઝે બતાઝે, નૌ બનૌ. ૨

હૈયામાં આજ સિતારી ઝણુકે છે,
ગેબનાં ગીત રણુકે છે.

( ગીતની ધૂનમાં બાલા તલ્લીન ને ગુલતાન હતી ત્ય્હાં ઓચિન્તાનું એક કબૂતર ઉડી જાય છે, ને નારંગીવૃક્ષની ડાળે જઇને બેસે છે. ગીતધૂનમાંથી બાલા સફાળી જાગે છે, ચમકે છે; ગીતધારા અટકે છે.

હૈયાકુંજે ને નારંગીડાળે બેએક વાર નિરખી નિરખીને. )

આવ, ઓ શાહકબૂતર ! આવ,
મ્હારા હૈયાની ડાળે આવ.
એ ડાળી આઘી છે;
પેખું છું, પણ પંપાળાતું નથી.
એવડીક શી ઓછી પડી
ત્હને મ્હારા હૈયાની હુંફ ?

( હાફીઝશાહની જગત્‌વિખ્યાત ગઝલ પૂર્વ રીતે પાછી ગાય છે. )

બર ઝે હયાત કય ખુરી,
ગર ન મુદામ મય ખુરી ?
બાદે બખુર બયાદે ઉ;
તાઝે બતાઝે, નૌ બનૌ. ૩

શાહેદે દિલરૂબાએ મન
મીકુનદ અઝ બરાયે મન
નકશો નિગારો રંગો બૂ,
તાઝે બતાઝે, નૌ બનૌ. ૪

આવ, ઓ શાહકબૂતર ! આવ;
મ્હારા હૈયાની ડાળે આવ.

(પડખેના લતાગૃહનો ઝૂલન્તો લતાપડદો ડોલે છે, ને મંહીથી દિલ્હીની બાદશાહતનો વારસ શાહઝાદો સલીમ આવે છે. )

**શાહઝાદો** : ભૂલી પડેલી ઓ હૂરી !
આસ્માનના મહેલ શે અણગમ્યા ?
ઇસ્પહાનની ઓ અપ્સરા !
કોને આમન્ત્રો છો હૈયાની ડાળે ?

**બાલા** : હૈયામાંથી ઉડી ગયેલાને આમન્ત્રું છું,
આપદીધા એ શાહકબૂતરને આમન્ત્રું છું.

શાહઝાદા ! આઘી છે, ઘણી–ઘણી આઘી છે
દિલની ડાળીથી એ નારંગીની ડાળ.
ઉડીને ત્ય્હાં આરૂઢ્યું છે એ
શાહઝાદાનું રંગરઢિયાળું શાહકબૂતર.

( નારંગીડાળે જઇ બેઠેલા કબૂતરને શાહઝાદો નિહાળે છે; બુલબુલ શી ઝીણકી હોઠશિશોટી વગાડી બોલાવે છે. )

**શાહઝાદો :** ( એક મોતીકુંડળ વીંખી નાખી હથેળીમાં મોતીદાણા મૂકી છોડ સરિખડો કરદંડ લંબાવીને )

આવ; શૂ–ઉ–હૂ: બૂચ્યૂ–ઉ–અૂ;
આ ત્હારી પાંખના મોતી.
આવ જો, ધરાવું એ રાજશણગાર.

( નારંગીડાળબેઠું કબૂતર પાંખો પ્રસારે છે, ફફડાવે છે, ખંખેરે છે. )

**બાલા :** ( હસતાં હસતાં )

અપમાન, દિલ્હીના શાહઝાદાનું અપમાન.
કબૂતરે કહ્યું નથી માનતું–રાજમહેલમાં.

**શાહઝાદો :** ( રહીડાઇને બાલાની એક બૂટને કાનચીમટી દેતાં )

ઇસ્પહાનની અપ્સરાનો છે વાંક.
મ્હારૂં કબૂતર કેમ ઉડાડ્યું ?

**બાલા :** ( અટ્ટહાસ્યે હસતી, તોફાનનાં નયનો નચાવતી )

શાહઝાદાને જોવું છે કે કેમ ઉડાડ્યું ?
આમ, ઘટામંડળના મહેલોમાં આમ.

( મદતોફાની હાસ્યે હસતી બાલા બીજા કબૂતરને ઉડાડી મૂકે છે. )

**શાહઝાદો :** કેમ રે ! ચન્દનીની પૂતળી !

ગુલે ગુલઝારની ઓ બાદશાહણ !

પંખીઓ પાસેથી શીખ્યાં કે શું
રાજમહેલમાં શાહજાદાની મોજમજાકનું ?

( સન્મુખ આવી બન્ને કાને ઝીણી કાનચીમટીઓ ભરવા જાય છે. )

બાલા : ( છટાથી ખસી જઇ અળગી થઇને )

શહેનશાહી રાજમહેલમાં
શું શું કહ્યામાં છે શાહજાદાના ?
રોશની કે ખુશબો કે ચન્દની ?
વાયુલહરી, જલલહરી, કે દિલલહરી ?
બુલબુલ, કબૂતર કે સુન્દરી ?
સારૂં થયું; એકલવાયું હતું એ.
જોડી મળી જગતને આરે,
નારંગીવૃક્ષની નમણી ડાળે.

શાહજાદો : સહુને જોડી મળજો જગતમાં !
બાનૂ ! ત્હમે યે એકલડાં છો,
ને મ્હારૂં યે જીવન છે એકલવાયાનું.
હિન્દમાં ત્હમે યે ઈરાન ઉગાડો છો,
દિલ્હીમાં પ્રફુલ્લાવો છો શીરાઝ ને ઈસ્પહાન.
દિલમાં ક્ય્હારે ખીલવશો દિલના ગુલઝાર ?

બાલા : જગત હાફીઝગાહમાં સંચરશે ત્ય્હારે.

શાહજાદો : પહેલુમાં દીવાને હાફીઝ,
ને ઝબાનૂપાંખે ગઝલિયાતે હાફીઝ:
એ હાફીઝગાહ અધૂરી છે શું ?

બાલા : સુણિયે, શાહજાદા !

બુલબુલોના બોલ એ હાફીઝગાહ;
ગુલ ખીલે અણમોલ એ હાફીઝગાહ;
રસ વહન્ત અનન્ત એ હાફીઝગાહ;
દિલ અખંડ વસન્ત એ હાફીઝગાહ;

**શાહઝાદો :** એ છે કલ્પનાનાં અજવાળાં;
નહિ ઝલાય, નહિ ઝીલાય.
આસ્માનમાંથી ઉતારેલા રંગોથી
રાજમહેલો રંગતા જાણ્યા છો ?

**બાલા :** ગેબના ગહન રંગોથી રંગીશ હું
દેહ્લીઆગ્રાના રાજમહેલોને.

**શાહઝાદો :** નયનનૃત્ય અનૂપ એ હાફીઝગાહ;
સુન્દરીનાં રૂપ એ હાફીઝગાહ.
આજથી શાહઝાદો હાફીઝગાહનો છે મેમાન;
ત્હમારાં નાઝો નખરાંની કવિતાનો,
ઇસ્પહાનની અપ્સરાનાં સૌન્દર્યનો.
પ્રેમીઓના પ્રેમની કવિતા
એ જ છે અમ્મર હાફીઝગાહ.

( બાદશાહી ચોબદાર આવે છે, શાહઝાદાને ને બાલાને એકએક તસલીમ ભરે છે. )

**ચોબદાર :** બાદશાહ સલામતે દુવા કહાવી છે,
શેખૂ બાબાને સંભાર્યા છે.
અને આપને કહાવ્યું છે, બાનૂ !
શાહબેગમ સલીમા સુલતાનને મહેલે સંચરવાનું.

**બાલા :** શાહાનશાહને ક્‌હેજો, ચોબદારજી !
નિજના યૌવનયુગને ન વીસરે.

**શાહજાદો :** પાયબોસી કહેજે શાહબાપૂને;
કહેજે અબઘડી આવું છું.

**ચોબદાર :** સંગાથે લેવાનું ફરમાન છે.

**શાહજાદો :** હેવાન ને પાસવાન,
એમને ચાબૂકનાં અહેશાન.

( આરસને સિંહાસને પડેલી ચાબૂક ભણી જૂવે છે, ચોબદાર ભાગી કુંજઘટા પાસે આઘે જઈ ઉભે છે. )

ઇસ્પહાન તો મુકત જ હશે
આવા બેઅકૂલ આદમીનામ હેવાનોથી ?
મહેર ! સૌન્દર્યની શાહઝાદી !
ત્ય્હારે હવે કય્હારે ?

**મહેર :** ભાગ્ય ન્હોતરશે ત્ય્હારે.

**શાહજાદો :** પણ આપણી હાફીઝગાહમાં-

**મહેર :** વાસીશું મનના એ મહેલ,
ને પૂરીશું મનમાં મોતીના ચોક.

**શાહજાદો :** મનના મહેલો તો માયાવી છે;
આશા ને કલ્પનાની કુંજો યે
મ્હારે તો સૂની ને અધૂકડી છે:
સ્હવારના આ લાંબા લાંબા પડછાયા સરિખડી.
ઓ રૂપગર્વિલીઓના ચન્દ્રમા !
સોગન્દ છે મ્હારી જીન્દગીના,
સોગન્દ છે સારી બાદશાહતના,
આગ્રાના આ રાજમહેલોની હાફીઝગાહ રચીશ.
આ રાજમહેલોમાંથી ઉડશે પરિમલના ધૂપ

ત્હારી ને મ્હારી પ્રેમકવિતાના,
ને જગતને કરશે પરાગવન્તું
એ બીજી દીવાને હાફીઝના પમરાટ.
ઇતિહાસ ઉચ્ચરશે આપણી પ્રેમકથાઓ,
જગત ગાશે આપણે ગાયેલાં પ્રેમગીત.
દેહ્લીઆગ્રાના રાજમહેલોના
હું પ્રેમમહેલો સરજીશ.
એમ રચાશે આપણી ઝીન્દગીની હાફીઝગાહ.
સલામ-સલામ છે, સુન્દરી!
ભાગ્યનાં આમન્ત્રણ આવે
ત્ય્હાં સૂધીની છેલ્લી સલામઃ
ત્ય્હાં સૂધી ઉડવાનાં છે આપણે
દિલની મહાભાવ હાફીઝગાહમાં.

( નિજ હસ્તસ્થલિ ઉપર ચુંબનાવલિ વરસાવતો શાહઝાદો સલીમ રાજમહેલમાં જાય છે. ગઝલની છેલ્લી કડી ગાતી ગતી મહેરુન્નિસા શહેનશાહી મહેલોની ઉપવનકુંજોમાં પરવરે છે. )

**મહેરુન્નિસા :** આવી છે ઝીન્દગીની ગુલબાઝી.

બાદે સુબેહ ! યું બગુઝરી
બર સરે કૂએ આં પરી,
કિસ્સયે હાફીઝશ બગો
તાઝે બતાઝે, નૌ બનૌ. ૫

## પ્રવેશ ૪ થો: દક્ષિણની દેવડીએ

( દક્ષિણના સિંહાદ્રિદુર્ગોના પડછાયાઓમાં અહ્મદનગરના હવેલીઉંચા કિલ્લા ફરતા મુગલ સેનાના મોરચા પડેલા છે. ઘેરાની ચૂડ નગર સમીપ પહોંચેલી છે. પાછલી રાતનાં અન્ધારાંઅજવાળાં પથરાયેલાં છે, મંહી મુગલ સેનાધિપતિઓ સાવધાનપણે ઘૂમી રહ્યા છે. સિંહાદ્રિના બચ્ચા સમો કિલ્લો અન્ધકારખોળે ઉભો છે.

શાહજાદો મુરાદ ને ખાનખાનાન આવે છે. )

**ખાનખાનાન** : નિઝામશાહીના ન્હોતર્યા આવ્યા છીએ.
શાહજાદા ! સુરંગનો પલીતો સળગાવીશું ?
રાત્રીનો છે છેલ્લો પહોર;
ને દુર્ગ છે જાણે અન્ધકારનો ઢગલો !

**શાહજાદોમુરાદ** : કિલ્લાના પાયમાં સુરંગ પહોંચી ?
બાદશાહ પધારવાની ઉડતી ખબર છે.
ગરૂડ આવતાં પૂર્વે
બાઝ ઝડપશે શિકાર ?
દક્ષિણની ઘાટીઓ ગહરી છે:
આસ્માનમાં જાણે મારગ કોર્યા !

**ખાનખાનાન** : ત્હો યે અહ્મદનગરિયા ડહાપણસોહન્તા.
ચાર દિશાઓ શાં ચાર તડ હતાં:
મુગલદળ આવ્યે એક થયા.

**શાહઝાદોમુરાદ :** એંશી હાથ પ્હોળી છે ખાઇ,
ને પચાસ હાથ ઉંચો છે કોટઃ
જાણે ગંગાના ઘાટ ચ્હડવાના !

**ખાનખાનાન :** અન્ધકારની જાણે પાળ બાંધી.
ઉત્તર હિન્દ છે હિમાદ્રિ શું ઉજળું,
ને દક્ષિણ હિન્દ છે સિંહાદ્રિ શું શામળું.
–પેલા રાજપત્રોનું શું કીધું.

**શાહઝાદોમુરાદ :** અહમદનગરમાગી કુમક મુગલોથી રોકાય ?
રાજસન્દેશાઓમાં ઉમેર્યું
'પંખીની પાંખે આવજો':
ને પાઠવ્યા નિજનિજને નગરનગરે.

**ખાનખાનાન :** દરિયાવદિલ શાહનો દરિયાવદિલ શાહઝાદો !
સૂરજમાંથી જ પ્રકાશ વરસે ને !
–ત્ય્હારે સુરંગ સળગાવિયે છીએ,
અન્ધકારની શિલાઓ આસ્માનમાં ઉડાવિયે છીએ.

**શાહઝાદોમુરાદ :** કુંજર પડખે કુંજરઅચ્ચો હોય
એવો છે સિંહાદ્રિછાયામાં કિલ્લો.
દક્ષિણના ડુંગર જીતવા કપરા છે.

**ખાનખાનાન :** પણ મુગલાઈ છે કપરાંનો કાળ.
સ્હવારની સોનારેલ ઢોળાતાં
મુગલસેના નગરમાં પ્રવેશશે.

( ખાનખાનાન જાય છે. )

**શાહઝાદોમુરાદ :** કોણ છે સરદાર ?

( અન્ધકારમાંથી એક બન્ધૂકચી આવે છે. બન્ધૂકનું મુખદ્વાર દાબી રાખેલું છે: તસ્લીમ ભરે છે. )

લાવ્યા? સરદાર સાહેબ!
દિલની દિલરંગી લાવ્યા?

**સરદાર** : આ જનાઝાની નાળ ભરીને.
પહેરેગીરો છે બાઝનઝારયાઃ ચૂકાવ્યા.

**શાહઝાદોમુરાદ** : ખાનખાનાનની ચોકી છે ચકોરઃ
વાદળાંનો ઓળે યે ન ઓળંગે એને.
પ્યાલી ભરો; પ્હરોડની ઠંડી ઉડશે.

( બન્ધૂકઠાલવી શરાબપ્યાલી શાહઝાદો પીએ છે. સુરંગનો ઘોર ધડાકો થાય છે. ચોપન હાથ ઉંચો અહમદનગરનો પહાડઘડયો કોટ, પડતા પહાડની કરાડ શો, તૂટે છેઃ એક કોઠો ઉડી જાય છે. શાહઝાદો ધમ્મરઘૂમડી ખાઈ પડે છે. ખાનખાનાન આવે છે. )

**ખાનખાનાન** : શાહઝાદા સાહેબ! કુચનું રણશીંગડું—

( સરદારને ને પ્યાલીને ને પડેલા શાહઝાદાને નિરખીને ધખધખતો અંગારો થાય છે. શાહઝાદાને નિહાળી નિહાળીને )

આસ્માન તૂટયાં અકબરશાહ! ત્હારે.
શાહઝાદા બેઠા છે જઇને
જીવનમૃત્યુની લહરીઓને છેલ્લે આરે.
ત્હમે પાયો? સરદાર!
શી રીતે લાવ્યા?

**સરદાર** : ( પાંદડાંની પેઠે ધ્રૂજતાં ધ્રૂજતાં )
બાદશાહી બન્ધૂકની નળીમાં.

**ખાનખાનાન** : શરાબ નહિ, ઝેર પાયું છે.
ઓલિયાએ શાહઝાદા દીધા શાહને,
ત્હેં બાદશાહને પુત્રવિહોણા કીધા.
શાહઝાદાનું ખૂન કીધું છે, સરદાર!

ને મોતની સઝા છે મોત.
જાવ પોતે જ ઉઘાડેલાં દોજખમાં.

( ઘાસના પૂતળા સમા ફડફડતા સરદારને ખાનખાનાન તમંચાથી વધેરે છે. શાહઝાદો મુરાદ જગતની છેલ્લી વિદાય લે છે. સેનાનીઓ આવી શાહઝાદાને ત્રણ તસ્લીમ ભરી શબને છાવણીમાં લઈ જાય છે.

અહમદનગરના તૂટેલા ગઢના ગુફાદ્વારમાં જોગમાયા સરિખડી બખ્તરિયણ મુગટધારિણી ખુલ્લી સમશેરે આવી ખડા થાય છે; જાણે દુર્ગની દુર્ગેશ્વરી ! )

**ખાનખાનાન** : અહમદનગરની આથમતી ચન્દ્રકલા,
પૂર્ણિમા સમી સુલ્તાના ચાંદ:
આવીને ઉભી રણમાં રણચંડી.
જડ મૂર્તિઓ જુઠ્ઠી છે:
સૌન્દર્ય ને વીરત્વની જીવન્તમૂર્તિ
આ સુન્દરી છે સાચપ્રતિમા.
ઇતિહાસ એને ભાખશે
નિઝામશાહીની અમ્મર કીર્તિજ્યોત.

( અકબરશાહ ઉડણઘોડીએ, ઓચિન્તા આવે છે, ખાનખાનાન તસ્લીમ ભરે છે. )

**અકબરશાહ**. શાહબાશ, અતકાખાનના કોડીલા કુંવર !
ખાનબાબા પાણીપતમાં ઘૂમ્યા'તા:
ત્હમે કીધું સારા હિન્દનું પાણીપત.
સિન્ધુદેશના રણપગથાર જીત્યા,
આજ જીતો છો દક્ષિણના દુર્ગ.
ગઢને ભીમગદા ઠોકન્તો
ડંકો યોજનપારે સાંભળ્યો.
ને આ કોણ ? કિલ્લાના ગુફામુખમાં ?

યક્ષણી છે ? કે સુન્દરી ?
મેઘનાં કવચ સજી
જાણે પૂર્ણિમા ઉભી પૃથ્વીમાં.
સમશેરબહાદુર સન્મુખે
કોણુ છે એ સમશેરધારિણી ?

**ખાનખાનાન :** દક્ષિણના સિંહોની સિંહમાતા,
નિઝામશાહીની ભાગ્યવિધાત્રી,
એ છે સુલ્તાના ચાંદ.
શાહ ઉપર વરસવા આવી છે એ
ચન્દની નહિ, પણ જ્વાળામુખીની ઝાળ.
ઝીલજો એ દુર્ગેશ્વરીના બોલ !

( શમશેરને આસ્માનમાં ઉછાળી સેનાનીઓને પ્રેરણા પાતી પ્રારબ્ધપુત્રી સમી સુલ્તાના ચાંદ કાંગરે ઉભી કાંગરાદેવી શી રણસંગ્રામ ભરી ગાજે છે: જાણે વનવન ભરતા કોયલના બોલ ઉછળ્યા ! )

**સુલ્તાના ચાંદ :** નિઝામશાહીના જંગબહાદુરો !
પ્હાડ જેવા સામન્તો છો,
શિલાઓ સમા સેનાનીઓ છો;
કાળમીટની કરાડ સમોવડો
છે નિઝામશાહીનો કોટ.
મુગલાઈનું પૂર ઉલટયું આવે છે,
અન્તરાયે ઉભી છે પાળ
નિઝામશાહીના ગિરિગઢોની.
પહાડોને પૂર પાડશે ?
કે પર્વતપાળે પછડાઇ, ભાગી,
પાછાં વળશે એ પાદશાહી પૂર ?

આજનાં ઉગતાં સ્હવાર સૂધી તો
સુન્દરી પુરુષથી હારી નથી.
સિંહણુ તો સિંહની માતા છે.

( ખાનખાનાન કુચનું પહેલું રણશીંગડું વગાડે છે, મુગલસેના સજ્જ થઇ હરોળ સજે છે. )

ખીણુ સમોવડી ખાઇમાં
દારૂના ઢગલાઓ ઠાલવો,
ને સળગાવો એ શયતાનની ઝાળ.
નગર ફરતો માંડો એ અગ્નિકોટ.

( શિલાઓના ચૂર્ણ સમા દારૂના કોથળા અહમદનગરિયાઓ ખીણુઉંડી નગરખાઈમાં ઠાલવે છે. પ્રલંબ શંખનાદ સમું કુચનું બીજું રણશીંગડું ખાનખાનાન વગાડે છે. વરૂ સમા મુગલ સૈનિકો કિલ્લા ભણી ધસે છે. દારૂના ઢગલાઓ સળગાવીને અહમદનગરિયાઓ અહમદનગર ફરતો અગ્નિકોટ રચે છે. મુગલ–સેના ધસતી થંભે છે.

કિલ્લાને કાંગરે–કાંગરેથી તીર ગોળીઓ હવાઇઓ સળગતા ભંભોટિયાનો વરસાદ વરસે છે. )

**અકબરશાહ** : ગંગ કવિ શું ભાખે છે ? ખાનખાનાન !
શિવજી જીત્યા હતા કે પાર્વતીજી ?

**ખાનખાનાન** : ભીલસુન્દરી જીતી હતી યોગીશ્વરને,
ને કીધો'તો તપેશ્વરનો તપોભંગ.
ત્રિલોચન ઉઘાડયું, કામને બાળ્યો,
પછી યોગીશ્વર જીત્યા ગિરિજાદેવીને.

**અકબરશાહ** : ખાનખાનાન ! ઝીણી આંખે જૂવો.
કાળી ગોળીઓ નથી આવતી કિલ્લામાંથી.
ચન્દ્રનાં કિરણુ સરિખડી ઉજળી,
સૂર્યનાં કિરણુ સરિખડી પીળૂડી,

બન્ધુકદન્તુડીઓ ડંખે છે મુગલસેનાનીઓને.

( રકાબી સમી હથેળીમાં ગોળીઓ લેઇ એક રાજપૂત સામન્ત આવે છે. )

**સામન્ત** : અહમદનગરમાં સીસું ખૂટયું, જહાંપનાહ !
સોનારૂપાની ગોળીઓ વરસે છે.

**અકબરશાહ** : ( આશ્ચર્યઆંખડીએ સોનારૂપાની ગોળીઓ નિહાળીને )
મુગલાઇને માથે
લક્ષ્મી વરસે છે સુલ્તાના ચાંદ.
સુન્દરીને સીસાગોળી ન શોભે.
સૌન્દર્યનાં બાણુ સમોવડી
સોનારૂપાની ગોળીઓ સુન્દરીને શોભે.
ખૂબ કીધી, સુલ્તાના ચાંદ !
ઇતિહાસ સંભારશે ત્હને.
જાણે આસ્માનેથી ચન્દ્રમા વરસ્યો !

( અહમદનગરની કાળી ભમ્મર દિવાલો પાછળથી એવે એક મહાઘોષ સંભળાય છે. જાણે સમસ્ત નગરીનો નગરપોકાર હોય, સારી યે નિઝામશાહીનો શોકોદ્‌ગાર હોય એવી લોકગર્જના ગાજે છે.

આભમાં હવાઇઓ ઉડે છે, ઠામ ઠામ ભડકા સળગે છે, કોટ પાછળ કોલાહલ ગાજે છે. )

**અકબરશાહ** : એ કોલાહલ શાનો ? ખાનખાનાન !

( અહમદનગરનો બુરહાનપુરી દરવાજો ઉઘડે છે. હાથમાં ધોળી ધજા ને ગળે રૂમાલ બાંધીને એક નિઝામશાહી સરદાર દરવાજામાંથી આવે છે: એ ઉમરાવને સેનાનીઓ બાદશાહ સમીપે દોરી જાય છે. )

**નિઝામશાહી સરદાર** : જહાંપનાહ ! એ જોગણી હતી.
ચાંદ સુલ્તાનાનું, દક્ષિણની જોગણીનું
ખૂન કીધું મીર હબસીએ.

શાહ છે બાળકઃ રહમ કરો.
કિલ્લાની ચાવીઓ ચરણે ધરૂં છું.

**અકબરશાહ :** સુલ્તાના હતી પૂર્ણિમાનો ચાંદઃ
શૂર હતી એવી સોહાગણી હતી.
અન્ધકારને ચન્દની ન ભાવેઃ
હબસી ખૂન જ કરે ચાંદનું.
શરણાગત શાહઝાદા ઉપર
અકબરશાહ સમશેર નહિ ઉગામે.
વિદર્ભ ને ગોદાવરીનાં વન રાખી
પાછી સોંપીશ સારી યે નિઝામશાહી.
શાહને છાવણી જોવા પાઠવજો.
અહમદનગરને અભયદાન છે.

( પૂરૂં સ્હવાર પડે છે, અજવાળાં ઉભરાય છે. નિઝામશાહી સરદાર નમન નમી દુર્ગમાં જાય છે. બીજાપુર ને ગોળકોંડાના એલચીઓ આવે છે, આવતાં આવતાં દૂરથી સીજદો ભરે છે. ખાનખાનાન સ્હામે જઇ તેડી લાવે છે. બાદશાહ સમીપે સીજદો ભરી, ઝમીનબોસી કરી, શાહી ભેટો ધરે છે. )

**ગોળકોંડાનો એલચી :** ગોળકોંડાના કિલ્લામાં સાંભળ્યું શાહે
બાદશાહ સલામત દક્ષિણમાં પધાર્યા છે.
ભાગ્યવન્ત આવ્યે ભાગ્ય ઉઘડે.
શાહે નમન કહાવ્યું છે,
હીરાનો શિરપેચ નજર પાઠવ્યો છે.

**અકબરશાહ :** હીરાની ખાણોનો શાહ
હીરો છે દક્ષિણ દેશનો.
ખુશાપુરસી કરજો, અભય કહેજો.

બીજાપુરનો એલચી ફિરિશ્તા : ચૌદ વર્ષ ઝેલમના જળધોધ નિયંત્રી
બાદશાહ ગોદાવરી ઘાટે આવ્યા છો.
બીજાપુરશાહે પાયબોસી ભાખી છે,
રત્નજડિત સમશેર નજર કીધી છે.
ને આરઝૂ છે બાદશાહી સંબંધની:
શાહઝાદીને વરાવવાં છે શાહઝાદાને.
ઈતિહાસ ઉચ્ચરશે બુલન્દ આવાઝે
ઉત્તરદક્ષિણનો આ રાજયોગ.

( અકબરશાહ ને ખાનખાનાન ક્ષણેક મસલત કરે છે. )

ગોદાવરીઘાટની સૂપાની યુદ્ધહાકલથી
દક્ષિણ ગાજે છે આજ, ખાનખાનાન !
સેનાનીઓએ પૂછ્યું સિપેહસાલારને
'હારિયે તો કયહાં શોધવા ખાનને ?'
ખાને ઉચ્ચાર્યું: 'મુડદાંઓના ઢગલામાં.'
સેનાનીઓએ વીરહાક વગાડી પછી
ને ભૂખ્યા શેર પેઠે ઝંપલાવ્યા.
સિંહાદ્રિના ગિરિદુર્ગો ગાજે છે
દેહ્‌લીની એ સિંહવાર્તાથી.
જગતના આધાર ને ખુદાના પડછાયા !
દંડકારણ્યમાં ગજરાજ ગાજતા એવા
ગોદાવરીઘાટે હુંકારતા'તા ખાનખાનાન.

અકબરશાહ : દક્ષિણ દેશના ફિરિશ્તા છો,
દેવજીભે ઉચ્ચરજો ઇતિહાસ.
ઇતિહાસનાં જગતૂતીર્થ સરિખડાં
યુગયુગપ્રાચીન દેહ્‌લી ને આગ્રાનાં

આમન્ત્રણ છે ઇતિહાસઉકેલણહારાને.
દ્રષ્ટાની આંખે વાંચજો કાળનો ગ્રન્થ.
દક્ષિણદેશની ત્રણ સૂબાગિરિઓ થશે,
ને શાહઝાદો થશે દક્ષિણનો સૂબેદાર
ને બિજાપુરશાહનો નૌશાશાહ.

**ફિરિશ્તા :** કહે છે શાહ સિદ્ધિવન્તા સિદ્ધ છે,
મન્ત્રબળથી દુર્ગો જીતે છે.

**અકબરશાહ :** ઈતિહાસદ્રષ્ટા શું ઉચ્ચારે છે ?

**ફિરિશ્તા :** ઇતિહાસ ઉચ્ચારે છે, જહાંપનાહ ! કે
તાલીકોટાના સંગ્રામમાં વિજયનગર પડયે
એક ઝમાનો વીત્યો.
દક્ષિણનો આ છે બીજો ધરતીકમ્પ.
ત્રીજે ધરતીકમ્પે ગિરિશિખરો પડશે.

( અહમદનગરનો બાલશાહ આવે છે, સમશેર બાદશાહનાં ચરણમાં ધરે છે, સીજદો કરે છે. બાદશાહ બાલશાહને ઉઠાડે છે. )

**અકબરશાહ :** બાળકના સીજદા ખુદાને હોય.

**ખાનખાનાન :** ને બાદશાહ છે ખુદાનો પડછાયો.

**બાળશાહ :** મ્હારા શાહબાપૂને સ્થાને છો.
આ સમશેર, આ શિરપેચ,
મોતીસરબાંધ્યો આ કમરબન્ધઃ
વડિલનાં છે, વડિલને ધરૂં છું.

**અકબરશાહ :** બાળકોને બાદશાહનાં છે અભયદાન.
નિઝામશાહી ગ્રન્થભંડાર
ભારતવિખ્યાત છે ને ? ફિરિશ્તા ?

ફિરિશ્તા : ક્યાં છે ઓછો દેહ્લીનો સરસ્વતીભંડાર ?
પ્રજાપ્રજાનાં રત્નો સંભર્યાં છે ત્‍હાં.
—શાહ ! સાગરમાં સરોવર ઠાલવજો.
બાળશાહ : જેવી બાદશાહી બુલન્દબખ્તીઃ
અંહીનો ત્‍હાં આવશે ગ્રન્થભંડાર.
ફૂલછાબમાં ફૂલ સોહાશે.
( પવનઉડતી સાંઢણીએ સિપેહસાલાર શેખ અબુલફઝ્લ આવે છે. )
અકબરશાહ : ઉતાવળો પગ એ શુભના સન્દેશ.
જગતશાણાઓમાં શાણા શેખજી !
કહું છુંઃ આસીરગઢ જીતીને આવ્યા છો.
અબુલફઝ્લ : ( સીજદો કરી ) શાહનાં ભાગ્ય જીત્યાં.
બાદશાહનાં ભાગ્ય એ સામન્તનાં ભાગ્ય.
અગિયાર માસનો ઘેરો હતો.
દૌલતાબાદ જીત્યું ત્‍હારથી
બાદશાહી દૌલત આબાદ છે દક્ષિણમાં.
લોકજીહ્વા ભાખે છે કે
બાદશાહની મન્ત્રસિદ્ધિ જીતે છે.
કોઈ માનતો માને છે પાયબોસીની.
આશા આહીરનો ગિરિદુર્ગ
એટલે દક્ષિણની દેવડી.
દેવડીએ છાયા ઢાળીને
શાહે ગોદાવરી ઓળંગી
ત્‍હાં દુર્ગમાં મહામારી ફાટી.
બહાદુરનાં રાજકુમાર ને રાજમાતા
ને ચોસઠ હાથીઓએ પછી શરણું માગ્યું.

**અકબરશાહ :** બહાદુરશાહ નહોતા આવ્યા ?

**અબુલફ્ઝલ :** ના, નામવર ! ગર્વનો મેઘ ગાજતો'તો.
હજાર હાથ ઉંચાં હતાં તખ્ત.
આસીરગઢ એટલે દક્ષિણનો ચિતોડ.
ચિતોડે ક્ય્હાં અજીત છે અકબરશાહને ?
ગુપ્ત માર્ગનો માર્ગભેદુ શોધ્યો.
મેઘલી અન્ધારી હતી રાત.
સામન્તો ચ્હડયા આસીરની ગિરિછાટોએઃ
જાણે વડલે મોરલા બેઠા !
સ્હવાર સંગાથે કિલ્લામાં ઉતર્યાં.
એમ રાજદુર્ગ રાજશરણે આવ્યો.
બહાદુરને ગ્વાલિયર ભેજ્યો.
દક્ષિણનો બાદશાહી માર્ગ,
દેશનાં ને લોકનાં ભાગ્ય નિર્ભય થયાં.

**અકબરશાહ :** કાળદ્રષ્ટા છો એવા રણજેતા છો.
હ્યો આ ચઘતાઇનો તમનતાઘ.
બાદશાહી જયપતાકા સંગાથે
અબુલફ્ઝલના કીર્તિધ્વજ ઉડશે.
દાનિયાલ છે દક્ષિણનો સૂબોઃ
ખાનદેશ આજથી દાનદેશ કહેવાશે.
શેખજી ! જીત્યા એ જાળવવાને કાજ,
શાહઝાદાના અતાલિક થાવ.

**અબુલફ્ઝલ :** દેહ્લીઆગ્રા નથી દેખાડવાં ?
દક્ષિણના ડુંગરમાં વસાવશો ?

વિન્ધ્યાચળના વિધિનાંખ્યા આડકોટ
કપરા છે ઓળંગવા, હો !

**અકબરશાહ** : અકબરશાહના ઇતિહાસના
છેલ્લા છે આ વિજયો.
સાંભળ્યો ને સલીમનો બળવો ?
આયુષ્યને કાંઠડેથી હવે અકબરશાહને
દદડવાના છે કુળમાંના કંકાસો.
કેમ પામ્યાં ને કેમ ઉછેર્યાં સન્તાનોને ?
ને કેવાંક તરપે છે પિતૃઓને એ ?
ખરૂં; આગ્રા ને આસીરગઢ આઘાઆઘા છે.
સ્હાંજ પડી અકબરશાહના જીવનની.
રાજધાની શાહસૂની છે.
જાઉં છું–જાણે ત્ય્હાં પૂરાવાને કાજ.
શેખજી ! શાહની કીર્તિજ્યોત ! અસ્‌સલામ !

( અકબરશાહ બાદશાહી તંબૂમાં જાય છે. કાંઈક ખોયેલું શોધતા જેવા ને ધરતીનાં અન્તર ઉઘાડી વાંચતા જેવા, ડહાપણ ને રસિકતાના અકબરશાહીના અવશેષ સરિખડા, શેખ અબુલફઝૂલ ને અબદુર્ રહીમ ખાનખાનાન છાવણીની ધારે જાણે ચોકી ભરતા હોય એમ, ખડા છે. આંખ સન્મુખ ઇતિહાસનાં ખંડેર ઉભાં છે. )

## પ્રવેશ ૫ મોઃ એકલવાયો બાદશાહ

( ફતેહપુર સીક્રીની રાજનગરી ઉપર સૂરજદેવ આથમતો હોય છે. સ્હાંજના છેલ્લા લાંબા પડછાયા પૃથ્વી ભરી પથરાયેલા છે. દક્ષિણના ગિરિદુર્ગોને ને અહમદનગરને જીતીને વળેલા અકબરશાહ નગરપેટ્ટીનાં પગથિયાં ચ્હડી સીક્રીના બુલંદ દરવાઝામાં પધારે છે.

સ્હાંજનાં ચોઘડિયાનો છેલ્લો ડંકો વાગે છે. )

**અકબરશાહ :** ખામોશ, અય રાજનોબત ! ખામોશ.
કાળબોલના પડછન્દને ગજાવો મા,
પોઢેલા ભૂતોને જગાડો મા.
ત્હમે ભાસો છો ભૂતકાળના ભણકારા.
શી હતી સીક્રીની એ જાહોજલાલી ?
એ ચૌરંગીનો ચોક ને પંચમહેલાત ?
એ દફ્તરખાનું ઈબાદતખાનું મકક્‌ામસ્જિદ ?
બીરબલના—સુલ્તાનાના રંગમહેલો !
ફતેહપુર સીક્રીનું પાટનગર એટલે
અકબરશાહના મનોરાજ્યની રાજનગરી.
સીક્રીના પત્થરો એટલે કાળની જીભ.
સોસો જીહ્‌વાએ ઉચ્ચારે છે ને ઉચ્ચારશે
અકબરશાહના જીવનજયના મહામન્ત્રોને
એ શેખ સલીમશાહના ખંડેરો.

આ મહેલોમાં અમીરો ઉભરાતા.
અનુપસાગરના જલઘાટે
જગરસિયાંઓ હિન્ડોલે ડોલતાં.
સાધુ, સન્તો, ફકીરો, કલન્દરો,
વિદ્યારત્નો, યોધરાજો, મન્ત્રીશ્વરોઃ
જગત્‌આંબાનો ફાલ અંહી ઠલવાતો.
આગ્રા ને સીક્રીનો સંગમ કરતાં ’તાં
મનુષ્યોની મેદનીનાં પૂર.
પ્રાતઃકાલે વડલે પંખેરાં બોલે
એટએટલી બોલીઓ બોલાતી અંહી.
સારી આલમના ધર્મો ને ધર્મશાસ્ત્રો
દેવફૂલોની ફોરમ ફોરતાં’તાં
દીને ઈલાહીના ઈબાદતખાનામાં.
અકબરશાહનો દિવસ આથમ્યો.
પાટનગરી એટલે રાજપિયાવોઃ
વિશ્વના વટેમાર્ગુઓ ત્હ્યાં આવે ને જાય.
કય્હાં છે આજ એ જાહોજલાલી ?
કય્હાં છે એ સોનાવાદળીનાં તેજ ?
બાદશાહે આસ્માન ઉતારવા ઈચ્છયાં,
કે તારાઓ વેરવા વાંચ્છયા પૃથ્વીમાં ?
આથમતા સૂરજની પેઠમ
અસ્ત પામ્યો એનો મહિમા.
બાદશાહતની બાદશાહનગરી
આજે છે ઇતિહાસનું એક સ્મશાન.
( ગેબના મન્ત્રો ઉકેલતા હોય એમ આસ્માનનું દફતર ઘડીક વાંચે છે. )

ધરણી ને આસ્માન વચ્ચેનો
સંસાર છે એક પૂલ.
ન બાંધીશ, ઓ નાચીઝ માનવી !
ન બાંધીશ ત્હારાં અમ્મર આશાધામ
દુનિયાના ડગમગતા પૂલની પાળે.
ટ્રૉય યેરૂસેલમ નિનેવેહ
બાબીલોન ને પાર્સીપોલિસની
ઇતિહાસઉચ્ચરતી મહાનગરીઓનો
ફતેહપુરે પણ સંગાથ સાધ્યો.
રાજ્યરાજ્યનાં–પ્રજાપ્રજાનાં એ ખંડેરો
ઇતિહાસનાં છે કારમાં કબરસ્તાન.

( આસપાસનાં સૂનકારને નિહાળે છે. )

વેરાન હતું, ને વેરાન થયું પાછું.
મ્હારા જીવન્સંગાથીઓ સિધાવ્યા.
ભર્યો ભર્યો સાગર અવિરામ ગર્જે,
એવો ગજતો અંહી માનવમહેરામણ.
આજે સૂનકારના છે પડછન્દા.
જગત્છેડાઓ જેણે જોયા હતા તે
ગેબના અવતાર ને ભાગ્યના વાંચનાર
વૃદ્ધત્વસોહામણા શેખ સલીમ ચીસ્તી:
ને બુઝુર્ગીની બખોલ સમી એ ગુફા.
પીર હતા, તપસ્વી હતા, ઓલિયા હતા એ
પ્રાચીનતાના કો ઋષિવર સમોવડા.
વિશાલદૃષ્ટા, વિદ્યાભંડાર, બ્રહ્મનિષ્ઠ,

પુણ્યમૂર્તિ, પવિત્રતાના ફૂવારા સમા
હતા શેખ મુબારક નાગોરી.
એ તો વસીષ્ઠજી હતા,-
શેખ સાઅ્દી હતા આ યુગના.
ને ભીષ્મ પિતામહ સરિખડા
આમેરનાથ મહારાજ બિહારીમલ્લ.
એ સહુ હતા સંસારના સ્થંભો.
મ્હારા પહેલૂમાંનો પહેલવાન,
અકબરશાહનું બીજું હૈયું ને હાથ,
રૂસ્તમનો અવતાર રાજા ભગવાન!
જગત્‌ડહાપણની ચાવીઓના કિલ્લીદાર
મર્મવેધી વાગ્બાણના વાચસ્પતિ,
દુન્યવી ભૂલભૂલામણીઓના ભોમિયા,
મહારાજ બીરબલ ભૂલા પડયા
યુસુફઝાઈની પહાડી ભૂલભૂલામણીઓમાં.
શાહી દરબારમાંની અશ્વનીકુમારોની જોડલી,
મ્હારા રાજદ્વારને બે ટોડલે બિરાજી
કેકાવલિ લલકારતા બે મોરલા,
દિવસે સૂર્ય ને રાત્રીએ ચન્દ્ર સમા
અકબરી યુગને અખંડ અજવાળતા
સાગરગંભીરા વાગીશ્વરો-મન્ત્રીશ્વરો,
યુગયુગની મૈત્રીના બેનમૂન નગીના,
મુગલ સલ્તનતના લવકુશ
શેખ ફૈઝી ને શેખ અબુલફઝૂલઃ

ગયા સૌ ગેબના પડદાની પાછળ.
લક્ષ્મીજીનો બિરદાઇ, પરમ વૈષ્ણવ,
શહેનશાહી ભંડારનો ભંડારી,
ખડ્ગધારેશ્વર, ભૂમિપુત્રોનો કલ્યાણક,
રાજભર્તૃ-પ્રજાભર્તૃ રાજા ટોડરમલ્લ:
ગાન્ધર્વકલાના અવતાર તાનસેનજી:
કાવ્યામૃતનો ઉછળતો ઝરો,
કૃપાણ શી વાણુનો સ્વામી, કવિ ગંગ:
કોને કોને સંભારવા ને ભૂલવા ?
ભૂતકાળની ગુફામાં દૃષ્ટિકિરણ પડે છે
ત્ય્હાં ભાળું છું કારમી ભૂતાવળ
અન્ધકારમાંથી ડોકિયાં કરતી.
અકબરશાહને દરબારદ્વારે ડોલતા
હાથીઓનાં ને માનવહાથીઓનાં ઝુંડ.
અર્ધી સદીના જીવનજયના સામન્તો
સહુ એ આથમી ગયા.
ખરી પડયો એ ઉભરાતો
અકબરશાહની વિજયવસન્તનો મ્હોર.
ગ્રહો ઉપગ્રહો તારલાઓ આથમે
ને પાછળ રહે કાળઝંખવાયેલું
કિરણશૂન્ય એકાકી ચન્દ્રબિમ્બ:
એવો આજ એકલવાયો છું.

( બુલન્દ દરવાજાની બુલન્દશિખ આરસદેવડીને નિહાળતો )

આસ્માનમાં પ્રફુલ્લતી ભાગ્યનાં ફૂલ સમી
બુલન્દ દરવાઝાની આ દેવડીઓ !

ત્હમે દેવદ્હેરીઓ છો કે જગતપરપોટા ?
મુગટમાંની કલગી શી પ્રગટો છો,
જયજયોતની શિખા શી ફૂટો છો,
રાજધ્વજની શિખરઅણી શી ઉભી છો;
જાણે ઇતિહાસની જીહ્વાઓ !
ઉચ્ચારો, ઉભાં છો ત્યહાં સૂધી ઉચ્ચારો
કે શાહાનંશાહ અકબરશાહ
આજ એકલવાયો છે.

( આથમતા સૂરજમંડળમાં નિહાળી રહે છે. )

વીરત્વના દુર્ગ સરિખડો,
સુજનતાની પરમ સમશેર,
મધ્યાહ્‌ન સમો ઝળહળતો ને દઝાડતો,
સિધાવ્યો એ હિન્દવો સૂરજ
અટંકી રણરઢિયાળો રાણો પ્રતાપ.
ને ત્હમે યે તજી જાવ છો, સૂરજદેવ !
જગતમાં રાત્રી ઢાળીને સિધાવો.
અકબરશાહનાં જીવનમાં યે રાત્રિ પડી.
લાંબાં આયુષ્ય એટલે જીવનના સૂનકાર !
આયુષ્યપુરાણનાં પાનાંઓ
એણે એકાન્તગુફામાં ઉથલાવવાનાં.
મધ્ય એશિયાનાં અઘોર વનમાં
સિકન્દરશાહ શોધતા'તા આબે હયાતનો ઝરો.
અમૃતઝરણું તો ન લાધ્યું એમને,
પણ લાધ્યું એક માનવમાળખું,
અમૃતપીધેલું, દુઃખદાઝેલું, જગત્‌જર્જરિત.
શાહે એની કને માગ્યું અમૃત,

અમૃત પીધેલાએ સ્હામું માગ્યું મૃત્યુ.
વાટસાથીઓ વિનાની સૂની વાટ
જીવનૂસંગાથીઓ વિનાના સૂના જીવનઘાટ
એટલે લાંબા આયુષ્યના ઓવારા.
સુહૃદસૂનું જીવન એટલે
પીંચ્છખરેલી પાંખોનું પંખેરૂ:
કલગી ને કલાપ હરાયેલો મોર.

( દિશાઓ નિહાળતો ઘૂમે છે. )

ત્હો યે તારાવિહોણી અમાસ નથી પડી.
સૂનકાર દાખવવાને હજી છે કો તારલા.
અકબરશાહનો અર્જુન રાજા માન:
બહુશ્રુત, બહુ ઘૂમેલો, બહુ કિરણવન્તો,
મહાનામ ખાનબાબાનો મહાનામ ખાનઝાદો,
અબદુર્ રહીમ ખાનખાનાન:
એક જ હૈયાનાં દૂધ પીધાં એ
મ્હારો ખાનઆઝમ અઝીઝ કોકા:—
ધરતી નક્ષત્રી નથી થઈ,
ને સાવ સૂનાં નથી થયાં
મ્હારાં હૈયાં ને મ્હારા મહેલ.
પણ ઓ આથમતા સૂરજદેવ !
ત્હારાં છેલ્લાં કિરણો સરિખડાં
એ છે અકબરશાહનાં છેલ્લાંવેલ્લાં કિરણો.

( ક્ષિતિજપાટે વિરાજતા સૂર્યદેવને નમસ્કાર કરે છે. )

ચિતોડગઢની કલગી ચૂંટવી,
સાગરપાળ સૂધીનું સાર્વભૌમત્વ,
વાઘબકરીને એક આરે પાણી પાવાં:

એ મ્હારી જીવિતેષણાના જયટંકારઃ
જાતિઓનો, ધર્મોનો, સંસ્કૃતિઓનો સમન્વયઃ
સુલહ–યે–કુલ્લ.
એવી જ હતી મ્હારી પુત્રેષણા.
સન્તાન કાજે શું શું ન્હોતું કીધું ?
કેટકેટલી ઝિયારતો કીધી ત્ય્હારે
અજમેરીએ આપ્યા હતા
સન્તાનત્રયના આશીર્વાદ.
બેએ શરાબનાં ઝેર પીધાં,
ત્રીજાએ રોપ્યો બળવાનો ઝુંડો.
જગતના નૌજુવાનોના દુશ્મન છે
અંગુરના આસવ ને આંખડીના મોહ.
નયનમોહમાંથી કાંઈકે છોડાવ્યોઃ
બર્દવાનમાં–સાગરપાળે પાઠવી
ઇસ્પહાનની અબુનચાવન્તી નાઝનીંને.
પણ શરાબી ! ઓ શરાબી !
કહાનવાના રણમયદાન વચ્ચે
ત્હેને પછાડી, ફોડી, ઢોળી દાદાજાને;
ત્હો યે છો તું સદાની યે સજીવન.
ચઘતાઈના મ્હોરન્તા આંબાની ઓ ઝાળ !
ક્ય્હારે હોલવાઇશ આ જગતમાંથી ?
ઓ મહાનામ હઝરત પયઘમ્બર સાહેબ !
સુણજો ત્ય્હાં આ ઇસ્લામનો પોકાર.
શાહઝાદાઓ કહાવે છે પોતાને ઇસ્લામીઓ,
ને ડોલે છે થઇને મદિરાના માતંગો.

( કાળો ઘોડો, કાળો ઝબ્બો, કાળી ધજા લેઇને સિયાહ વેશે દેહ્લીથી એક સામન્ત આવે છે. )

વળી આવી કો વિદાયવાર્તા.
માથે ઘૂમે છે મૃત્યુનો પડછાયો.
બાદશાહ સહુને જીત્યો,
મૃત્યુ બાદશાહને જીતશે.
સહુને હું જીત્યો, મૃત્યુથી હારૂં છું.
ઉચ્ચારો, ઓ દેહ્લીના સામન્ત !
સાંભળવાને સજ્જ છું
ઘોરમાં ઘોર ત્હમારો સન્દેશ.

( કાળા નેજાળો ભાલો બાદશાહનાં ચરણોમાં નાંખીને )

**સામન્ત** : બાદશાહ સલામત !
જીભ જડ થાય છે ઉચ્ચરતાં.
દેવદુહીતા અમ્મીજાન—બેહસ્તપન્થે-

**અકબરશાહ** : હાય ! આજ આકાશગંગા તૂટી પડી.
જીવનનાં દૂધ ઢોળાઇ ગયાં,
આયુષ્યનો ઉછેર આથમી ગયો.
બાકી હતા સુણવાના એ શાપ.
આર્યાવર્તની ગાયોને મ્હેં ઉગારી:
મુજ વત્સની જ ગઇ એ ગોમાતા.

( હતાશાના બાહુ આસ્માનમાં ઉછાળે છે, વાળ પીંખે છે. )

જાવ, સામન્ત ! જાવ !
ત્હમારી માતા સો વર્ષની થાવ !
જાવ, પવનવેગે જાવ; કહેજો,
ઉછળતે હાથીએ આવે છે બાદશાહ
રાજમાતાની પ્રેતયાત્રાને કાજ.

( સામન્ત સિધાવે છે. )

મ્હારો પ્યાલો છલાછલ ભરાયો.
માતા હતી મ્હારી આયુષ્યનું સરોવરઃ
એનાં દૂધઝરણાં પી-પીને ઉછર્યો.
એ મ્હારાં કુન્તાજી હતાં.
રણમાં, પહાડોમાં, ગુફાગહ્વરોમાં,
મહાનામ કુન્તા માતાની પેઠમ,
મ્હારી છત્રછાયા થઈ ભટકીઃ
આશાનાં અખંડ હાલરડાં ગાયાં.
મ્હારા સ્વચ્છન્દને એ સુધારતી,
મ્હારી કઠોરતાને એ કુમળી પાડતી.
અવિરત વર્ષતાં યે ન સૂકાયાં
એનાં નયનોમાંથી ઝરન્તાં દૂધ.
આજ જાણે મ્હારો નવજન્મ થયો—
આ લોકમાં નહિ, પરલોકમાં.
અમ્મીજાન ! ઓ અમ્મીજાન !
એકલવાયો-જગતભરમાં એકલવાયો છે
ત્હારો આ શાહાનશાહ પુત્ર.
સલ્તનત નથી એની સંગાથી.
અકબરશાહનાં પુણ્ય પરવાર્યાં હવે.
સીક્રીનાં આ શાહખંડેર સમોવડાં
અકબરશાહનાં રહ્યાં છે હવે ખંડેર.
થાક્યો હવે ઝીંદગીની ઝિયારતથીઃ
થાક્યો-ઓ !-થાક્યો છું ચાલીચાલીને.
લાંબો ખેડ્યો જીવનનો પન્થ,
ત્હો ય બાકી છે ઓળંગવાની

આસ્માનની આ કમાન.
મુગટમાંનાં મ્હારાં રત્નો પડયાંઃ
હૈયાના નવસરા મણિહાર સમોવડ
મ્હારો નવરત્ન દરબાર વિખેરાયો.
જમનાને કાંઠડે માંડયો છે મ્હેં
બેહસ્તાબાદનો ગુલઝાર.
મ્હારી જીંદગીદોરી એક શેખુબાબાઃ
એણે અવળાં મુખ માંડયાં.
સંસારની ઓ જયાજયની જાહોજલાલી !
આલમના પાદશાહને રઝા આપો.
સારી આલમની હવે અલ્‌વિદાઅ્.
માફ કરજે, ઓ જગતની મેદની !
અકબરશાહનાં અપકૃત્યોને.
જાણ્યાં કીધાં-અજાણ્યાં કીધાં-
સહુની માફ સહુ પાસેથી.
માફની એક જ-એક જ છે ભૂખ.
મ્હેં માફ કીધાં હોય જીવન્‌યાત્રામાં
તો મ્હને માફ મળજો જીવન્‌આરે.
આવ, ઓ મૃત્યુની પાંખના પડછાયા !
આઘેથી આવતી વાદળછાયાની પેઠમ
આવ, ને ઘેરી વળ આયુષ્યને.
મૃત્યુજળમાં ઘૂમતા ઓ માનવમઘરમચ્છ !
કેટકેટલાં છે ત્હારાં ઘમંડ ને ગુમાન ?
જગતમાંની સાચ્ચી આરામગાહ

ઇસ્લામની છે કબ્ર, હિન્દુ છે ચિતા.
સુલહ-યે-કુલ્ !સુલહ-યે-કુલ્ ! સર્વંકલ્યાણુ !

( સલ્તનતની સંસ્કારજ્યોત સરિખડી સુલતાન સલીમા બેગમ આવે છે. શાહાનશાહને હૈયાબાજોડે મસ્તક ઢાળી મસ્તકે કમળપાંદડી શી કરતલિકા સ્થાપી રસવેલડી શી પડખામાં લપ્પઇ બાદશાહને ચન્દ્રવેલ શી ઠારે છે. )

**સલીમા બેગમ :** મ્હારા આયુષ્યના વિશ્રામઘાટ !

આ જગની ઝાળો,
શમવે, એ ક્‌યહાં છે અમૃતમેહુલા ?
હૈયાના અગ્નિ ઠારે, અમૃત વરસે સંસારે;
ફૂલ ઝરતા આરે આરે
એ સન્તો દોહ્યલા:
આ જગની ઝાળો
શમવે, એ ક્‌યહાં છે સન્તનમેહુલા ?

( એવે સન્ધ્યાકાળનાં ચોઘડિયાં વાગે છે. )

જહાંપનાહ ? સાંભળો:
જગત આપના જય ઉચ્ચારે છે,
ત્રિકાળ એના પડઘા ઝીલે છે.

**અકબરશાહ :** સુલતાન સલીમા ! તું જ રહી છો
આ જહાંપનાહની આતમપનાહ;
આકાશે એક જ છે ચન્દ્રકલા:
અકબરશાહની અન્ધારી રાતની
તું જ છો એકાકી આજ ચન્દ્રજ્યોત.

( દિશદિશને વન્દન વન્દતા, ક્ષમાપન યાચતા, 'વિદાઅ' 'વિદાઅ' પોકારતા શાહાનશાહ અકબરશાહને શેખ સલીમ ચીશ્તીની દરગાહને દર્શને બુલન્દ દરવાઝાની અગાસીએ સુલ્તાન સલીમા બેગમ લેઇને આતમશાન્તિની શોધમાં ઉપર ચ્હડે છે. )

## પ્રવેશ ૬ ઠ્ઠો : રાજપ્રપંચ

(આગ્રાના દિવાને ખાસમાં બાદશાહતના અમીરો એકઠા મળ્યા છે. શેખ ફરીદ, બહેરાના સૈયદો, શહેનશાહતના રાજસ્થંભોની મન્ત્રમંડળી જામી છે. શસ્ત્રસજ્જ જંગબહાદુરો આવેશઉછળતી મુખમુદ્રાએ રાજમન્ત્રણાનો મહાપ્રશ્ન ચર્ચી રહ્યા છે.)

**શેખ ફરીદ** : કોઇ કહેશો કે શાને નિમન્ત્ર્યો છે
શાહસૂનો આ દીવાને ખાસ?

**એક અમીર** : મીરઝા રાજા કે કોકલતાશને પૂછજો.

**બીજો અમીર** : ભવિષ્યના રાજમાર્ગ કોરવાને.

**બેહરાના સૈયદ** : ભવિષ્યના માર્ગ કોરવાને નહિ,
ભવિષ્યની લગામ હાથ ધરવાને.
ભવિષ્યની લગામ છે અલ્લાહને હાથ.

(બહાર આઘે મીરઝા રાજા માનસિંહ, ખાન આઝમ અઝીઝ કોકા ને રામસિંહ કચ્છવાહ આવતા દેખાય છે.)

**મીરઝા રાજા** : રામસિંહ! બાદશાહી ખજાનો રક્ષજો.
શેખ ફરીદ બૂખારીને પકડજો.

**એક અમીર** : સલીમશાહની અટારીએ ફોરૂં ફેંકયું છે
કે જમનાને સ્હામે પાર રહેજો.

**રામસિંહ** : વાતાવરણ હવાઇઓથી છવાયેલું છે,
ને એ પરન્દા હવાઇઓ
મહેલે મહેલે પરવરી છે.

**મીરઝા રાજા** : જાવ, સાવધાન રહેજો.

(રામસિંહ જાય છે. રાજા માનસિંહ ને ખાનઆઝમ દીવાને ખાસમાં સંચરે છે. અમીરોના હાથમાં હાથ મિલાવી છાતીએ ચાંપી સહુ બેસે છે.)

ખાન આઝમ : બાદશાહતની બે ભુજાઓ !
બાદશાહત આજ ડોલે છે.
શાહાનશાહી સલ્તનતની
સમશેર છો ને ડહાપણ છો;
દાના છો, દૂરઅન્દેશ છો.
સલ્તનતની અંબાડી
કિયા માતંગરાજે માંડશો ?
સિંહાસનનો વારસ કોણ ?
જગત્જાહોજલાલીનો ઘડેલો
કોને ધરાવશો બાદશાહી તાજ ?
શેખ ફરીદ : ચઘતાઈનું વંશનામું ભાખે ત્હેને.
ખાન આઝમ : એશિયાના આલમપનાહ મહાખાન જંઘીસખાને
ને જગત્જેતા તૈમૂરજંગે બેહસ્ત શોભાવ્યાં,
ત્ય્હારે કાસ્પિયનથી ચીન સૂધીનાં
ને ગોબીથી જમના પર્યન્તનાં મહારાજ્ય
ફૂલની પાંખડીઓ વિખરાય એમ વિખેરાયાં.
અકબરશાહની સલ્તનતનું
સોળપાંખડી આ શાહકમળ
એમ પીંખવું—વીંખવું છે ?
બેહરાના સૈયદ : ચઘતાઈનું વંશવૃક્ષ એક છે,
ચઘતાઈની બાદશાહત એક છે,
ચઘતાઈનો શાહઝાદો એક છે.
ઇસ્લામ એક છે, ખુદા એક છે,
ખુદાનો પયગમ્બર એક છે.
ખાન આઝમ : ત્ય્હારે ?

**શેખ ફરીદ :** ખુદા તાઆલાની મરઝી બર આવો !
નસીબના કુરાનની શરીઅતો નહિ ફરે.
ઓલિયા સલીમશાહના દીધા
ત્રણ હતા બાદશાહતના નેત્રમણિઓ:
આજે એક છે આતમનૂરનો અવતાર.
બાદશાહત છેદવાની કે ઉચ્છેદવાની છે નહિ.

**રાજા માન :** પુત્ર હોય પિતાની પ્રતિમા.

**ખાન આઝમ :** ને પુત્રે પિતાની નાફરમાની કરવી
એવી છે કુરાને શરીફની કઇ શરેહ ?

**બેહરાના સૈયદ :** પિતાએ પુત્રને ક્ષમા બક્ષી;
પછી કોણ છે, કઈ શહેરમાં ભાખ્યો છે
પિતાપુત્રનો ઇનસાફકરન્દો કાઝી ?

**ખાન આઝમ :** તો કઈ શરેહમાં–કઇ હદીસમાં છે
પુત્રે પિતૃસેવા વિસારવાનું ?
શાહઝાદાએ પ્રજાને પીડવાનું ?
શાહાનશાહ મૃત્યુશય્યામાં છે;
બાદશાહત ઉપર ઉતરે છે
યમદૂતના આવતા ઓળાઓ.
એ પડછાયા કોણ ઝીલે છે ?
કોણ ધરે છે મૃત્યુદેવને ઢાલ ?
શહેનશાહત એશોઆરામ નથી,
ચેનબાજી નથી, ફૂલપથારી નથી.
બાદશાહ એટલે બાદશાહતનો પેહરેગીર.

**રાજા માન :** બાદશાહ એટલે ખડી સમશેર:
શાહાનશાહ એટલે સલ્તનતનો સૂર્ય.

સુભટો સન્માને તે સુભટરાજવી,
લોકપૂજન પામે તે પાદશાહ.

**બેહરાના સૈયદ :** સલ્તનતની સમશેર છો, રાજા માન !
દિશદિશમાં દિગ્વિજયે ઘૂમ્યા છો:
પણ આ મોરચો ઔર છે.
ઉદ્દંને મોખરે છે હમારો બેડો,
બેહરાના સૈયદઝાદાઓનો ઝંડો,
હઝરત પયગમ્બર સાહેબની ઓલાદનો.
લીલું નિશાન ને બીજનો ચન્દ્રમા,
બાદશાહતને જંગમાં દોરે ને પ્રેરે છે
સૈયદવંશનો એ ધર્મધ્વજ.
દેહ્લીનું સિંહાસન જીતવાને
બાદશાહ બાબરે નીલાબ ઓળંગ્યો,
હિન્દને આરે પગલાં પાડયાં ત્ય્હારે
સૈન્યમોખરાની કીર્તિ ને જવાંમર્દી સોંપી
સૈયદને, ઇસ્લામને, ઇસ્લામના ઝુંડાને.
બાદશાહત એક છે.
બાદશાહઝાદા એક છે.
ફોડીને બાદશાહત બે કરશે
એમને માથે હો સંહારનું પાપ.

**શેખ ફરીદ :** દીર્ઘદૃષ્ટાઓને પડળ પડયાં છે આંખોમાં,
દાનેશમન્દોને પડદા પડયા છે સગાંઓના:
એથી સૃષ્ટિદર્શન લોપાયું છે.
અર્ધી અર્ધી સદીના જીવનજંગ,
અકબરશાહના આયુષ્યના જયોત્સવો,

અર્ધી ઘડીમાં ધોવાશે ને ભૂંસાશે ?
મારજો, શહેનશાહતના ખેરખાહો !
મારજો શયતાનની સમશેર,
પૃથ્વીના કરજો બે કાચલાં,
અને પીજો પછી એમાં નસીબના જામ.

**બેહરાના સૈયદ :** ઉઠો, અમીરઝાદાઓ !
નિમાઝ પઢો ખુદા તાઅૂલાની કે
બાદશાહી બીમારી ઉતરે.
ફોગટ નથી તજ્યાં વડીલોએ વતન,
નાહક નથી રેડયાં રણધીરોએ રૂધિર.
બાદશાહતના આજના હિતૈષીઓને
કરવા દ્યો મુગલાઈના કટકા.
મુગટ ભાગશે એનું ભવિષ્ય ભાગશે,
સલ્તનત ફોડશે એનું નસીબ ફૂટશે.

( બહેરાના સૈયદો, શેખ ફરીદ ને શાહઝાદા સલીમપક્ષના ઉમરામીરઝાઓ રાજા માન ને ખાનઆઝમની સન્મુખ એકએક ઉઘાડી કટાર નાંખી ઉઠી જાય છે. શ્વાસ ભરતો એક કચ્છવાહ સામન્ત આવે છે. )

**રાજા માન :** શું છે, સામન્ત ! શ્વાસ લ્યો; કહો.

( સામન્તનો કંઠ રૂંધાય છે. ઈન્તેઝારીપ્રેર્યા અમીરો સહુ ઉઠે છે. )

ઉચ્ચારો અશુભના યે સમાચાર.
આભનો થંભ પડયો તો નથી ને ?

**સામન્ત :** એટલાં નથી ઘેરાણાં અશુભ;
અકબરશાહ તો અમ્મર છે.
આમેરનાથ ! બ્હેનબેગમે આત્મઘાત કીધો.

**રાજા માન :** ( આશ્ચર્યચકિત વદને )

શું ? રાજકુમારી રેવાકુંવરે ?
**સામન્ત** : હાઃ આમેરની પુણ્યકલાએ જીવન સંકેલ્યાં.
**રાજા માન** : કારણ ? સામન્તજી !
**સામન્ત** : આજે હતી હાથીઓની સાઠમારી.
**રાજા માન** : હા; ને જહાંપનાહને આરામ છે
તે પધારવાના હતા નિરખવાને.
**સામન્ત** : અગડમાં ગજરાજો લ્હડયા
ને પાળે શાહઝાદાઓ લ્હડયાઃ
પિતા ને પુત્ર, સલીમશાહ ને ખુશરૂશાહ.
શહેનશાહ પધાર્યાં'તા એ રાજખેલમાં,
ને સિધાવ્યા હૈયામાં શલ્ય લઈને.
હૈયે ને લલાટે હાથ નાંખીને
આભને પૂછયું, 'આ શું ?'
અક્ષરે ઉચ્ચર્યાં નથી,
ઉંચું યે નિહાળ્યું નથીઃ
પૃથ્વીલખ્યા લેખ વાંચતા મહેલે પરવર્યાં.
સાંભળ્યું સુખશય્યામાં પોઢયા છે,
સાંભળ્યું મન્દવાડે ઉથલો લીધો છે.
દેહને ડુંગર દાવાનળ સળગે છે.
ત્ય્હાં ઓચિન્તો રણવાસ ગાજી ઉઠયો,
ને બાદશાહતની બાંદીઓ બોલીઃ
પતિ ને પુત્રના ક્લેશદુઃખે
આમેરકુમારીએ કસુંબલા કીધા.
**રાજા માન** : આમેરવંશનો આજ આપઘાત થયો.
કચ્છવાહની હતી એ પુણ્યકલા.

વિપદોનાં વાદળ ઘેરાય છે.
ખાન આઝમ ! જતું કરો એ;
પ્રારબ્ધ ના ભણે છે.

**ખાન આઝમ :** જેવાં ગેબનાં ફરમાન.

( સોના છડીવન્તો બાદશાહી ચોબદાર આવે છે, દીવાને ખાસને ત્રણ તસ્લીમ ભરે છે. )

**ચોબદાર :** બાદશાહ સલામતે સલામ કહાવી છે,
મીરસભાને ન્હોતરી છે ખ્વાબગાહમાં.
મીરઝા રાજાને ને ખાન આઝમને સલામ:
અબઘડી આમન્ત્રે છે બાદશાહબાપૂ.

**રાજા માન :** ને જહાંપનાહની ખુશમિજાઝી ?

**ચોબદાર :** બાદશાહની બુલન્દબખ્તી છે.
નદીઓમાં વમળો ઘૂમરાય
એમ જીવ ઘૂમરાય છે.
જગતમાંથી જીવ ઉઠી ગયો છે,
આંખો આસ્માનમાં શોધે છે
આસ્માનના ઓવારાને;
ને પૂછે છે ' આ શું ? '

( અણઉચ્ચર્યા પ્રશ્નોત્તરો કરતી રાજા માન ને ખાન આઝમની આંખડીઓ મળે છે. હોઠ ભીડે છે; બોલતી જીભ જેવી દુશ્મનફેંકી ખુલ્લી કટારો એકએક લેઈ ભેટમાં ખોસે છે. ને ઉઠે છે. )

**રાજા માન :** ચાલો ઝમાનાના સૂરજની ખ્વાબગાહમાં.
જમનાને આરે-ત્યહાં ભરાશે
બાદશાહતનો છેલ્લો દીવાને ખાસ.



## પ્રવેશ ૭ મો: અનન્તની યાત્રાએ

( અકબરાબાદના અકબરી મહેલના જમનાતીરના રાજખંડમાં બાદશાહ સુખશય્યામાં ઢળેલા છે. ને મણિજડિત સોનાવાટકડીમાં મોતીબાંધ્યા મોરપીંચ્છ લેઇને બાલશાહજાદો ખુર્રમ શાહદાદાને ઓશીકે બેઠેલો છે. શાહહકીમ અલી બાદશાહની તહેનાતમાં વિરાજેલા છે. )

**હકીમ અલી** : આ અમૃતગુટિકા શાહ પીશે ?

**અકબરશાહ** : માઅ્રેફ્તનો ખજાનો શેખ સાઅ્દી કહે છે
એ દિન નથી ત્હારે ચિન્તા વૃથા છે,
એ દિન ઉગે ત્હારે ચિન્તા વૃથા છે.
મૃત્યુ એટલે અનન્તની યાત્રાએ.
શાહહકીમજી ! બહુ જીવાડયો:
હવે રૂખસદ આપશો દુનિયામાંથી ?

**હકીમ અલી** : ખુદા તાઅ્લાના ખરીતા છે
આદમઝાતના નસીબના લેખ.
અલ્લાહનાં ફરમાન ઉતરે
આપણે તો એ વધાવવાનાં.

**અકબરશાહ** : બ્રહ્માંડને બે આરા છે,
આયુષ્યને બે કિનારા છે.
શાહહકીમ ! ઝમાનાના ઓ લુકમાન !

ઝીંદગીનો સ્હામો કાંઠો દેખાય છે;
પાછળ ઘૂઘવે છે ગેબનો મહાસાગર.

**હકીમ અલી** : અને આ દવા શાહ પીશે ?

**અકબરશાહ** : કાણી હોડી સન્ધાશે,
ભાગ્યાં ભાગ્ય નહિ સન્ધાય.
આઠ–આઠ દિન ઔષધ ન લીધાં,
અતિસાર વધ્યો, તાવે ઘર કીધું,
વૃદ્ધાવસ્થાનો દેહનો રથ છે જરજરો:
દવા નહિ, રૂખસત ઘો, શાહહકીમ !
અકબરશાહ આલમની રૂખસત માગે છે.
ઔષધનાં અમૃત ઢોળાઈ ગયાં.

( શાહહકીમના ઇશારાથી બાલ બાદશાહઝાદો ખુર્‌રમ સોનાપ્યાલીમાં ઔષધ લેઇને ધરે છે. દેહડાળે પડછાયો પડતાં )

દેવદૂત આવ્યો તેડવાને.

( નિરખીને )

ખુર્‌રમ ! તું છે ? દાદાજાનનું જીગર ?
ખુર્‌રમ ! તું ફિરસ્તો છે સ્વર્ગનો:
સ્વર્ગની પેઠે માણજે મહીને.
મુગલાઇનો મુગટ તું છે.

**શાહઝાદો ખુર્‌રમ**:શાહદાદાએ પૃથ્વીનું સ્વર્ગ રચ્યું છે તે ને ?

( અકબરશાહ દવા લેઇને પીએ છે. )

**ચોબદાર ખોજો** :( અન્તઃપુરમાંથી આવીને )
મુઆફ છે, શાહહકીમજી !
બાદશાહબેગમ સાહેબા પધારે છે.

( શાહહકીમ અલી રાજખંડની બહાર સિધાવે છે. શાહઝાદો ખુર્રમ શાહ બેગમને સત્કારવા સન્મુખ જાય છે. મૂર્તિમન્ત પ્રકાશ ને પ્રતાપ સમોવડી જલ્વેગર—જાજરમાન બાદશાહ બેગમ સુલતાન સલીમા બાનૂ પધારે છે. પાછળ પાછળ શાહઝાદો સલીમ સંચરે છે. શાહ બેગમ જઇને બાદશાહનાં ચરણો વચ્ચે મસ્તક મૂકે છે. )

**અકબરશાહ :** સારી બાદશાહતના શણગાર!
અત્યહારે? ને ઓચિન્તાં કાંઇ?

**સલીમા બેગમ :** દુનિયાના શણગારનાં દર્શને.
આત્માને આરામ છે ને?

**અકબરશાહ :** શાહબેગમ! સુન્દર છો એવાં શાણાં છો.
અનન્ત આયુષ્ય દીઠાં કોઇનાં?
દુનિયામાં ત્હને દીઠી એક આબે હયાત.
બાકી તો મૃત્યુલોકનાં માનવીને
આબે હયાતનાં તો છે સ્વપ્નાં.
સંગાથે કોણ છે!

**સલીમા બેગમ :** બાદશાહતનો કપાયેલો પતંગ,
શાહઝાદો સલીમશાહ.

( અકબરશાહ મુખ આવરી લે છે. )

**શાહ બેગમ :** ક્ય્હાં સૂધી મુખ આવરશો શાહ?
હવે યે દર્શન નહિ દ્યો પુત્રને?
અરેરે! આયુષ્યભરમાં પૂરાણી નહિ
અકબરશાહના ઉરની એ ઉણપ.
ઓલિયાઓએ સન્તાન આપ્યા,
સન્તાનોએ વિષ પીધાં—ને પાયાં.
પુત્રની ભૂખ ભાગી નહિ બાદશાહની.

**અકબરશાહ** : અમૃતની ઋતુમાં પણ
જીવન ઝેરનાં કીધાં.

**શાહ બેગમ** : બાદશાહ ! ગુલાબને કાંટા ઉગ્યા,
ન્હો યે ગુલશનનાં એ ગુલાબઃ
બાદશાહતનાં એ ફૂલ.

**અકબરશાહ** : શેખૂબાબા ! મહેલ ન ગમ્યા
તે વનવગડે ભમવા સંચર્યાં ?

( શાહજાદો સલીમ અનુત્તર ઉભે છે. )

નોકરની ખોળ ઉતરાવી–ઈલાહબાદમાં ?
એ ક્રૂરતા અકબરશાહના સપૂતની ?

( સલીમ નિરુત્તર જ રહે છે. )

પ્રભુને પુણ્યધામે પરવરે છે
અકબરશાહનાં વિમાન આજ.
એ જોવાને આવ્યા હશો ?

**શાહ બેગમ** : આત્માના ઉજાસ ! બાબા શું બોલે ?
અકબરાબાદના દરવાઝા બન્ધ;
પિતૃદર્શને પધારતા પુત્રપશ્ચાત્તાપીને
પકડવાનાં કાવતરાં;
જમનાને સ્હામે તીરે સંચરવાનાં કહેણઃ
શેખૂબાબા શું શું બોલે ?
ને શાહની સુખશય્યા ચિન્તાશય્યા કરે ?
બહુ પાથર્યા કાંટાઓ પાયફૂલડાંમાં.

**અકબરશાહ** : શેખૂબાબા ! શાહબેગમને મહેલે જાવ.
ખુર્‌રમ ! રાજસભાને ન્હોતર.

( શાહજાદો ખુર્રમ રાજસભાને ન્હોતરે સિધાવે છે; શાહજાદો સલીમ શાહબેગમને મહેલે પધારે છે. )

સલીમા ! ઝીંદગીનાં જીવન !
આયુષ્યભર ત્હેં અમૃત પાયાં.
ત્હારે મહેલે ઉતારતો જગતના થાક.
બાદશાહની બાદશાહત,
તું હતી મ્હારા આયુષ્યની ઈશ્વરી.

**શાહ બેગમ** : બાળાપણમાં કાબૂલના પર્વતોમાં રમતાં,
એવું આયુષ્યભર રમ્યાં આપણે.
ઝીંદગીના ગુલઝારમાંનાં
હું નરગીસ ને તું ગુલાબ.
કરમાઇ'તી કોડવતી હું:
શાહાનશાહે મ્હને સજીવન કીધી.
આભવિશાળો છે અકબરશાહનો આત્મા.
અકબરશાહ ! ઓ આલમના આશરા !
તું સંજીવનમણિ છે સંસારનો.

**અકબરશાહ** : ને બાદશાહ બેગમ છે
એ સંજીવન મણિનું નૂર.
ખુદાના દરબારમાં સોંપવા જાઉં છું
આત્માનો એ સંજીવન મણિ.

**શાહ બેગમ** : ને ત્યહાં સંગાથે નહિ રાખોને ?
જલકુંડોના જલવિહારમાં,
ભયંકર રણસંગ્રામોમાં,
પર્વતોમાં, સાગરતીરે, વનકુંજોમાં—
સંસારભરમાં સંગાથે રાખ્યાં:

પુણ્યપન્થે સંચરતાં ત્યાગશો ?
એવડાં તે શાં આળ કે
અન્તઘડીએ અળખામણાં કરો છો ?

**અકબરશાહ :** મ્હારા હૈયાની કોર !
મ્હારી આંખલડીના મોર !
આવ, સલીમા ! આવ ને બેશ.
ઝીંદગીના થાક ત્હને યે ચ્હડયા હશે.
અનન્તના તીર્થની ગઝલ સંભળાવીશ ?
પેલા આનન્દના ઓવારાનું ગીત ?

**શાહબેગમ :** બસરો ચશ્મ, મ્હારા આત્માના અમૃત !

( શાહાનશાહનાં પાયપદ્મ ઉછંગે લેઇ પાયબોસી કરીને બાદશાહબેગમ ગઝલ ગાય છેઃ જાણે બાદશાહના ખ્વાબગાહમાં બુલબુલો બોલ્યાં ! )

આ ઝીંદગીના જહાજે
ચ્હડી જ્યહાં જવું છે, પ્યારા !
નયનો ઉઘાડી નિરખો
આનન્દના એ આરા.

આકાશનાં ઉભાં છે
વૈભવ ભર્યાં વનો જો !
ત્હેની ય પેલી પારે
ચૈતન્યની એ ધારા.

આ આથમી ને ઉગતા
નથી સૂર્ય કે શશી ત્યહાં;
અદ્‌ભુત અનસ્ત ઉછળે
ત્યંહિ તેજના ફૂવારા.

બ્રહ્માંડ જ્યહાં વિરામે,
જ્યંહિ બ્રહ્મભરતી જામે,

કિસ્મતની પાળ શા, ત્ય્હાં
એ કારમા કિનારા.
ભવના મહોદધિમાં
રમણે ચ્હડી છે કિશ્તી;
સફરો ફરીને આવ્યે
આખરના એ ઉતારા.

**અકબરશાહ**: સલામ, શાહબેગમ ! સિધાવો.
બાબા એકલો છે, આત્મહત્યા કરશે.
ઉછેર્યો છે, ઓછાયોઃ થજો સદા.

( દુનિયાંપારનું સ્મિત ફરકાવતાં થરકાવતાં )

હજી તો ચૌરંગીમાં હરાવવાં છે
—અલ્લાહના આદેશ તો.
શણગારજો શીરાઝી ને બદખ્શાનીને;
મ્હારી સોગઠીઓને સજાવીશ
રૂમશામના ને સમરકન્દી શણગાર.
એમ ખેલ્યાં ને ખેલશું વળી
સંસારની ચૌરંગીમાં.
સલામ, સલીમા ! અલ્વિદાઅ્—

( વળી વળીને અકબરશાહનાં દુઃખડાં લેતી તેજથી ભરી ભરી વાદળી સંચરે એવી ધીરગંભીર વાદળગતિએ બાદશાહબેગમ સલીમા બાનૂ સિધાવે છે.

રાજસભાના રાજા મહારાજાઓ, અમીર ઉમરાવો, શેખસૈયદો, રાજા માનસિંહ, ખાનખાનાન, ખાન આઝમ, વકીલ, સદ્ર, સિપેહસાલાર, ખાન સામાન, મીરબક્ષી, મીરઝા ઘયાસબેગઃ રાજસભાના સકલ સભાજન શાહઝાદા ખુર્‌રમ સંગાથે પધારે છે. સહુ શાહાનશાહને સીજ્દો ભરે છે, ઝમીનબોસી કરે છે. )

**અકબરશાહ :** સહુનાં આયુષ્યની ધ્વજાપતાકાઓ
હુલ્લાસના વાયુમાં લહરે છે ને ?

**ખાન આઝમ :** બાદશાહની બુલન્દઅિક્સિયારી વરસે છે
એટલે જીવનના શઢ પ્રફુલ્લેલા છે.
સંસારસમુદ્રે જીવનનૌકાઓ
ગરૂડ શી ગોથાં ખાતી ઉડે છે.
અત્યહારે છે આયુષ્યનો પુણ્યયોગ.
બાદશાહ આરામ નહિ લે ?
રાજમન્ત્રણાના શ્રમ–

**અકબરશાહ :** છેલ્લાવેલ્લા લઇ લેવાના છે.
બાદશાહનાં જેવાં રાજફરમાન,
ખુદાનાં એવાં ખુદન્હોતરાં;
એવાં છે રાજકાજનાં નિમન્ત્રણ.
નસીબના એ છે કલામો:
આવ્યાં તે થોભાવ્યા નહિ થોભે.
કહો, કોકલતાશ ! બાદશાહને ક્ષમા છે ને ?

**ખાન આઝમ :** નાચીઝને ખાન આઝમ સ્થાપ્યો,
યશફોરન્તો કીધો, એની ક્ષમા ?

**અકબરશાહ :** અકબરશાહને આયુષ્યની વિદાય આપો,
બાદશાહને ઝીંદગીની ક્ષમા બક્ષો.
જીવનયાત્રાના ઓ સંગાથીઓ !
છેલ્લી વિદાય ને છેલ્લી ક્ષમા.
બહુ રમ્યા, બહુ ઘૂમ્યા સંસારકુંજોમાં.
વડલાની શાખાઓ શાં જીવન ગૂંથ્યાં,

નદીઓનાં પાણી શા સંગમ સાધ્યા,
સંસારને ફળદ્રુપ કીધો,
લોકકલ્યાણના આંબાવાડિયાં ઉછેર્યાં,
આર્યાવર્તમાં ઉડતો કીધો
અકબરશાહનો સર્વકલ્યાણનો કલ્યાણધ્વજ.
હિન્દુકુશ કારાકોરમ ને પીરપંજાલ,
વિન્ધ્યાચળ ને સાતપૂડાની માળાઓ,
ગુજરાતનાં વન ને
બંગાળની જલભૂલભૂલામણીઓ,
હિમાદ્રિ ને સિંહાદ્રિની પદ્માવલિ:
મહાવનની ઝાડીઓમાં, જલનાં ઝુંડોમાં,
સંગાથે ઘૂમ્યા, સંગાથે જીત્યા, સંગાથે માણ્યા.
સમશેરને પાને ને ભાલાની અણીએ
પવનવેગે પરવર્યા પૃથ્વીપડમાં.
ઈસ્લામ મ્હારૂં જમણું નયન,
હિન્દુપત મ્હારૂં ડાબું નયન.
સર્જન છો, સુભટ છો, રસકોવિદ છો:
અકબરશાહીના સિંહાસનના સિંહરાજ છો.
જમનાનાં પૃથ્વીપુરાણાં પુણ્યજલના
શપથ છે, રાજપૂત સામન્તરાજો!
અકબરશાહે ત્હમને હુલસાવ્યા છે
એમ હુલસાવજો અકબરશાહની વંશાવલિને.
આપણો સર્વસમન્વયનો કલ્યાણમન્ત્ર:
રાજ્યરાજ્યમાં તે સ્થાપજો,

બાદશાહી કુટુંબજાળમાં તે સ્થાપજો.
જાવ, મન્ત્રીશ્વરો ! જાવ
સલ્તનતના શણગારને મહેલે,
ને શેખૂબાબાને આમન્ત્રી લાવો.
કેહ્જો, ધરતીને કિનારે ઉભા ઉભા
બાબા સંભારે છે શેખૂબાબાને.

( શ્રમથી થાકી અકબરશાહ ઓશીકે પડે છે. બે રાજમન્ત્રીઓ શાહજાદા સલીમને આમન્ત્રણે જાય છે. શાહજાદો ખુર્રમ મોરપીંછથી વાયુ ઢોળે છે. થોડીક વારે થાક કાંઇક વળ્યા પછી )

આજે એ પુણ્યતિથિ છે,
જે વ્હેલી કે મોડી સૌને આવે છેઃ
ફિલસુફને, યોગીને, રાજર્ષિને, પયગમ્બરને.
એ છે પરમેશ્વરી પળઃ
સંસાર સંકેલવાનું પરવ,
દુનિયાની અલ્વિદાઓનો મહોત્સવ,
જગતમાંના જીવનયજ્ઞની પૂર્ણાહુતિ.
જોવાય એટલું જગત જોઇ લેજો
અનિમિષ આંખની એ છેલ્લી મીટમાં.
એ છે જીવનનો જયોત્સવ.

( શાહજાદા સલીમને તેડીને રાજમન્ત્રીઓ પધારે છે. સજળ નેત્રે શાહજાદો અકબરશાહની ત્રણ પ્રદક્ષિણાઓ ફરે છે, પિતૃદેવને સીજદો કરે છે; ચરણવન્દના લે છે.

બાદશાહના જમણા લોચનના બહારના ખૂણામાં પિતૃઅમૃતનું એક અશ્રુબિન્દુ જામે છે.

શાહાનશાહ બોલવાનો શ્રમ કરે છે, વાત્સલ્યઉભરાતું હૈયુ ભરાઇ આવ્યે બોલાતું નથી.

અંગુલિનિર્દેશથી બાદશાહ ઇશારત કરે છે. વઝીરો સલ્તનત રાજમુગટ ને બાદશાહી શિરપેચ શાહઝાદા સલીમને ધરાવે છે; મીરઝા રાજા માનસિંહજી શાહાનશાહની ફતેહમુલ્ક સમશેર શાહઝાદાને બન્ધાવે છે; શાહાનશાહના હૃદયકમળ સમીપે શાહઝાદો મસ્તકપુટ મૂકે છે. કલ્યાણની હસ્તસ્થલિઓ સ્થાપી અકબરશાહ આશીર્વાદ આપે છે. )

**અકબરશાહ** : આજે છે ક્ષમાપનનું પર્વ:
આપે એવાં મળજો સહુને.
જીવજો ને જતન કરજો પ્રજાજનનાં:
ચઘતાઇનાં રાજ્ય પૃથ્વીવિશાલ છે,
શેખુબાબા ! પાળજો ને પોષણ કરજો.
મ્હારા સામન્તો નથી આ:
મ્હારા જીવનૂસંગાથીઓ છે,
મ્હારા અંગનાં અંગો છે;
સહુને સત્કારજો ને સન્માનજો.
રાજરમણીઓનાં બહુમાન બહલાવજો.
છેલ્લે ભળાવું છું અકબરશાહનો જીવનૂમન્ત્ર :
સર્વસમન્વય ને સર્વકલ્યાણ.
શેખૂબાબા ! વિસારતો મા.
શેખ સલીમશાહના આશીર્વાદ છે ત્હને.
નવશાહાનશાહને શહેનશાહનાં છે વન્દન.

( શાહઝાદો અકબરશાહ નમન નમે છે, સકલ રાજસભા ને મન્ત્રીશ્વરો સલીમ શાહઝાદાને સીજદો ભરે છે. )

સહુની ક્ષમા છે અકબરશાહને ?

( રાજપરિવાર અકબરશાહને ત્રણ સીજદા ભરે છે, ત્રણ-ત્રણ ઝમીન-બોસી કરે છે. )

હવે કુરાને શરીફ, ઈમામ સાહેબ !
છેલ્લી યાત્રાના કલમા પઢો.

( ઇસ્લામના ઇમામ કુરાને શરીફમાંથી છેલ્લી યાત્રાના કલમા પઢે છે. મૃત્યુના પડછાયા રાજખંડને ભરવા માંડે છે. આસ્માનપારનાં ગામ્ભીર્ય ને ભવ્યતાની, અગોચર મેઘાવલિ શી, અગોચર વાદળીઓ ઉભરાય છે. એ ગુફા-ગંભીર શાન્તિમાં જમનાનો જલઘોર ગાજતો સંભળાય છે. ઈમામ સાહેબ કલમા ઉદ્‌ગાય છે. અજલના ફિરસ્તાના પડછાયા પાદશાહને ઘેરી વળે છે. )

સુલહ–યે–કુલ્લ ! સર્વસમન્વય ! સર્વકલ્યાણ !
લા ઈલાહા ઈલ્લલ્લા હો—

( રાજસભામાં લૌકિકપર પ્રકાશ ભરતો વીજળીનો ઝબકારો થાય છે. બ્રહ્માંડસૂર્યનો એ જગત્‌સ્ફુલિંગ આસ્માનોને ઓળંગીને બ્રહ્માંડસૂર્યના સૂર્યલોકે સંચરે છે. )

**સલીમશાહ** : પિતા ગયો, પાદશાહ ગયો,
યોગી ગયો, રાજર્ષિ ગયોઃ
યુગનો યુગાત્મા ગયો.
જગતને શું શું માફ કરતો ગયો ? !

**રાજા માન** : એને આવી ગયે
પૃથ્વી ઉદાર ઉરની થઇ.

**ખાન આઝમ** : મુગલાઇના આંબાવાડિયાનાં મૂળ
સો વર્ષ ઉંડાં રોપાયાં.

**ખાનખાનાન** : અફલાતૂન ને ઈસ્કિન્દરશાહના
આત્માઓની જ્યોતિઓ ગૂંથાઈને
જન્મ્યો'તો મહાજ્યોત અકબરશાહ.

( એવે ઓચિન્તાના ફતેહપુર સીક્રીના રાજમહેલમાંની યોગીની છતરીમાં વિરાજતા હિમાલયના યોગીન્દ્ર દેવીમિશ્ર ગહનતાને ગોખે પધારે છેઃ ને અગોચરની અટારીએથી ગેબના બોલ નિર્ઝરે છે. )

હિમાલયના યોગીન્દ્ર : જય હો જગન્નાથનો !
સૂર્ય આજ મહાસૂર્યમાં ઠલવાયો.
જગતમાં પ્રભાત પાડી ગયો,
દુનિયામાં દિવસ ઉગાડી ગયો
પુણ્યશ્લોક એ અકબરશાહ.
શોકની નથી, વિષાદની નથી;
અકબરશાહની આજે છે જીવનજયન્તી.
पूर्णमदः पूर्णमिदं, पूर्णात्पूर्णमुदच्यते;
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते.

( ઝુમ્મરનાં લોલક છલબલતાં હોય એવા મધુરપના કલબોલ રણવાસના પડદા પાછળથી બોલાય છે .)

સંસ્કૃતિનો સૂર એ હોલઈ ગયો;
આસમાંનું નૂર એ રોળઈ ગયો;
ક્ષિતિજના પડદાની પાછળ આથમી
ચન્દનીમાં ચન્દ એ ઢોળઈ ગયો.



## પ્રવેશ ૮ મો: અન્તર્નાટક: પશ્ચિમના પડદાઓમાં

( પશ્ચિમસાગરની પાળે એક ન્હાનકડા સરિતમુખને ખાડીઆરે એ નદી જેવડો ન્હાનકડો રાજમહેલ છે, ને રાજમહેલમાં રાજદરબાર ભરાયો છે. રાજરાજેશ્વરી જેવી, સાગર જીતવાને મનોરથનૌકાએ ચ્હડેલી સાગરલક્ષ્મી સરિખડી, જાજ્વલ્યજ્યોત શી ત્હાંની મહારાણી સિંહાસને વિરાજેલ છે. એની દિગન્તઘૂમતી આંખડી આઘે આઘેના ઉદયાચળને શોધી રહી છે. પૂર્વાકાશે ને પશ્ચિમાકાશે આલેખેલા ઇતિહાસમન્ત્રો વાંચતી હોય એમ ક્ષણેક પૂર્વાકાશે અને ક્ષણેક પશ્ચિમાકાશે નિહાળે છે. સન્મુખ પૃથ્વીનો રજતગોળો છે: ઘડીક એને હસ્તસ્થલીમાં લેઇને નિરખી રહે છે.

ડહાપણનો ઝબ્બો ઝૂલાવતા મન્ત્રીશ્વર સન્મુખ આવે છે. )

**મન્ત્રીશ્વર** : નગરીનું મહાજન પધાર્યું છે
પૂર્વનો પટો પ્રાર્થવાને.

**મહારાણી** : મહાનામ મુગલશાહને દેશ ?
દિગ્દિગન્તમાં ડંકો વાગે છે મુગલશાહનો.
પોર્ટુગાલ આથમ્યું; સ્પેઈન આથમે છે;
વલંદાઓએ વાટ પાડી છે.
હવે શા અન્તરાય છે મન્ત્રીમંડળને ?

**મન્ત્રીશ્વર** : પંખીપાંખના ઓળા જેટલો યે નથી.
સ્પેઈનફ્રાન્સનું તહનામું ઘડાયું:
આપણને નિરાશા ઓઢાડી.

પૃથ્વીના ગોલાર્ધો વ્હેંચવાનાં ફરમાન
રોમનાં રોમ કાજે જ રહેશે હવે.

**મહારાણી :** ( કમળપાંખડી શી પાયમોજડીએ પૃથ્વીને ઠોકીને )
રોમપાડ્યા પૃથ્વીના ભાગલા ભૂંસાશે.
પ્રજાઓ સાગર જીતવા ચ્હડી છે.
આપણે દ્વીપવાસીને તો
ધરતી છે સીમાડો,
ને સાગર છે શેરીઓ.
મ્હારી પ્રજા શોધી વળશે
જળની ઝાડીઓનાં ઝુંડ.
મૂર જોયા; રૂમશામ જોયા;
જોવા દ્યો વિશ્વનાં મહાવન હવે.
સારો યૂરોપ જગત્સફરે નીકળ્યો છે.

( મન્ત્રીશ્વર જઇને નગરીના મહાજનને તેડી લાવે છે. રાજનમન નમી સહુ ઉભે છે. )

લાવો એ રાજકાગળ.

( રૂપૈયામાંથી સોનૈયો તરી આવે એમ નગરીના નગરશેઠ આગળ આવે છે, ઘૂંટણિયે પડી રાજકાગળ આગળ ધરે છે. )

**નગરશેઠ :** સારો યૂરોપ પૃથ્વીને વેડી રહ્યો છે:
અમને સાગર ખેડવા દ્યો.
૧૦૧ મહાજનિયા વિનવે છે.
પ્રજાપાળ નહિં પાળે-પંપાળે
તો કોણ પ્રસારશે છત્રછાંયડી ?
પીપર અમણે દામે આપી;
અમારા જળઘોડા ખરીદી ગયા;

એવાં અપમાન પ્રજા નહિ સાંખે હવે.
એન્ટવર્પે અમને ઢંઢોળ્યા છે.
દેશની દૌલતને કાજે,
પ્રજાના બહુમાનને કાજે,
નૌકાબળના આત્મવિકાસને કાજે
પ્રજા માગે છે, મહારાણીજી ! આપો.
અમને અમારો માગ કરવા દ્યો.
પૂર્વપશ્ચિમનાં દ્વાર દેવાયાં છેઃ
ઉઘાડી આપો.

**મન્ત્રીશ્વર** : સંઘના સંઘપતિ કોણ છે ?

**એક શેઠિયો** : સ્ટેપર અમારા સંઘવી છે,
સ્મિથ અમારા ઉપસંઘવી છે.
મહાજનમાં ભળે તે વ્હેપાર ખેડે.

**મન્ત્રીશ્વર** : એ તો જગઅનુભવિયા છે,
એમણે ભૂમધ્ય સમુદ્ર ખેડયો છે.

**મહારાણી** : જાવ, મ્હારા સફરી જહાજો !
પૂર્વપશ્ચિમના પડદા સંકેલાય છે.
દુનિયા દૌલતથી છલકાય છેઃ
દૌલતની ન્હેરો વાળો આપણે દેશ.
વીશ-વીશ વર્ષનાં વ્હાણાં વાયાં,
એ જ છે મ્હારાં ચિન્તા ને ચિન્તવન.
જગત જોયું મ્હેં આ ભૂગોલમાંઃ
આવતી ચાર સદી યૂરોપની છે.
નદી છે ન્હાનકડી ને જહાજ છે મ્હોટાં.

મહાસાગરના મધરમચ્છો છોઃ
પૃથ્વીપરકમ્મા કરી વળો.
યૂરોપ વ્હેપાર જીતવા ચ્હડયું છે,
જીતશે જગતનાં બાઝારોને.
પા સદી પ્હેલાં બક્ષ્યો'તો
રૂમશામનો ઈજારાપટોઃ
આજે ઉઘાડું છું પૂર્વના મહેલોને.
કહે છે શાણો રાજધુરન્ધર છેઃ
સકલ આર્યાવર્ત જીતી વળ્યો છેઃ
ઉદારદૃષ્ટા છે, આજાનબાહુ છે,
પ્રજાપ્રજાનો પોષિન્દો છે,
સારગ્રાહી છે, સર્વધર્મને સન્માને છે.
લક્ષ્મીનાં જગમન્દિર ત્ય્હાં છે;
ફરતાં તેજાનાનાં વનઉપવન ડોલે-ઝૂલે છે.
જાવ મહાનામ મુગલશાહને દેશઃ
એ છે સોનારૂપાની ભોમ.
પૂર્વ આજ પશ્ચિમને ન્હોતરે છે.
આજે છે વર્ષની પૂર્ણાહુતિઃ
કાલે નવું વર્ષ બેસશેઃ
પૃથ્વી ઉપરે નવયુગ ઉગશે.
દેશના દિગ્પાળ છે
ત્હમારાં લક્કડકોટિયાંના લક્કડકોટ.
સાગરનાં મોજાં ત્હમારા ઘોડા છે,
જળનાં વન ત્હમારા મહેલ છે.
આપણો એલચી પાઠવીશ ત્ય્હાં.

લંડનનું રચજો વેનિસ ને ઈસ્તંબૂલ;
એના બ્હોંતેર લાખ કરજો.
જાવ, ને જગતને જીતજો.
પૃથ્વીને ઘેરી સાગર પડયો છેઃ
સાગરને જીતશે તે પૃથ્વીને જીતશે.

( ડહાપણવૃદ્ધ મન્ત્રીશ્વર રાજકાગળ લઇ મહારાણીજીને સોંપે છે. )

**મન્ત્રીશ્વર** : પૃથ્વીની પ્રજાપ્રજાનાં
પગલાં થશે આપણે દેશ.
નગરશેઠજી ! પૃથ્વીને ન્હોતરે સંચરો છો, હો!

**રાજસામન્ત** : ભવિષ્ય વાંચે તે ભાગ્યવિધાતા.
મહારાણીજી મહારાજ્યનાં ભાગ્ય વાંચે છે.

**રાજમન્ત્રી** : જ્ઞાન ફિલસુફી લોકકલ્યાણની લેવડદેવડ
એ જ સાચ્ચી છે પ્રજાપ્રજાની લેવડદેવડ.
લેજો-દેજો, શેઠિયાઓ ! એ ય તે.
ફિલસુફીનું વતન પૂર્વખોળે છે.

**કવિરાજ** : સૂરજની આંખડી ત્યહાં ઉઘડે છે.

**ધર્માધ્યક્ષ** : સૂર્યનું વતન પૂર્વખોળે છે,
ધર્મનું વતન પૂર્વહૈયે છે.
લક્ષ્મી સરસ્વતી ધર્મ સંસ્કૃતિઃ
તેજની સરિતાઓનાં મૂળ પૂર્વમાં છે.
જાવ, શોધો, આણો આપણે ઘેર.
ઇશ્વરની આશિષો છે ત્હમને.

**નગરશેઠ** : ઘોડીલા થઈ ઘૂમીશું જલહૈયે.
સાગરની ગુફા યે ગુફા,

મહામોજની ટેકરી યે ટેકરી,
ઓળંગી ઉતરીશું સાગરપાર.
દુનિયાની ફૂલવાડી વેડી લાવીશું.

**મન્ત્રીશ્વર :** વિઘ્નો ડુંગર દેખાય ત્ય્હારે ત્ય્હારે
પધારજો પ્રજામન્દિરેથી રાજમન્દિરે.
રાજદરબાર છે પ્રજાજનનાં વિશ્રામધામ.

**મહારાણી :** દુનિયામાં નવો દિવસ ઉગે છે.
દ્વીપવાસીઓનું વતન છે સાગર.
જાવ, જગના જળજોદ્ધાઓ !
પૂરની પેઠે પરવરજો ને પથરાજો.
સૂરજદેવ તપે છે અત્ય્હારે
પશ્ચિમની આભઅટારીએ.
થાણું થાપજો દિશાદિશાને દરબાર.
દુનિયા દિગ્પાળોની છે.

( દુનિયાંના ભાગ્યપત્ર શો રાજકાગળ મહારાણીજી લે છે; અટારીમાંથી જગતને ક્ષણેક નિરખે છે; વિધિમુદ્રા શી રાજમુદ્રાની મ્હોર રાજકાગળે છાપે છે. એમ પશ્ચિમના પડદાઓમાં જગત્‌નાં ભાગ્ય ઘડાય છે. )

મ્હારી પા સદીની આરઝૂ
આજની સન્ધ્યાએ મ્હોરી–ફૂલી.
કેવાક હશે ગગનજ્યોત જેવા–
કીર્તિમૂર્તિ એ મુગલ શાહાનશાહના
સંસ્કારસોહામણા મણિઝળહળતા રાજમહેલો ?

( આરઝૂની આંખે સુન્દરી પૂર્વને નિહાળી રહે છે; પાયપાંદડીએ પૃથ્વીનો પડછન્દ પાડે છે, પૃથ્વીના રજતગોળાને નિરખતી ઉભે છે. મહારાણી ઇલિઝાબેથ, સામન્તદળ, નગરીનો શ્રેષ્ઠિસમુદાય દષ્ટિદેશ સન્મુખ અન્તરિક્ષઝૂલે ઝૂલની

અકબરશાહની કીર્તિમૂર્તિને જાણે જોતાં હોય છે. ટેમ્સને આરે, લંડનના રાજમહેલમાં અકબરશાહનાં એમ જગત્‌આરાધન આરંભાય છે. પૂર્વપશ્ચિમની સાગરછોળો પરસ્પર અથડાતાં વિશ્વભરતી ઉછળી રહે એવો ઇતિહાસના મહાયોગનો હિન્ડોલ ડોલી ઉઠે છે.

એ સહુ નિહાળતું શાહાનશાહ અકબરશાહનું રૂહ સ્વર્ગલોકે સંચરે છે. ગુફામુખી ગંભીરવદની દુનિયાંની દિશાઓ વિદાયનું ગીત ગાય છે. )

**દુનિયાંની દિશાઓ** : આજ જગત ઢાલવ્યાં રે,
ઉત્સવો ઉજવાય દેવતીર્થમાં;
આજ જગત ઢાલવ્યાં રે,
મેહુલો શમ્યો સાગર સમર્થમાં.

કીર્તિનો પ્રકાશ જાણે પૃથ્વિથી સ્વર્ગે ગયો;
પુણ્ય કેરાં પુષ્પ જાણે વીણી વીણી લઇ ગયો;
નિત્યનાં સંભારણાં—પરાગ પરમ દઇ ગયો;

મૃત્યુલોક આપતા રે
દેવોને દાન દેવગર્વનાં;
સ્વર્ગલોકબારણે રે
દુંદુભી વાગે છે પૃથ્વિપર્વનાં.

આજ જગત ઢાલવ્યાં રે,
મેહુલો શમ્યો સાગર સમર્થમાં;
આજ જગત ઢાલવ્યાં રે,
ઉત્સવો ઉજવાય દેવતીર્થમાં.

* * *

# આ નાટકમાંનાં ગીતો

૧૯ ૧૯૧ જોશીડા! જોશ જૂવોને — પ્રાચીન છે.
૨૦ ૧૯૩ અણુ–અણુમાં રમે રાસ. — જોશીડા! જોશ જૂવોને.
૨૧ આવો, માણો રસિકવરની કુંજે. — કોઈ કહેજો જોગીડાને જઈને,
હો રાજ! મધુવનમાં ઝૂરે ત્હારી બાલા જોગન.
૨૨ ૧૯૬ આભપરો મેહુલો ગાજે મલ્હાર — મધુરી શી મોરલીના મધુરા કલ્લોલ
૨૩ ૧૯૬ દુનિયાં જોવી કીધી દૂર — અણુ–અણુમાં રમે રાસ
૨૪ ૧૯૮ લહરિયાં સાગરમાં ન સમાય. — ભજન
૨૫ ૧૯૯ હો વ્રજરાજ! ત્હારી વાંસળીએ. — હો નન્દલાલ! ગાગર ભરવા દે.
૨૬ ૨૦૬ युगल चरणां भजुं रघुवर–श्याम. — પ્રાચીન છે.
૨૭ ૨૦૯ આભમાં ઉગતી કલાનો ચન્દ્ર ઉગ્યો — વનમાં બોલે ઝીણા મોર,
કોયલ રાણી કલ્લોલ કરે રે લોલ.
૨૮ ૨૫૯ કસુંબલા કીધા, નાહોલિયા! — રાસડો
૨૯ ૨૬૪ તાઝે બતાઝે, નૌ બનૌ. — હાફીઝની પ્રખ્યાત ગઝલ
૩૦ ૨૯૫ આ જગની ઝાળો શમવે વિ.
૩૧ ૩૦૮ આ ઝીંદગીના જહાજે — જમના તણા કિનારે
ગોવિન્દ ગૌ ચરાવે
૩૨ ૩૨૨ આજ જગત ડોલવ્યાં રે,
ઉત્સવો ઉજવાય દેવતીર્થમાં.

## મ્હોટી ભૂલોનું શુદ્ધિપત્રક

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૯ | ૮ | કલ્યાળમુહૂર્ત | કલ્યાણમુહૂર્ત |
| ૭૨ | ૧૦ | આથમતો આવીને | આથમતા યુગને |
| ૧૦૫ | ૧ | તારકે | અખ્તરે |
| ૧૫૯ | ૧૬ | ઇકલામના | ઈસ્લામના |
| ૧૮૮ | ૧૬ | ધચ | ગ્રૂંચ |
| ૧૯૫ | ૧૪ | આન્ત | આજ |
| ૨૦૧ | ૮ | ગોકુળ ગોસાંઈજીને | વ્રજ વ્રજરાજને |
| ૨૧૭ | ૨૨ | તે નમ્યો | તે ન નમ્યો |